ॐ ह्रीँ अर्हं नमः

અમદાવાદ(ધનાસુતારની પોળ, કાલુપુર)નિવાસી

શેઠશ્રી રસિકલાલ માણેકલાલ

(શાહ ટ્રેડિંગ કંપની લિ.વાળા)ના

સ્વર્ગસ્થ પુત્રરત્ન ભાઈશ્રી દીપકકુમારના

સ્મરણાર્થે ભેટ



શ્રી સુરચંદ્ર પુ. બદામી

રિટાયર્ડ જજસાહેબ

# સમર્પણ

શાસનરત્ન, શ્રુતજ્ઞાનાભિલાષી,

**શ્રી સુરચંદ પુ. બદામી સાહેબ** (રિટાયર્ડ જજ)

**મુંબઇ**

**સ**હર્ષ નિવેદન કરવાનું કે આપે પ્રથમ મને 'જૈન તત્ત્વસાર'–સારાંશ નામનું પુસ્તક તેમજ હમણાં પણ 'સ્યાદ્વાદમતસમીક્ષા'ની પ્રથમાવૃત્તિનું પુસ્તક જોઈ સુધારી તપાસી આપવામાં જે આપના કીમતી સમયનો ભોગ આપ્યો છે, તેમજ ભગવાન **ઉમાસ્વાતિકૃત 'તત્ત્વાર્થ-સૂત્ર'** પ્રતિ આપની અપૂર્વ શ્રદ્ધા અને હાર્દિક અભિરુચિ નિહાળી આ 'તત્ત્વાર્થ-પ્રશ્નોત્તર દીપિકા'નો પ્રથમ ભાગ આપના ચરણકમળમાં સમર્પણ કરતાં મને અનહદ આનંદ થાય છે.

પ્રસ્તુત અર્પણ પત્રિકાના સ્વીકાર માટે શ્રીયુત **ફતેહચંદભાઇ ઝવેરચંદભાઈ** સાથે આપશ્રીને વિનતિ કરવા માટે આવેલ અને આપશ્રીએ ઘણી મહેનતે વિનતિ સ્વીકારી તેમજ મારા સ્નેહી શ્રીયુત **કાન્તિલાલ હીરાલાલ શાહ**ની તીવ્ર ઇચ્છાને માન આપ્યું જેથી નિવેદન કરવાનું કે આપે આ લઘુ અર્પણપત્રિકાનો સ્વીકાર કરી સર્વને સંતોષ આપ્યો તેથી આ સ્થળે આપનો અત્યંત આભારી છું.

આપે આપના વિશાળ જ્ઞાનના ફળ રૂપે સુશ્રાવકનાં બાર વ્રત લઈ તેમજ પરમ કલ્યાણકારી ઉપધાનવ્રત કરી જ્ઞાનક્રિયાભ્યાં મોક્ષઃ એ જૈન ધર્મના અમૂલા સૂત્રને આપના જીવનમાં વણી એક આદર્શ, અજોડ પ્રતિભાશાળી વ્યક્તિ તરીકે જે સ્થાન સમાજમાં સંપાદન કર્યું છે તે જણાવતાં અતિ હર્ષ થાય છે.

સમય પરત્વે આપ શાસનોન્નતિના કામમાં પણ જે યથાશક્તિ આત્મભોગ તથા સાથ આપો છો તે જ આપની ધર્મપરાયણતા છે અને તે જ આપનું સૌજન્યપણું સૂચવે છે.

આપની આટલી જઈફ અવસ્થાએ પણ આપની કર્તવ્યપરાયણતા તરીકે આપ સદા શ્રુતજ્ઞાનના શ્રવણ, મનન, વાચન અને નિદિધ્યાસનમાં તત્પર રહો છો; આપના એ ગુણો નિહાળ્યા પછી કહ્યા વિના ચાલતું નથી કે આપના જેવાં શાસનરત્નો સમાજમાં વિરલ હશે. આ જ ગુણો આપનું ધર્મ પ્રતિ શ્રદ્ધાન અને અભિરુચિપણું સૂચવે છે.

આપની સાદાઈ, સરસાઈ, નિખાલસપણું અને પરોપકારવૃત્તિ તે જ આપના ઉત્તમ જીવનની પરાકાષ્ઠા છે.

છેવટ આપ દીર્ઘાયુષી થાઓ અને આપની ધાર્મિક તન્મયતા અહોનિશ અખંડ આપના જીવનના છેલ્લા શ્વાસોચ્છ્વાસ લગી કાયમ રહો અને આપનું મનુષ્ય-જીવન સફળ થાઓ એવું અંતરથી ઇચ્છી વિરમું છું. ૐ શાંતિઃ

૧૬૫, બજારગેટ, સ્ટ્રીટ — લિ.
કોટ, **મુંબઈ** — આપનો સદ્‌ગુણાનુરાગી
તા. ૨૭–૭–૫૨ — **શંકરલાલ ડાહ્યાભાઇ કાપડીઆ**

# સમાલોચના

**આ** તત્ત્વાર્થાધિગમસૂત્ર જેટલું ગંભીર છે તેટલું જ સર્વોપયોગી છે. મહાન્ ધીમાન્ પણ તેનું રહસ્ય સમજવા માટે પૂરતો શ્રમ સેવે ત્યારે કાંઈક પ્રાપ્ત કરી શકે છે, અને અલ્પજ્ઞ કે જેને તત્ત્વ સમજવા જિજ્ઞાસા જાગૃત થઇ છે તે પણ આ ગ્રન્થથી જ્ઞાન મેળવી આગળ વધી શકે છે.

આ ગ્રંથમાં જે વિષયો ગૂંથાયા છે તે જોતાં ગ્રંથનું પરિમાણ અતિશય અલ્પ છે, એમ કહેવું એ જેમ અતિશયોક્તિ નથી, તે જ પ્રમાણે આ ગ્રન્થના વિવેચનોનો વિસ્તાર પણ ઘણો થયો છે અને થાય છે, છતાં તે ઓછો છે એ પણ અતિશયોક્તિ નથી.

સૂત્ર સ્વરૂપે સંકળાએલ આ ગ્રન્થ ખરેખર સૂત્રના લક્ષણથી સમન્વિત છે.

આ ગ્રન્થ એવો છે કે જેનું ઉપેક્ષા વગર અધ્યયન કર્યું હોય તો ગ્રન્થ પ્રત્યે જ નહિ, પણ તેના સંકલયિતા પ્રત્યે પણ બહુમાન, પૂજ્યબુદ્ધિ અને ભક્તિભાવ જાગે, અને એ સાથે જૈન દર્શન કે જે તેના વાસ્તવ અર્થમાં સહુકોઇનું આત્મદર્શન છે તેની ઓળખાણ થાય.

આ ગ્રન્થ ઉપરનાં વિવેચનોમાં કેટલાંએક વિવેચનો બીજા સંપ્રદાયો તરફથી એવાં પ્રસિદ્ધ થયાં છે કે જે વિવેચનોએ આ ગ્રંથનું સ્વાતંત્ર્ય દબાવવા સારી રીતે યત્ન સેવ્યો છે. ગ્રન્થને બુદ્ધિ ખેંચે, અને ગ્રન્થ બુદ્ધિને સંસ્કારિત કરે એ બેમાં આકાશપાતાળ જેટલું– પૂર્વપશ્ચિમ જેટલું અંતર છે. જ્યાં સુધી પોતાનાં સ્વીકૃત મંતવ્યોને

પુષ્ટ કરવા માટે સાધન તરીકે આવા વિશિષ્ટ ગ્રન્થોનો ઉપયોગ કરવાની અવિશુદ્ધ મનોવૃત્તિઓ સજીવન છે અને રહેશે ત્યાં સુધી ખેંચતાણ રહેવાની અને એવી ખેંચતાણો ઓછી કરવા પ્રયત્ન કરવા એ સુજ્ઞોનું કર્તવ્ય છે. પણ એ કર્તવ્ય બજાવતાં સત્યને જરી પણ આંચ ન આવવી જોઇએ.

**એ હેતુ જેટલા અંશે સફળ થાય તેટલે અંશે આ પ્રસ્તુત પ્રકાશનો જેવાં પ્રકાશનોની સાર્થકતા અને સફળતા છે.**

શ્રી નેમિનાથજી જૈન ઉપાશ્રય　　　　પં. ધુરંધરવિજય ગણી
**મુંબઈ-૩**
તા. ૮-૯-૫૨



શ્રી કાન્તિલાલ હીરાલાલ કુસુમગર
(વિ. બિ. કુસુમગરની કું. વાળા)
મુંબાઈ

# આભાર-દર્શન

સજ્જન મહાશય,

શ્રીયુત **કાન્તિલાલ હીરાલાલ શાહ**

**મુંબઈ**

**આ**પને જણાવતાં મને અતિ હર્ષ થાય છે કે જેમ કોઈ આજારી અંધ માણસને ઘણે વખતે આંખ મળે છે ને તેને જેટલો આનંદ થાય છે તેટલો જ આનંદ મને આપની સહાયથી **તત્ત્વાર્થ-પ્રશ્નોત્તર દીપિકા, ભાગ પહેલો** પ્રકટ કરતાં થાય છે, સબબ કે મારી ઘણા વર્ષની તે પ્રતિ સેવેલી મુરાદ પાર પડી છે; આ માટે આપનો હું અત્યંત આભારી છું.

આપના ઉપકારથી આકર્ષાઈને મેં જે **તત્ત્વજ્ઞાન-સીરીઝ** પ્રગટ કરવાની થોડા સમય પહેલાં શરૂઆત કરેલી છે તે સાથે આપનું નામ અલંકૃત કરી હું કૃતકૃત્ય થાઉં છું, અને આશા રાખું છું કે આપ તેનો સાદર સત્કાર કરશો, અને સાથે જણાવવા રજા લઉં છું કે આ આપની સહાયથી તત્ત્વજ્ઞાન અને સાહિત્યવૃદ્ધિનાં પુસ્તકો પ્રકટ કરવા હું ભાગ્યશાળી થાઉં તે માટે શ્રી શાસનદેવને અભ્યર્થના કરું છું.

જૈન ધર્મમાં જો કોઈ સર્વલોકભોગ્ય, આગમોના સારભૂત અને આપણા ત્રણે ફિરકાને સરખી રીતે માન્ય પુસ્તક હશે તો તે ભગવાન ઉમાસ્વાતિ કૃત તત્ત્વાર્થસૂત્ર જ છે.

આ પ્રશ્નોત્તર દીપિકા પણ તેનું જ અવતરણ છે, જે જૈન દર્શનના તત્ત્વજ્ઞાનના અભ્યાસીને પાયારૂપ છે.

આવું એક અમૂલ્ય, અદ્વિતીય અને અનુપમ પુસ્તક આ રૂપે

પ્રકટ કરાવી આપે જનતા ઉપર ઉપકાર કર્યો છે એટલું જ નહિ, પરંતુ આપે આપની ધર્મનિષ્ટા ને ઉદારતા પ્રગટ કરી છે.

છેવટ, આપના ઉદાર અને વરદ હસ્તે ધર્મોન્નતિનાં ઘણાં કામો થાઓ, અને આપના ધર્મનિષ્ટ સ્વર્ગવાસી પુણ્યવંત પનોતા પિતાશ્રીને પગલે ચાલી આપની સ્વબાહુબળે મેળવેલી સુકૃત કમાઇને. સદુપયોગ કરો એવું અંતરથી ઇચ્છી વિરમું છું. ઇત્યલમ્. ૐ શાંતિઃ

૧૬૫ બજાર ગેટ સ્ટ્રીટ
કોટ, **મુંબઇ નં. ૧**

લિ. આપનો સ્નેહાંકિત
**શંકરલાલ ડાહ્યાભાઈ કાપડીઆ**

# આમુખ

ભગવાન શ્રી ઉમાસ્વાતિ મહારાજનું 'તત્ત્વાર્થાધિગમ સૂત્ર' એટલે શ્રી જિનેન્દ્ર પ્રણીત દર્શનનો સર્વમાન્ય સાર. આ એક જ ગ્રંથ એવો છે કે જેને જૈન દર્શનના સર્વ સંપ્રદાયો પ્રમાણભૂત ગણી સ્વીકારે છે, એ જ આ ગ્રંથની મહત્તા સૂચવે છે. એની ઉપયોગિતા પણ અનન્ય છે. 'જૈન દર્શન'નો પ્રામાણિક અભ્યાસ કરવા ઇચ્છનાર જૈન કે જૈનેતર (પછી તે વિદ્યાર્થી હોય કે શિક્ષક) દરેક એમ પૂછે છે કે 'એવું એક પુસ્તક કયું છે કે જેનો ટૂંકાણથી અગર લંબાણથી અભ્યાસ કરી શકાય અને જેના અભ્યાસથી જૈન દર્શનમાં સમાસ પામતી મુદ્દાની દરેક બાબતનું જ્ઞાન થાય?' એ પ્રશ્નનો ઉત્તર આપનાર તત્ત્વાર્થ સિવાય બીજા કોઈ પુસ્તકનો નિર્દેશ ન જ કરી શકે.* આમ દર્શન-શાસ્ત્રના અભ્યાસની દૃષ્ટિએ જેટલી આ ગ્રંથની મહત્તા અને ઉપયોગિતા છે એથી યે વિશેષ એની મહત્તા અને ઉપયોગિતા છે અધ્યાત્મદૃષ્ટિએ. આ મહત્તા શ્રી ગ્રંથકાર મહારાજા પોતે જ આ ગ્રંથ ઉપરની પોતાની પ્રશસ્તિમાં જણાવે છે. એઓ કહે છે કે:—

यस्तत्त्वार्थाधिगमाख्यं ज्ञास्यति च करिष्यते च तत्रोक्तम्।
सोऽव्याबाधसुखाख्यं प्राप्स्यत्यचिरेण परमार्थम् ॥

'જે તત્ત્વાર્થાધિગમ નામના શાસ્ત્રને જાણશે અને તેમાં કહેલું આચરશે તે અવ્યાબાધ સુખ જે મોક્ષ તે નામના પરમાર્થને પામશે.'

---

*પં. સુખલાલજી

વિશેષ દૃષ્ટિએ જોતાં આ શ્લોકમાં જ એક રીતે શ્રી ગ્રંથકાર મહારાજા જૈન દર્શનના સારરૂપ સૂત્રનો નિર્દેશ કરે છે અને એ સૂત્ર તે જ આ ગ્રંથનું પહેલું સૂત્ર सम्यग्दर्शन ज्ञानचारित्राणि मोक्षमार्गः। છે. શ્રી સૂયગડાંગ સૂત્રના પહેલા શ્લોકના પહેલા પાદમાં પણ 'बुज्झिज्झ तिउट्टिज्झा' (જાણવું જોઈએ અને તોડવું જોઈએ) એ શબ્દોથી જૈન દર્શનનો એ જ સાર દર્શાવાયો છે. અને એ જ સાર શ્રી વિશેષાવશ્યકકારે 'नाणकिरियाहिं मोक्खो' એ સૂત્રથી બતાવ્યો છે કે જે આજે આપણને ज्ञानक्रियाभ्यां मोक्षः। એ સૂત્રથી વિશેષ પરિચિત છે. આ સૂત્રનો સર્વાંગી અભ્યાસ એ જ તત્ત્વાર્થસૂત્રનો અભ્યાસ અને એ જ જૈન દર્શનનો પણ અભ્યાસ. આવા અભ્યાસના સાધનરૂપ ગ્રંથની મહત્તા અને ઉપયોગિતા કેટલી હોઈ શકે એ તો તે વિષયના જ્ઞાનપિપાસુ અભ્યાસીઓ જ સમજી શકે.

આ મહાન્ ગ્રંથ દસ અધ્યાયમાં વહેંચાયેલો છે.

પહેલા અધ્યાયમાં મોક્ષમાર્ગના સાધનરૂપ રત્નત્રયીનું નિરૂપણ, સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન તથા તેને લગતા વિષયોની વ્યાખ્યા અને પ્રકારો, સાત તત્ત્વનાં નામનિર્દેશ અને તેની ચર્ચા, ચાર નિક્ષેપાનું સામાન્ય સ્વરૂપ અને સમજૂતી તથા સાત નયોરૂપી જુદી-જુદી દૃષ્ટિઓ અને તેનાં સ્વરૂપ આપ્યાં છે.

બીજા અધ્યાયમાં આત્મા અથવા જીવના લક્ષણનું સ્વરૂપ, અધ્યવસાયના પ્રકારો, અને સંસારી જીવનાં પ્રકાર તથા તેમની ઉત્પત્તિ, યોનિ, શરીર, લિંગ અને આયુષ્ય વગેરેનું વર્ણન અને સમજણ આપ્યાં છે.

ત્રીજા અધ્યાયમાં સાત નરક અને તેમાં વસતા જીવોની સંખ્યા, લેશ્યા, પરિમાણ, શરીર, વેદના, વિક્રિયા, સ્થિતિ, ગતિ અને આગતિનું વર્ણન કર્યું છે. તેમજ મધ્યલોકની સ્થિતિ અને મનુષ્ય તથા તિર્યંચ વિષેની માહિતી આપી છે.

ચોથા અધ્યાયમાં દેવોના પ્રકાર, ભેદ, લેશ્યા વગેરેનું વર્ણન છે અને તેમના ઉત્કૃષ્ટ અને જઘન્ય આયુષ્યની સ્થિતિનું નિરૂપણ છે.

પાંચમો અધ્યાય એ વૈજ્ઞાનિક દૃષ્ટિએ સૌથી મહત્ત્વનો અધ્યાય છે. એમાં અજીવ અને તેના ભેદો, ગતિ અને સ્થિતિનાં સહાયક તત્ત્વો, 'ધર્મ' અને 'અધર્મ'ની વ્યાખ્યા અને સમજૂતી, 'આકાશ'નો વિચાર, દ્રવ્યની વ્યાખ્યા અને સમજણ, સત્‌ની વ્યાખ્યા અને અનેકાન્તનું સ્વરૂપ, કાળ વિષે વિચાર, પુદ્ગલના ગુણ અને પર્યાય વગેરે અનેક વિષયો ચર્ચ્યાં છે. આ અધ્યાય સમજીને વાંચતાં જૈન વિજ્ઞાન-દૃષ્ટિ આધુનિક શોધો સાથે સરખાવતાં કેટલી પૂર્ણ હતી તે પ્રતીત થાય છે. આ અધ્યાયનું જ્ઞાન થતાં ભારતના અગ્રગણ્ય વૈજ્ઞાનિક સદ્‌ગત શ્રી પ્રફુલ્લચંદ્રરાય લખે છે કે 'જૈનો પ્રત્યે અતિ આવશ્યક ઋણ તેમના પરમાણુવાદને લઈને છે.' એમનો પરમાણુ-વાદ ઉપરનો લેખ આ પુસ્તિકામાં સામેલ કરવામાં આવ્યો છે. તે જોતાં ગ્રંથકારનું વૈજ્ઞાનિક જ્ઞાન કેવી ઉચ્ચ કોટિનું હતું તે સમજી શકાશે.

છઠ્ઠો અધ્યાય આત્મા સાથે કર્મનો સંબંધ શી રીતે થાય છે તે દર્શાવે છે.

સાતમા અધ્યાયમાં વ્રત અને વ્રતીનાં સ્વરૂપ અને ભેદો તેમજ વ્રત અને શીલના અતિચારોની સંખ્યા અને વર્ણન આપ્યાં છે.

આઠમા અધ્યાયમાં કર્મબંધના હેતુ અને સ્વરૂપ તેમજ પ્રકારો અને કર્મની પ્રકૃતિ, સ્થિતિ, અનુભાગ અને પ્રદેશનું વર્ણન કર્યું છે.

નવમા અધ્યાયમાં કર્મને અટકાવવાનાં—સંવરનાં—સ્વરૂપ અને ઉપાયો આપ્યાં છે તેમજ નિર્જરાના કારણરૂપ તપના ભેદોનું નિરૂપણ કર્યું છે.

દસમા અધ્યાયમાં કેવલજ્ઞાન અને મોક્ષનાં કારણ અને સ્વરૂપ તેમજ મુક્તાત્માઓની ગતિ અને સ્થિતિનું વર્ણન છે.

આ બધા વિષયોનું વિવરણ કરતાં આ મહાન્ ગ્રંથમાં જ્ઞાનના વિવિધ વિષયોને ચર્ચ્યા છે. સૂક્ષ્મ દૃષ્ટિએ પૃથક્કરણ કરતાં એમાં જોવા મળે છે તર્કશાસ્ત્ર અને માનસશાસ્ત્ર, અધ્યાત્મવિદ્યા અને ઈશ્વરજ્ઞાન, મનુષ્યશાસ્ત્ર, ખગોળ અને ભૂગોળ, પદાર્થ-વિજ્ઞાન અને રસાયણશાસ્ત્ર, ભૂસ્તરવિદ્યા અને પ્રાણીશાસ્ત્ર.* આથી સમજી શકાશે કે આ ગ્રંથમાં કેટલું અગાધ જ્ઞાન ભર્યું છે.

મૂળ ગ્રંથ સૂત્રાકારે છે અને સૂત્રમાં તો ફક્ત વિષયનિર્દેશ જ થઇ શકે એટલે આવા ગ્રંથનું વિશેષ વિસ્તૃત જ્ઞાન તો તેની ઉપરનાં વિવિધ ભાષ્ય અને ટીકાઓના અભ્યાસથી જ થઈ શકે. ગ્રંથમાં ચર્ચાએલા અને વિચારાએલા વિષયો મૌલિક હોઈ એની ઉપર ઘણી ટીકા, ટિપ્પણ, વિવરણ આદિ થયાં છે. તેમાં એની ઉપરનાં ભાષ્ય અને સિદ્ધર્ષિ ગણીની ટીકા તેમજ સર્વાર્થસિદ્ધિ અને રાજ-વાર્તિક મુખ્ય છે.

આવા મહાન ગ્રંથ ઉપર ગુજરાતીમાં ઘણી જ વિદ્વત્તાપૂર્ણ વ્યાખ્યા લખી પં. સુખલાલજીએ તદ્‌વિષયાભ્યાસી ગુજરાતી જનતાને ઘણી જ ઉપકૃત કરી છે. એમ છતાં એ વ્યાખ્યા વિદ્વદ્‌ભોગ્ય અને ઊંચા સ્તરના અભ્યાસીઓને જ વિશેષ ઉપયોગમાં આવે એવી લાગવાથી ભાઈશ્રી શંકરલાલભાઇએ અન્ય બાળ અભ્યાસીઓને શ્રી તત્ત્વાર્થાધિગમ સૂત્રનો અભ્યાસ વિશેષ સરળતાથી થઇ શકે એ વિચારથી પં. સુખલાલજીની વ્યાખ્યાને આધારે પ્રશ્નોત્તર રૂપે પહેલા પાંચ અધ્યાય પૂરતી આ પુસ્તિકાની રચના કરી છે.

---

* It deals with Logic and Psyclology, Metaphysics and Theology; Anthropology, Astronomy and Geography, Physics and Chemistry, Geology and Zoology.

(See Shri J. L. Jaini's Introduction (P. XVII) to Tatvarthadhigamsutra)

પ્રશ્નોત્તર શૈલી સાધારણ રીતે મનમાં ઉદ્ભવતા શંકાશીલ પ્રશ્નોનું સમાધાન કરવામાં વિશેષ મદદરૂપ નીવડે છે. એથી એ શૈલી અભ્યાસીઓને અને ખાસ કરીને શરૂઆત કરતા અભ્યાસીઓને વિશેષ સુગમ અને અનુકૂળ થઈ પડશે, અને આપણી ધાર્મિક સંસ્થાઓમાં જ્યાંજ્યાં આ વિષય શીખવવામાં આવતો હોય ત્યાંત્યાં એ પાઠ્યપુસ્તકરૂપે વિશેષ મદદરૂપ થઇ પડશે એમ હું માનું છું.

જૈન તત્ત્વજ્ઞાનનો અભ્યાસ ફક્ત જૈનોમાં નહિ પણ જૈનેતરોમાં પણ પ્રસરે એ ખાસ જરૂરી છે. જૈન ધર્મ તો એક નિષ્પક્ષપાતી મહાન વિશ્વધર્મ છે, અને સર્વમાન્ય માનવધર્મ થવાને યોગ્ય તત્ત્વો એમાં છે. એના તત્ત્વજ્ઞાનને જાણવાનો જીવમાત્રનો હક છે અને સર્વ કોઇ એ જ્ઞાન પામી આચરી મોક્ષમાર્ગ તરફ પ્રગતિ સાધી શકે એ ધ્યેય હોવું જોઇએ. એ ધ્યેય સફળ કરવામાં કારણભૂત જો થઈ શકાય તો ફક્ત તત્ત્વજ્ઞાનના પ્રચારથી જ. આવા પ્રચારકાર્યમાં આ પ્રકારની પુસ્તિકાઓ પાયારૂપ છે. જેટલી જૈન ધર્મના તત્ત્વજ્ઞાનવિષયી આવી પુસ્તિકાઓ સાદી અને સરળ ભાષામાં બહાર પડે એટલી એ ધ્યેયને સફળ કરવામાં સહાયભૂત નીવડે. ભાઇશ્રી શંકરલાલભાઇ આ ધ્યેયથી જ પ્રેરાઇ આવા વિષયોની પુસ્તિકાઓ લખવા ઉદ્યત થયા છે. એમાં એમને સર્વ કોઈ–જૈન કે જૈનેતર–સદ્ગૃહસ્થો અને મુનિઓ, ઉત્તેજન અને પ્રોત્સાહન આપે એમ ઇચ્છું છું.

ભાઇશ્રી શંકરલાલભાઇએ આ પુસ્તિકા અત્યંત ખંત અને ઉમંગથી લખી છે. એમણે આ પ્રયાસ પોતાને આ વિષયના પંડિત માનીને નહિ પણ એક અભ્યાસી તરીકે પોતાને તેમજ પરને લાભ થાય એ દૃષ્ટિએ જ કર્યો છે. એમાં ત્રુટીઓ અને સ્ખલનો ન રહે એ માટે તેઓ ઘણા પ્રયત્નશીલ રહ્યા છે, છતાં સંભવતઃ રહ્યાં હોય

તો વાંચકવર્ગ એને ક્ષન્તવ્ય ગણી હંસની જેમ ક્ષીરનીર ન્યાયે એનો ઉપયોગ કરશે એમ ઇચ્છું છું.

અંતમાં ભાઇશ્રી શંકરલાલભાઈના આ સ્તુત્ય પ્રયાસને માટે હું અભિનંદન આપું છું, અને આવા અનેક વિષયો ઉપર આવી સરળ પુસ્તિકાઓ લખવા દીર્ઘાયુ થાય એ અભિલાષા સાથે વિરમું છું.

તા. ૧૯-૮-૫૨
૫૦૫, સેન્ડહર્સ્ટ રોડ,
**મુંબઈ-૪**

લિ.
**પ્રસન્નમુખ સુરચંદ બદામી**
(બી.એ., બીએસી. બાર-એટ-લૉ,
જે. પી. જજ)

# बे बोल

**श्री કલ્પસૂત્રમાં** હકીકત છે કે શ્રી **વીર પરમાત્માએ** ગણધર શ્રી **ગૌતમ સ્વામીને** પ્રતિબોધ કર્યા પછી **ગૌતમ સ્વામીજી** પૂછે છે 'के भयवं किं तत्तं? હે ભગવન્ તત્ત્વ શું છે? પ્રભુ ઉત્તર આપે છે કે' उप्पन्नेइवा, विगमेइवा અને धुवेइवा—અર્થાત્ ઉત્પાદ, વ્યય અને ધ્રુવતારૂપ ત્રિપદીમય આ જગતમાં તત્ત્વ છે. આ બીજ રૂપ તત્ત્વ ઉપરથી **ગૌતમ સ્વામીજી, સુધર્મા સ્વામીજી** વગેરે ગણધરોને દ્રવ્યગુણ-પર્યાયનું વિસ્તીર્ણ જ્ઞાન થતાં તેઓ દ્વાદશાંગી સૂત્ર રચે છે. પ્રસ્તુત તત્ત્વાર્થ પુસ્તક જૈન દર્શનની દ્વાદશાંગીના અર્કરૂપ છે. તેઓ જ્ઞાન-ક્રિયાના મધુર સમન્વયરૂપ છે. જૈન દર્શનના ત્રણ અનુયોગો દ્રવ્યાનુયોગ, ગણિતાનુયોગ અને ચરણકરણાનુયોગનો સંગ્રહ છે અને કથાનુયોગ તો એ ત્રણેના કથનરૂપ છે. આ તાત્ત્વિક અને ઉચ્ચ કોટિનો ગ્રંથ શ્રીમદ્ ઉમાસ્વાતિ વાચકે રચેલો છે. શ્રીમદ્ **હેમચંદ્રાચાર્યજી**એ તેમને સિદ્ધ હેમવ્યાકરણમાં उपोमास्वातिसंग्रहीतारः વાક્યથી સંબોધ્યા છે. આ રીતે શ્રીમદ્ **ઉમાસ્વાતિજી**એ સકળ જૈન દર્શનના સારને સંક્ષિપ્ત સૂત્રમાં સંગ્રહી લીધો છે.

પ્રસ્તુત ગ્રંથ દિગંબર શ્વેતાંબર બન્નેને એકસરખી રીતે માન્ય છે. દિગંબરોમાં તો વિદ્યાર્થીઓને તત્ત્વાર્થ ગ્રંથનાં સૂત્રો શરૂઆતથી જ મુખપાઠ કરાવવાની પ્રણાલિકા છે. દિગંબર શ્વેતાંબરો વચ્ચે તત્ત્વાર્થસૂત્રમાં બાર ને બદલે સોલ દેવલોકો વગેરે અનેક તફાવતો છે; પરંતુ સ્ત્રીઓના અને કેવલી ભોજનના સિદ્ધાંતો વચ્ચે મુખ્ય તફાવત છે. સ્ત્રીમુક્તિ માટે '**ષટ્ખંડાગમ સિદ્ધાંત**' જે દિગંબરનો મહાન પ્રાચીન ગ્રંથ છે તેની ધવલા ટીકા છે કે જેની **વીરસેન** આચાર્યે

વિક્રમની નવમી સદીમાં રચના કરી છે. તેના ૯૩મા સૂત્રમાં આવતા 'સંજદ'[1] (સંયત) શબ્દ ઉપરથી સ્ત્રીમોક્ષ સિદ્ધ થાય છે. તે પ્રતિ તાડપત્ર ઉપરની હમણાં જ તેમના ભંડારમાંથી બહાર આવી છે. કેવલીમુક્તિ માટે તો અધ્યાય ૯ના ૧૧મા સૂત્રમાં કહેલ છે કે શ્રી જિનને અગીઆર પરિસહ હોય છે જેથી ક્ષુધા આદિ પરિસહ વેદનીય કર્મનો ઉદય હોવાથી સ્વયમેવ સિદ્ધિ થાય છે; પરંતુ દિગંબર માન્યતા પ્રમાણે મોહનીય કર્મનો ઉદય 'ક્ષુધા' નથી.

सम्यग्दर्शनज्ञानचारित्राणिमोक्षमार्गः–तत्त्वार्थश्रद्धानं सम्यग्दर्शनं આ તત્ત્વાર્થસૂત્રની ભૂમિકા છે. મોક્ષના માર્ગની આ ભૂમિકા ઉપર તત્ત્વાર્થનાં સૂત્રોની રચના છે. સાત પદાર્થો ઉપર શ્રદ્ધારૂપ આત્મપરિણતિની વ્યાપ્તિ તે તત્ત્વાર્થશ્રદ્ધાન; તે જ્યારે સમ્યક્ત્વ હોય ત્યારે જ પ્રકટે છે; તેથી વસ્તુતઃ શ્રદ્ધાન એ સમ્યક્ત્વનું કાર્ય છે; સમ્યગ્દર્શનમાં મુકાયેલ તત્ત્વ શબ્દનું કેવળ અર્થથી શ્રદ્ધાન એ સમ્યગ્દર્શનની વ્યાખ્યા નથી. પરંતુ તત્ત્વાર્થશ્રદ્ધાન-તત્ત્વરૂપ અર્થોની–પદાર્થોની શ્રદ્ધા એ વાસ્તવિક અર્થ છે; જે પદાર્થો તત્ત્વરૂપ છે, વાસ્તવિક રીતે પોતાના સ્વરૂપમાં રહે છે તે તે જીવ-અજીવ, પુણ્ય-પાપ વગેરે અર્થોને સ્વીકારવા રૂપ શ્રદ્ધા; શ્રદ્ધાનો ઉદય થતાં જીવ અને દેહનું આત્મસ્પર્શી વિવેકજ્ઞાન સ્ફુરી ભેદજ્ઞાન થાય છે. ચતુર્થ ગુણસ્થાનકરૂપ આત્મગુણના વિકાસરૂપ જે ગૌરવ શાસ્ત્રમાં બતાવ્યું છે તે આવી શ્રદ્ધાને અવલંબે છે.

આત્મા શી વસ્તુ છે? આત્માને સુખદુઃખનો અનુભવ કેમ થાય છે? આત્મા પોતે જ સુખદુઃખના અનુભવનું કારણ છે કે કોઈ અન્યના સંસર્ગથી આત્માને સુખદુઃખનો અનુભવ થાય છે? કર્મનો સંસર્ગ આત્માને કેમ થઈ શકે છે? તે સંસર્ગ અનાદિ છે કે આદિમાન્? અનાદિ હોય તો તેનો ઉચ્છેદ શી રીતે થઈ શકે? આવી

[1] જુઓ: 'જૈન સત્ય પ્રકાશ' વર્ષ ૧૫, અંક ૭-૮-૯

આત્માને રૂપી જડ કર્મનો સંબંધ કેમ ઘટે? કર્મનું સ્વરૂપ કેવા પ્રકારનું છે? કર્મના ભેદાનુભેદ કેવી રીતે છે? કર્મનો બંધ ઉદય સત્તા કેવી રીતે નિયમબદ્ધ છે? લોકની પરિસ્થિતિ શું છે? સ્યાદ્વાદ શું છે? નયો અને સપ્તભંગીના જ્ઞાનની શા માટે જરૂર છે? મતિશ્રુત વગેરે પંચ જ્ઞાનોનું સ્વરૂપ શું છે? ષડ્ દ્રવ્યો શું વસ્તુ છે? શ્રદ્ધા અને જ્ઞાન ગુણનો વિકાસ કર્યાં પછી દેશવિરતિ કે સર્વવિરતિ ચારિત્ર આત્માના વિરતિ ગુણનો વિકાસ કરી કર્મને છૂટાં પાડી આત્માને સર્વાંશે કર્મોથી કેવી રીતે છૂટો પાડી સ્વતંત્ર મુક્તિ અપાવે છે? વગેરે વગેરેનો સાર આ તત્ત્વાર્થસૂત્રમાં છે; આ તત્ત્વજ્ઞાન, પુરુષાર્થ વડે શુભાશુભ કર્મનો પરાજય કરવા માટે જાણવું જોઈએ; આત્મા અને તેના વિરોધી પદાર્થ જડ-ભાવ–આ બન્નેનું જ્ઞાન જાણી શ્રદ્ધા કરી, મોક્ષ માટે આચરણ કરવા સ્વભાવ તરફ પુરુષાર્થ કરવો એ તત્ત્વાર્થસૂત્રનું રહસ્ય છે.

ખાસ કરીને જૈન દર્શનની રચના સ્યાદ્વાદ ઉપર નિર્ભર છે. સ્યાદ્વાદ એટલે સર્વ નયોનો મુખ્યતા અને ગૌણતાપૂર્વક આશ્રય. સર્વ નયોનો આશ્રય કરનારા મહાત્માઓ નિશ્ચયમાં ખેંચાતા નથી, વ્યવહારને તજી દેતા નથી; જ્ઞાનને સર્વોત્કૃષ્ટ માનીને સ્વીકારે છે, પણ ક્રિયાનો અનાદર કરતા નથી; ઉત્સર્ગને આદરે છે, પણ અપવાદને ભૂલી જતા નથી. ભાવમાં તત્પર રહે છે, પણ દ્રવ્યનું નિમિત્તપણું યાદ રાખે છે. આ રીતે સ્યાદ્વાદ-દૃષ્ટિએ વર્તનાર મનુષ્યનો પુરુષાર્થ મોક્ષ પ્રતિ સફળ બને છે.

ચેતનાનો વિકાસ એટલે જ્ઞાન મેળવવું અને વીર્યનો વિકાસ એટલે જ્ઞાન પ્રમાણે જીવન ઘડવું; જ્ઞાન-ક્રિયાથી મોક્ષ થાય છે; બંનેમાંથી એકનો નિષેધ કરનાર મોક્ષનો સાધક થઈ શકતો નથી; કારણ કે ક્રિયા એ વીર્યની શુદ્ધિરૂપ છે અને જ્ઞાન એ ચેતનાની વિશુદ્ધિરૂપ છે. જ્યારે ચેતના અને વીર્યની–પુરુષાર્થની વિશુદ્ધિ થાય છે ત્યારે સર્વસંવરરૂપ મોક્ષ થાય છે.

જ્ઞાન ગમે તેટલું મેળવ્યું હોય પણ સમ્યક્ચારિત્ર સિવાયનું પાંગળું છે; જેમ પાંગળો માણસ ભલે દેખતો હોય, પણ પગ વિના બળતા અગ્નિ પાસેથી તે ઇષ્ટ સ્થાને પહોંચી શકતો નથી; તેમ જ્ઞાનીઓ જ્ઞાનબળે ભલે દેખતા હોય પણ તેઓ સંવર (ચારિત્ર) ક્રિયારૂપ પગ વગર સંસારરૂપ દાવાનળથી બચી કરી મુક્તિ મુકામે જઈ શકતા નથી—આ તત્ત્વાર્થનો સાર છે.

પ્રસ્તુત તત્ત્વાર્થસૂત્ર ઉપર અનેક ટીકાઓ દિગંબર શ્વેતાંબર બંનેની છે. કર્તા શ્રીમદ્ **ઉમાસ્વાતિ**વાચકના અસ્તિત્વની તારીખ તથા એઓશ્રી કયા ગુરુના શિષ્ય હતા તેનો ઐતિહાસિક વિદ્વાનો ચોક્કસ નિર્ણય કરી શક્યા નથી. દિગંબર આચાર્ય **પૂજ્યપાદ**ની ટીકા **સર્વાર્થ**સિદ્ધિ જૂની ટીકા છે; પૂજ્યપાદનો[1] સમય વિક્રમનો પાંચમો છઠ્ઠો સૈકો છે, એટલે તે પહેલાં વિક્રમના પહેલાથી ચોથા સૈકા સુધીનો શ્રીમદ્ **ઉમાસ્વાતિ**વાચકનો સમય ગણી શકાય. એમના સાંસારિક **ઉમા** માતા અને **સ્વાતિ** પિતા હતા એ તો સુપ્રસિદ્ધ હકીકત છે; તત્ત્વાર્થસૂત્ર તથા પ્રશમરતિ પ્રકરણ વગેરે લગભગ પાંચસો ગ્રંથોના કર્તા તેઓશ્રી મનાય છે.

શ્રીયુત **શંકરલાલ**ભાઇએ પં. સુખલાલજીના તત્ત્વાર્થ-વિવેચન ઉપરથી પ્રસ્તુત પુસ્તિકાનું 'વસ્તુ' ઉધ્ધૃત કરેલું છે. વિદ્યાર્થીઓને વાંચવી–સમજવી સરળ પડે તેમ પ્રશ્નોત્તરી રૂપે અનેક સ્થળે ગોઠવણ કરેલી છે. મારા તરફથી યથામતિ તપાસવામાં આવી છે, છતાં જૈન સિદ્ધાંતાનુસાર ક્ષતિ રહી ગઇ હોય તો વિદ્વજ્જનો સૂચવશે તો અન્ય આવૃત્તિમાં સુધારો થઈ શકશે. પ્રસ્તુત પુસ્તક તત્ત્વાર્થસૂત્રના પાંચ અધ્યાયો પ્રથમ વિભાગરૂપે છે. શ્રીયુત **શંકરલાલ**ભાઈ પાલીતાણા જૈન ગુરુકુળના સુપરિન્ટેન્ડંટ તરીકે રિટાયર થયા પછી તાત્ત્વિક

---

[1] શ્રી **દેવનંદિ** એમનું બીજું નામ છે.

ગ્રંથો વિદ્યાર્થીઓને ખાસ કરીને ઉપયોગી થાય તે દૃષ્ટિએ વાંચી-વિચારી તૈયાર કરવાનો સુંદર રસ લઈ રહ્યા છે; જેમાંથી સ્યાદ્વાદ-મતસમીક્ષા ગ્રંથ પ્રકાશિત થઈ ગયો છે. પ્રસ્તુત તત્ત્વાર્થનો એક વિભાગ પ્રકાશિત થાય છે, દ્વિતીય વિભાગ પ્રકાશિત થશે તેમજ સાત નય અને સપ્તભંગી ઉપરની પુસ્તિકા તૈયાર કરે છે; તેમના આ પ્રશસ્ય પ્રયાસને અભિનંદન આપું છું અને તેઓ સવિશેષપણે આવાં અન્ય તાત્ત્વિક પુસ્તકોનાં પ્રકાશનો કરતા રહે તેમ ઇચ્છું છું. ઉપરાંત સ્યાદ્વાદમતસમીક્ષા તથા પ્રસ્તુત પુસ્તક વિદ્યાર્થીઓ માટે પાઠશાળા-ઓમાં અભ્યાસ માટે ચલાવાય તે માટે નમ્ર સૂચના કરું છું. અને શ્રીમદ્ **ઉમાસ્વાતિ**વાચકજી કૃત તત્ત્વાર્થની સ્વોપજ્ઞ કારિકામાંથી તત્ત્વાર્થના પરમાર્થને સૂચવતો મંગલમય શ્લોક સાદર કરી વિરમું છું.

जन्मनि कर्मक्लेशैरनुबद्धेऽस्मिंस्तथा प्रयतितव्यम् ।
कर्मक्लेशाऽभावो यथाभवत्येष परमार्थः ॥

"કર્મોરૂપ ક્લેશોથી સંકલિત આ માનવજન્મમાં એવી રીતે પુરુષાર્થ કરવો જેથી કર્મ ક્લેશનો (સંપૂર્ણ) અભાવ થાય—આ પરમાર્થ છે."

**મુંબઈ**

સં. ૨૦૦૮ ભાદ્રપદ શુક્લ એકાદશી **ફતેહચંદ ઝવેરભાઈ**

સ્વ. જગદ્ગુરુ શ્રીમદ્ **હીરવિજયસૂરિજી**

સ્વર્ગારોહણ મંગલમય તિથિ

# નિવેદન

**જ્યા**રે કોઈ વસ્તુ અસ્તિત્વમાં મુકાય છે ત્યારે તેની પાછળ કંઈ ને કંઈ પણ ઘટના રહેલી છે. આ 'તત્ત્વાર્થ પ્રશ્નોત્તર દીપિકા'ના અંગે પણ તેવી જ ઘટના છે.

હું પાલીતાણા શ્રી-યશોવિજયજી જૈન ગુરુકુળ છોડી અમદાવાદ ગયો હતો, ત્યાં શેઠ મોહનલાલ છોટાલાલને ત્યાં રહેતો હતો. તેઓ-શ્રીએ મારી કામગીરી સાથે **ઝાંપડાની પોળમાં** તેમની જૈન પાઠશાળા ચાલતી હતી તેની દેખરેખ રાખવાનું કામ પણ મને સોંપ્યું હતું. મારા કહેવાથી તેઓશ્રીએ ભણતરની સાથે સીવણ, ગૂંથણ અને ભરતનો ઉદ્યોગ વિભાગ પણ ખોલ્યો હતો. આથી જૈન ધર્મમાં એવું સારામાં સારું કયું પુસ્તક છે કે જેમાં સર્વ વિષયનો સમાવેશ થતો હોય, તત્ત્વજ્ઞાન-પ્રેરક હોય અને સર્વને સરખી રીતે માન્ય હોય કે જે પાઠશાળામાં ચલાવી શકાય ? તેવું પુસ્તક જાણવાની મને અભિલાષા ઉદ્ભવી.આથી હું ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલયમાં ગયો અને તેના વિદ્વાન વ્યવસ્થાપકને વાત કરી. ત્યારે તેમણે તે અરસામાં ગુજરાત વિદ્યાપીઠ તરફથી તત્ત્વાર્થસૂત્રની દ્વિતીયાવૃત્તિ પ્રગટ થઇ હતી તે વાંચવાની ભલામણ કરી. (જે ઉપરથી મેં આ તત્ત્વાર્થ પ્રશ્નોત્તર દીપિકા પ્રકટ કરી છે.) આથી તે પુસ્તક મેં ખરીદ્યું અને વાંચ્યું. વાંચ્યા બાદ અતિ આહ્લાદ થયો અને તે પાઠશાળામાં ચલાવવા અભિલાષા પ્રકટી. પરંતુ તેવામાં મારી તબીઅત બગડી અને તે નાદુરસ્ત તબીઅતને કારણે હું અમદાવાદ છોડી મુંબાઈમાં આવ્યો.

અત્રે આવ્યા બાદ અમુક સમયે શ્રીયુત **ફતેહચંદભાઈ ઝવેરચંદે જાસુદબાઈ પાઠશાળા(શેઠ જીવતલાલ પ્રતાપશી તરફથી**

**ચાલતી)**ની વાર્ષિક પરીક્ષા લેવાનું મને કહ્યું, અને મેં તેનો સત્કાર કર્યો. પરીક્ષા લીધા પછી જે આગળ અભ્યાસવાળી પાંચસાત બહેનો હતી તે આવડતવાળી અને ભણુવામાં ચીવટ અને ખંતવાળી લાગી. આથી તત્ત્વાર્થનું અત્રે શિક્ષણ આપવાની મારી ઈચ્છા ઉદ્‌ભવી; જેથી સંસ્થાની હેડશિક્ષિકા જેમનું નામ બાઇ **ચંપા** છે, ઉમ્મરમાં પણ આધેડ છે, એમનું જીવન પણ આદર્શ તુલ્ય છે, ધાર્મિક અભ્યાસ પણ ઘણો સારો છે અને અનુભવી છે, તેમ હેડશિક્ષિકા તરીકે જે કડપ અને શિસ્તના નિયમોનું પાલન જોઈએ તે પણ તેમનામાં લાગ્યું. આથી મારી ઈચ્છા પ્રથમ મેં તેમને જણાવી અને કહ્યું કે 'તમારી સંમતિ હોય તો દર અઠવાડીએ એક કલાક તમારી પાઠશાળામાં 'તત્ત્વાર્થ' શીખવવા આવવાની મારી ઈચ્છા છે. ત્યારે તેમણે કહ્યું કે, ઉપરીઓની ઇચ્છા હોય તો મને તો તેમાં ઘણી ખુશી ઉપજે છે. તેમનો અભિપ્રાય જાણ્યા બાદ મેં શ્રીયુત **ફતેચંદભાઇ ઝવેરચંદ** જેઓ તે શાળાના સંચાલક છે તેમને વાત કરી. તેમણે પણ તેમની તે પ્રતિ પ્રસન્નતા દાખવી અને મને કહ્યું કે આ બાબત આપણે શેઠ **જીવતલાલભાઇને** વાત કરીએ. આથી હું અને તેઓ એક દિવસ શેઠ **જીવતલાલભાઇ પ્રતાપશીભાઈ** પાસે ગયા, અને તેમણે મારી ઇચ્છા તેમને જણાવી. ત્યારે તેમણે કહ્યું કે 'આવા વૉલંટિયર ભણાવનાર મળે તે તો બહુ સારી વાત છે.' ત્યારથી મેં પાઠશાળામાં જવાનું ચાલુ કર્યું તે અદ્યાપિ પર્યંત જાઉં છું. શરૂઆતમાં હું દર રવિવારે બપોરના બેથી ત્રણના ટાઇમમાં જતો હતો. પરંતુ રવિવારનો દિવસ હોવાથી, તેમ હું કોટમાં રહેતો હોવાથી, તેમ પાઠશાળા બંધ થવાનો ટાઇમ ત્રણ વાગે હોવાથી મને ઘણી અગવડો પડવા લાગી; તેથી શેઠ **મણિલાલ વાડીલાલ નાણાવટી** જેમને ત્યાં હું રહું છું તેમને મેં તે અગવડો જણાવી. ત્યારે તેમણે કહ્યું કે તમો રવિવારે ન જતાં દર શુક્રવારે આપણી ઑફિસના ટાઇમમાં બેથી ત્રણ ખુશીથી ભણા-

વવા જજો, પણ શિક્ષણ ચાલુ રાખજો. આ માટે શેઠ **મણિભાઇ વાડીલાલ નાણાવટીનો** ઉપકાર ઘટે છે.

હવે આ પુસ્તક એમ ને એમ તો બ્હેનોને શીખવવાનું ઘણું મુસ્કેલ હતું; કારણ કે આ કંઇ સાધારણ પુસ્તક તો નથી. આથી તેમને હું જે અધ્યાય શીખવતો તેની પ્રશ્નોત્તરીના રૂપમાં નોટ કરી શીખવતો.

બારેક માસ પછી સદરહુ બહેનોની પ્રથમના બે અધ્યાયની વાર્ષિક પરીક્ષા લેવડાવવાની મને શ્રીયુત **ફતેહચંદભાઈ ઝવેરચંદે** વાત કરી. મેં કહ્યું તમો ખુશીથી પરીક્ષા લેવડાવો. આથી તેમણે તેમની પરીક્ષા શ્રીયુત **સુરચંદ પુ. બદામીસાહેબ,** જેઓ રિટાયર્ડ જજ છે અને તત્ત્વાર્થના તો તેઓ અઠંગ અભ્યાસી છે તેમની પાસે લેવરાવી. આ પ્રસંગે શેઠ-શ્રી **જીવતલાલ પ્રતાપશીભાઇ** તથા તેની ધાર્મિક સમિતિના સંચાલક શ્રીયુત **ફતેહચંદભાઈ** અને તેના સભ્યો હાજર હતા. શ્રીયુત બદામીસાહેબે ઉક્ત બહેનોની તેમની બધાની હાજરીમાં દોઢ કલાક પરીક્ષા લીધી અને પરિણામે અભિપ્રાયમાં પોતાનો સંતોષ જાહેર કર્યો.

આ અનુભવથી મને વિચાર થયો કે આવી રીતની તમામ અધ્યાયની પ્રશ્નોત્તરીના રૂપમાં નોટ કરી જનતા સમક્ષ મૂકવામાં આવે તો તે અભ્યાસી આલમને આશીર્વાદરૂપ થઈ શકે. આથી કોઈ ઉદાર-ચિત્ત ધર્મનિષ્ઠ તે છપાવનાર મળે તેની હું તજવીજમાં હતો. એવામાં એક વખત મારા સ્નેહી શ્રીયુત **કાન્તિલાલ હીરાલાલ**(વી. બી. કુસુમગરની કંપનીવાળા)ને તે વાત મેં જણાવી અને તત્ત્વાર્થ આપણામાં એક મહાન્ પુસ્તક છે વગેરે સઘળી હકીકત સમજાવી. તેથી તેમણે મારી માગણીનો સત્કાર કર્યો, જેના સદ્ભાવે અત્યારે આ પુસ્તિકા હું જનતા સમક્ષ મૂકવા ભાગ્યશાળી થયો છું. આના માટે શ્રીયુત **કાંતિલાલભાઇનો** જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે.

પુસ્તક તૈયાર કર્યા પછી ધાર્મિક જ્ઞાનના નિષ્ણાત શ્રીયુત **ફતેહચંદભાઇને** મેં તે પુસ્તક વંચાવ્યું. તેમણે તે અથથી તે ઇતિ સુધી

વાંચી સુધારા કરવાના સ્થળે સુધારા કર્યા હતા. આ માટે તેમ આ પુસ્તક અંગે **બે બોલ** લખવા માટે હું તેમનો ઘણો આભારી છું. આવી રીતે મને તેઓશ્રી મારા આવા દરેક કામમાં પૂરતી મદદ કરે છે. અને મારે નગ્ન સત્ય તરીકે જણાવવું જોઈએ કે આવાં કાર્યોમાં મને તેમની હૂંફ ના હોત તો અત્યારે જે કંઈ યત્કિંચિત્ તત્ત્વજ્ઞાનના પ્રદેશમાં હું પ્રગતિ કરી રહ્યો છું તે ભાગ્યે જ કરી શકત. આ માટે તેમનો પુનઃ આભારી છું.

પુસ્તકના અમુક ફર્મા છપાયા બાદ તે લઈ હું શ્રીયુત **પ્રસન્નસુખ બહાદુરીસાહેબ**-જજ, જે.પી., જેઓ ધાર્મિક જ્ઞાનના નિષ્ણાત છે; સંસ્કૃતમાં ઊંડું જ્ઞાન ધરાવે છે. આ તત્ત્વાર્થ તો તેમણે સંસ્કૃત ટીકા સાથે ઘણી વખત વાંચ્યું છે. વળી તત્ત્વાર્થ જ્યારે મહાવીર વિદ્યાલયમાં ચાલતું ત્યારે તેમણે કેટલી યે વખત તેની પરીક્ષા પણ લીધી છે. તેમની પાસે જઈ આમુખ લખવા વિજ્ઞપ્તિ કરી ત્યારે તેમણે તે બાબત ખુશીથી હા પાડી; અને આમુખ લખ્યું છે જે મનનપૂર્વક વાંચવા હું વાચકવૃંદને વિનવું છું. જેમને એક સમયની પણ કિંમત છે, તેમના જેવાએ આમુખ લખી આપ્યું તેનાથી અધિક આનંદ મને બીજો કયો હોઈ શકે? આ માટે તેઓશ્રીનો આ સ્થળે આભાર પ્રદર્શિત કરું છું.

તેઓશ્રીએ છાપેલા ફર્મા વાંચ્યા બાદ જે કંઈ અમલી સૂચનાઓ કરી છે તે શુદ્ધિપત્રકમાં મૂકેલી છે, તે માટે પણ તેઓ સાહેબનો આભાર માનું છું.

પરમ પૂજ્ય શાસનરત્ન પં. **ધુરંધરવિજયજી ગણી** પ્રખર જ્ઞાની પરમશ્રુત શાસનપ્રભાવકે પણ મને આમાં પોતાના જ્ઞાનનો ફાળો આપ્યો છે તે જણાવતાં અતિ હર્ષ થાય છે. પુસ્તક આદિથી અંત સુધી વાંચી જે કંઈ સુધારણા સૂચવેલ તે શુદ્ધિપત્રકમાં પ્રકટ કરેલ છે. જેથી તેઓ સાહેબનો ઉપકાર માનું છું.

શાસનકંટકોદ્ધારક પૂજ્યશ્રી હંસસાગરજી મહારાજને આ પુસ્તકના

બધા ફર્માં મોકલાવી આપેલા તે તેઓશ્રીએ શ્રમ લઈ કાળજીપૂર્વક તપાસી સુધારી મોકલાવી આપેલ છે તે માટે તેઓ સાહેબનો આ સ્થળે આભાર વ્યક્ત કરું છું. અને તેમના તરફથી જે લખાણ અને અભિપ્રાય આવ્યો છે તે આ નીચે પ્રકટ કરેલ છે:

સ્થલ તણસા, તા. ૨૬-૯-૫૨

તત્ત્વગવેષક, જ્ઞાનોપાસક સુશ્રાવક શ્રી શંકરલાલ ડાહ્યાભાઇ યોગ્ય લાગણીપૂર્વક ધર્મલાભ વાંચશો.

'તત્ત્વાર્થસૂત્ર-પ્રશ્નોત્તર દીપિકા'' તમોએ મોકલેલ બધા ફર્માં સુધારીને મોકલાવેલ છે, તે પ્રમાણે શુદ્ધિપત્રકમાં લેશો. તમારો જ્ઞાનસેવાનો આ પ્રયાસ વારંવાર સ્તુત્ય છે. તત્ત્વજ્ઞાનના ફેલાવા માટેનો આ પ્રયાસ વિદ્વાનમાત્રને અનુમોદનીય ગણાય. ઊંડા તત્ત્વજ્ઞાનના આવા સુલભ બોધી પ્રયાસ બદલ તમોને મારા તરફથી તો અભિનંદન જ છે, પરંતુ સૌકોઈ તત્ત્વપિપાસુએ અભિનંદન પાઠવવાં ઘટે છે.

## મારો અભિપ્રાય

"તત્ત્વાર્થસૂત્ર-પ્રશ્નોત્તર દીપિકા'' નામક આ પુસ્તકરત્નમાંની વિદ્વદ્ભોગ્ય પ્રશ્નોત્તરી વાંચી અનહદ આનંદ થયો છે. દશપૂર્વધર ભગવંત શ્રી ઉમાસ્વાતિ વિરચિત શ્રી તત્ત્વાર્થસૂત્ર જેવા દ્રવ્યાનુયોગના અતિ ગહન ગ્રંથમાંના એકેક સુત્રના પ્રૌઢ, ગંભીર અને વિશાળ અર્થોને ઉત્તમ કોટિની સાવ સહેલી ભાષામાં સરલ પ્રશ્નોત્તરીનું ઉત્તમ સ્વરૂપ આપવાપૂર્વક બાલભોગ્ય પણ બનાવી દેવાનું માન ખાટવામાં તમારો નંબર પ્રથમ જ હશે, એમ મારું નમ્ર મંતવ્ય છે.

તત્ત્વાર્થ જેવા ગંભીર અને સર્વમાન્ય દ્રવ્યાનુયોગને આવી સુંદર અને સરળ પદ્ધતિએ પીરસીને આ પુસ્તકરત્નમાં તમે ઊંડી અનુભવ-કુશળતાનું પ્રદર્શન ભર્યું છે, જ્ઞાનપિપાસુઓને અમૃત પીરસ્યું છે, વિદ્યાર્થી આલમને આશીર્વાદ વરસાવ્યા છે અને દરેક જૈન સંસ્થા અને પાઠશાળાઓની ભૂખ ભાંગી છે, એમ મને અંતરથી ભાસે છે.

તમારી રચેલી આ પ્રશ્નોત્તરીથી અભ્યાસી દુનિયાને અપૂર્વ લાભ થશે. તમારા આ કાર્યમાં ઉત્તેજન આપનાર....................ને દિલના ભૂરિભૂરિ અભિનંદન છે.''

**મુનિ હંસસાગર**

દરેક જિજ્ઞાસુ વાચક બંધુઓને શુદ્ધિપત્રક વાંચવા વિજ્ઞપ્તિ કરું છું.

આ પુસ્તકના છાપેલા ફર્મા બધા પૂજ્ય વિદ્વત્રત્ન આચાર્ય શ્રી વિજયધર્મસુરીશ્વરજીને મોકલાવી આપ્યા હતા. તેમણે તેના પરિણામે જે અભિપ્રાય લખી મોકલ્યો છે તેની આ નીચે નોંધ લીધી છે.

"દુનિયાએ જ્યારે જડવાદની ગર્તા તરફ દોટ મૂકી છે તેવા સમયે ચૈતન્યવાદની લાલબત્તી કરતા શ્રી તત્ત્વાર્થસૂત્ર જેવા પવિત્ર અને અમૂલ્ય ગ્રંથ ઉપરથી પ્રશ્નોત્તરીયુક્ત પ્રયાસ ઉગતી પ્રજા માટે ખૂબ જ ઉપયોગી નીવડે અને સમ્યગ્ જ્ઞાનના પ્રચાર માટેનો સમ્યગ્ પુરુષાર્થ સફળ નીવડે એ જ શુભેચ્છા."

આ માટે પૂજ્ય આચાર્યવર ગુરુદેવનો આભાર માનું છું.

આ પુસ્તકનું નામ 'તત્ત્વાર્થાધિગમ સૂત્ર છે' પરંતુ પંડિતજીએ તેને તત્ત્વાર્થના નામથી લખ્યું છે જેથી મેં પણ તે જ નામ ચાલું રાખ્યું છે.

આ પુસ્તક બે વિભાગમાં પંડિતજીએ વિભક્ત કર્યું છે. જેમાંનો મેં કેવળ સૂત્ર વિભાગનો ભાગ જ આ પુસ્તકમાં લીધો છે.

કોઈકોઈ સ્થળે પંડિતજીએ દિગંબર આમ્નાય સંબંધમાં ઉલ્લેખ કરેલ છે, પરંતુ મને તેમનો(દિગંબર આમ્નાયનો)અનુભવ નહિ હોવાથી મેં તે ઉલ્લેખ લીધેલ નથી.

આ પુસ્તકમાં કુલ્લે દશ અધ્યાય છે જેમાંથી આ પ્રથમ ભાગમાં પાંચ અધ્યાય લીધેલ છે. બાકી તેનો બીજો ભાગ સમય પરત્વે પ્રકટ કરીશ.

આ પુસ્તકમાં પંડિતવર્ય **સુખલાલજી**એ પોતાનું ઘણું જ્ઞાન શાસ્ત્રાનુસાર ઠાલવ્યું છે. તેના અંગે જે કંઈ માન ઘટતું હોય તે બધું તેમને જ ઘટે છે. બાકી મેં તો માત્ર અભ્યાસી આલમને થોડા પરિશ્રમે

અને થોડા સમયમાં કેમ સારો લાભ મળે તેમાં જ મારું સઘળું ધ્યાન કેન્દ્રિત કર્યું છે.

આ પુસ્તકમાં કેટલાક વિષયમાં એટલે કે નય, પ્રમાણ, સપ્ત-ભંગીમાં થોડો વધારો કરી તેના ગૌરવમાં વધારો કર્યો છે, તેમ દ્રવ્યમીમાંસા અને પરમાણુવાદના બે લેખો સાથે વધારેમાં મૂકેલ છે. અંદર જે પરમાણુવાદનો લેખ છે જેના સંબંધી આમુખમાં તેના વિદ્વાન લેખક મહાશયે વાચકવૃંદનું ધ્યાન ખેંચ્યું છે અને હું પણ ખેંચું છું. તે જૈનોની ગૌરવગાથા છે.

આ પ્રથમ ભાગમાં જે પાંચ અધ્યાયો છે તેમાંનો ત્રીજો અને ચોથો અધ્યાય અનુક્રમે નરક અને સ્વર્ગનો છે, તે ભૌગોલિક હોવાથી મેં તેમાં કશો ફેરફાર કર્યો નથી અને છે તેમજ રહેવા દીધા છે. બાકીના અધ્યાયની જ પ્રશ્નોત્તરી કરી છે.

પૂજ્ય **અભયસાગરજી** મહારાજે શ્રી સુધર્માસ્વામીજીની કળા-મૂર્તિના ફોટાની નકલ મને આપી હતી તેના ઉપરથી આર્ટિસ્ટે ભગવાન **ઉમાસ્વાતિ**ની કલામૂર્તિ બનાવી છે. આ માટે પૂ. **અભયસાગરજી** મહારાજનો આભાર માનું છું.

પરમ પૂજ્ય મુનિમહારાજો, સાધ્વીજી મહારાજોને આ પુસ્તકનો બને તેટલો ફેલાવો કરવા હું વિનતિ કરું છું તથા સંસ્થાના સંચાલકોને તેને પાઠય પુસ્તક તરીકે ચલાવવા હું વિનવું છું.

આ ‘તત્ત્વાર્થ પ્રશ્નોત્તર દીપિકા’ ભાગ પહેલો પ્રકટ કરવામાં મેં મારી બને તેટલી કાળજી રાખી છે. સાથે શુદ્ધિપત્રક પણ આપ્યું છે, છતાં તેમાં કંઇ ક્ષતિ જણાય તો વાચકવૃંદ મને જણાવી આભારગ્રસ્ત કરશે. ઈત્યલમ્ ૐ શાંતિઃ

૧૬૫, બજારગેટ સ્ટ્રીટ,
કોટ, **મુંબઇ**
તા. ૨૭–૮–૫૨

લિ. સંઘનો સેવક
**શંકરલાલ ડાહ્યાભાઇ કાપડીઆ**

# વિષય-દર્શન

**પ્રથમ અધ્યાય** પૃષ્ઠ ૧ થી ૫૯ સુધી

પ્રથમ અધ્યાયમાં જ્ઞાન સાથે સંબંધ રાખનારી મુખ્ય બાબતો આઠ છે: (૧) નય અને પ્રમાણરૂપે જ્ઞાનનો વિભાગ, (૨) મતિ આદિ આગમપ્રસિદ્ધ પાંચ જ્ઞાનો અને તેમની પ્રત્યક્ષ-પરોક્ષ બે પ્રમાણમાં વહેંચણી, (૩) મતિજ્ઞાનની ઉત્પત્તિનાં સાધનો, તેમનો ભેદ, પ્રભેદ અને તેમની ઉત્પત્તિનો ક્રમ સૂચવતા પ્રકારો, (૪) જૈન પરંપરામાં પ્રમાણ મનાતા આગમશાસ્ત્રનું શ્રુતજ્ઞાનરૂપે વર્ણન, (૫) અવધિ આદિ ત્રણ દિવ્ય પ્રત્યક્ષો અને તેમના ભેદ-પ્રભેદો તથા પારસ્પરિક અંતર, (૬) એ પાંચે જ્ઞાનનું તારતમ્ય જણાવતો તેમનો વિષયનિર્દેશ અને તેમની એકસાથે સંભવનીયતા, (૭) કેટલાંક જ્ઞાનો ભ્રમાત્મક પણ હોઈ શકે તે, અને જ્ઞાનની યથાર્થતા તથા અયથાર્થતાનાં કારણો, (૮) નયના ભેદ-પ્રભેદો.

**અધ્યાય ૨જો** પૃષ્ઠ ૬૦ થી ૧૧૪ સુધી

બીજા અધ્યાયમાં (૧) જીવતત્ત્વનું સ્વરૂપ. (૨) સંસારી જીવના પ્રકારો, (૩) ઇન્દ્રિયનાં ભેદ-પ્રભેદો, તેમનાં નામો, તેમના વિષયો અને જીવરાશિમાં ઇન્દ્રિયોની વહેંચણી. (૪) મૃત્યુ અને જન્મ વચ્ચેની સ્થિતિ. (૫) જન્મના અને તેનાં સ્થાનોના પ્રકારો તથા તેમની જાતિવાર વહેંચણી. (૬) શરીરના પ્રકારો, તેમનું તારતમ્ય, તેમના સ્વામીઓ અને એકસાથે તેમનો સંભવ. (૭) જાતિઓનો લિંગ-વિભાગ અને ન તૂટી શકે એવા આયુષ્યને ભોગવનારાઓનો નિર્દેશ.

**અધ્યાય ૩જો અને ૪થો** પૃષ્ટ ૧૧૫ થી ૧૭૩ સુધી

ત્રીજા અને ચોથા અધ્યાયમાં (૧) અધોલોકના વિભાગો, તેમાં વસતા નારક જીવો અને તેમની દશા તથા જીવનમર્યાદા વગેરે. (૨) દ્વીપ, સમુદ્ર, પર્વત, ક્ષેત્ર આદિ દ્વારા મધ્યલોકનું ભૌગોલિક વર્ણન, તથા તેમાં વસતા મનુષ્ય, પશુ, પક્ષી આદિનો જીવનકાલ. (૩) દેવની વિવિધ જાતિઓ, તેમનો પરિવાર, ભોગ, સ્થાન, સમૃદ્ધિ, જીવનકાલ અને જ્યોતિર્મંડળ દ્વારા ખગોળનું વર્ણન.

**અધ્યાય ૫મો** પૃષ્ટ ૧૭૪થી ૨૩૫ સુધી

અધ્યાય પાંચમામાં (૧) દ્રવ્યના પ્રકારો, તેમનું પરસ્પર સાધર્મ્ય-વૈધર્મ્ય, તેમનું સ્થિતિક્ષેત્ર અને તે દરેકનું કાર્ય. (૨) પુદ્ગલનું સ્વરૂપ, તેના પ્રકારો અને તેની ઉત્પત્તિનાં કારણો. (૩) સત્ અને નિત્યનું સહેતુક સ્વરૂપ. (૪) પૌદ્ગલિક બંધની યોગ્યતા અને અયોગ્યતા. (૫) દ્રવ્ય સામાન્યનું લક્ષણ, કાલને દ્રવ્ય માનનાર મતાંતર અને તેની દૃષ્ટિએ કાળનું સ્વરૂપ. (૬) ગુણ અને પરિણામનાં લક્ષણો અને પરિણામના પ્રકારો.

# ભગવાન ઉમાસ્વાતિ સ્વરચિત પ્રશસ્તિ

"वाचकमुख्यस्य शिवश्रियः प्रकाशयशसः प्रशिष्येण।
शिष्येण घोषनन्दिक्षमणस्यैकादशाङ्गविदः ॥१॥

वाचनया च महावाचकक्षमणमुण्डपादशिष्यस्य।
शिष्येण वाचकाचार्यमूलनाम्नः प्रथितकीर्तेः ॥२॥

न्यग्रोधिकाप्रसूतेन विहरता पुरवरे कुसुमनाम्नि।
कौभीषणिना स्वातितनयेन वात्सीसुतेनार्घ्यम् ॥३॥

अर्हद्वचनं सम्यग्गुरुक्रमेणागतं समुपधार्य।
दुःखार्तं च दुरागमविहतमतिं लोकमवलोक्य ॥४॥

इदमुच्चैर्नागरवाचकेन सत्त्वानुकम्पया दृब्धम्।
तत्त्वार्थाधिगमाख्यं स्पष्टमुमास्वातिना शास्त्रम् ॥५॥

यस्तत्त्वाधिगमाख्यं ज्ञास्यति च करिष्यते च तत्रोक्तम्।
सोऽव्याबाधसुखाख्यं प्राप्स्यत्यचिरेण परमार्थम्" ॥६॥

"જેમના દીક્ષાગુરુ અગિયાર અંગના ધારક 'ઘોષનંદી' ક્ષમણ હતા, અને પ્રગુરુ અર્થાત્ ગુરુના ગુરુ વાચકમુખ્ય 'શિવશ્રી' હતા; વાચનાથી એટલે વિદ્યાગ્રહણની દૃષ્ટિએ જેમના ગુરુ 'મૂલ' નામક વાચકાચાર્ય અને પ્રગુરુ મહાવાચક 'મુંડપાદ' ક્ષમણ હતા; જેઓ ગોત્રે 'કૌભીષણિ' હતા; જેઓ 'સ્વાતિ' પિતા અને 'વાત્સી' માતાના પુત્ર હતા; જેમનો જન્મ 'ન્યગ્રોધિકામાં' થયો હતો; જેઓ 'ઉચ્ચનાગર' શાખાના હતા, તે ઉમાસ્વાતિ વાચકે ગુરુપરંપરાથી પ્રાપ્ત થયેલ શ્રેષ્ઠ આર્હત ઉપદેશને બરાબર ધારણ કરી તેમજ તુચ્છ શાસ્ત્રો વડે હણાયેલ બુદ્ધિવાળા અને દુઃખિત લોકોને જોઇને, પ્રાણીઓની અનુકંપાથી પ્રેરાઈ, આ સ્પષ્ટતાવાળું 'તત્ત્વાર્થાધિગમ' નામનું શાસ્ત્ર વિહાર કરતાંકરતાં 'કુસુમપુર' (પાટલિપુત્ર) નામના મહાનગરમાં રચ્યું. જે આ તત્ત્વાર્થશાસ્ત્રને જાણશે, અને તેમાં કહેલું આચરશે, તે મોક્ષનામક પરમાર્થને જલદી મેળવશે."

---

# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૩ | બંધનાં કારણોનો અભાવ તે મોક્ષ છે. | પૂર્વકર્મોની–ઉદય અને સત્તાથી–સમસ્ત પ્રકારે નિર્જરા અને બંધનાં કારણોનો અભાવ તે મોક્ષ છે |
| ,, | ૫ | પરાકાષ્ઠા એ જ મોક્ષ છે | પરાકાષ્ઠા તેનું નામ કૈવલ્ય દશા છે, અને તે દશાથી સદાને માટે મુક્ત દશાનો અનુભવ એ જ મોક્ષ છે |
| ,, | ૧૫ | રમણતા થાય તે સમ્યક્ ચારિત્ર કહેવાય. | રમણતા થાય તે યથાખ્યાત નામે સમ્યક્ ચારિત્ર કહેવાય. |
| ,, | ૧૯ | પરિપૂર્ણ રૂપમાં પ્રાપ્ત થાય ત્યારે જ સંપૂર્ણ સુખનો સંભવ છે. | પરિપૂર્ણ રૂપમાં પ્રાપ્ત થાય ત્યારે જ કેવળજ્ઞાન થાય છે અને તે પછી મોક્ષ પ્રાપ્ત થાય છે |
| ૪ | ૧૫ | પ્રાપ્તિકાલમાં હોય તે જ સમ્યગ્ જ્ઞાન સમજવું. | પ્રાપ્તિકાલમાં હોય અને સમ્યક્ત્વની હયાતિ સુધીમાં જેટલો બોધ હોય તે જ સમ્યગ્ જ્ઞાન સમજવું. |
| ૪ | ૨૬ | સિદ્ધ અવસ્થાની | કેવલી કે સિદ્ધ અવસ્થાની |
| ૫ | ૧ | રૂપ મોક્ષ | રૂપ કૈવલ્ય. |
| ૫ | ૨ | સિદ્ધને માટે | કેવળી કે સિદ્ધને માટે |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫ | ૨૧ | દર્શન | સામાન્ય જ્ઞાન |
| ૭ | ૧ | નિસર્ગ સમ્યગ્ દર્શન | સમ્યક્ તત્ત્વો પ્રતિ સહજ આદર=પરિણામ=સ્વભાવ=અપરોપદેશ |
| ૭ | ૬ | તેને અધિગમ સમ્યગ્ દર્શન કહે છે. | તેમજ કોઇ પ્રતિમા આદિ ધાર્મિક વસ્તુઓના માત્ર અવલોકનથી પ્રાપ્ત કરે છે તેને અધિગમ સમ્યગ્ દર્શન કહે છે. |
| ૭ | ૯ | અનુભવ કરતાંકરતાં | અનુભવ યથા પ્રવૃત્તિકરણે કરતાંકરતાં |
| ૭ | ૧૦ | કોઇ વાર એવી પરિણામ- | કોઈ વાર સહજ તથા એવી પરિણામ- |
| ૮ | ૧૨ | 'જ્ઞેય' એવો છે. | જ્ઞેય અને ઉપાદેય એવો છે |
| ૧૦ | ૩ | જેમ | જેમાં |
| ૧૦ | ૧૦ | અથવા કરનાર | અથવા ભવિષ્યમાં કરનાર |
| ૧૧ | ૧૧ | પ્રદીપ | પુદ્ગલ |
| ૧૧ | ૨૧ | સ્પશન | સ્પર્શન |
| ૧૫ | ૩ | અપાર્દ્ધ | અપાર્ધ |
| ,, | ૨૪ | સમ્યગઃ | સમ્યગ્ |
| ૧૮ | ૧ | મનઃપર્યાય જ્ઞાન મનના | મનઃપર્યાય જ્ઞાન અઢી દ્વીપમાંના સર્વ સંજ્ઞિ પંચેંદ્રિય પ્રાણીના મનના |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૮ | ૭ | કેવળજ્ઞાન એ પ્રત્યક્ષ જ્ઞાન છે. | કેવળજ્ઞાન એ સ્પષ્ટ જ્ઞાન છે એટલે પ્રત્યક્ષજ્ઞાન છે. |
| ૨૫ | ૧૪ | સંદેહયુક્ત સમજવો. | સંદેહયુક્તઅર્થસમજવો. |
| ૩૧ | ૬ | વ્યંજના | વ્યંજનના |
| ૩૬ | ૫ | કાયમ રહે છે. | કાયમ સાથે રહે છે. |
| ૩૭ | ૩ | વિશેષત: | તફાવત |
| ૪૩ | ૪ | જ્ઞાન હોય છે. આ બધાં | જ્ઞાન હોય છે. કેવળજ્ઞાન સિવાયનાં આ બધાં |
| ૪૫ | ૬ | સમ્યક્ | સમ્યગ્ |
| ૫૦ | ૧. | એકરૂપે સંકેલી લે છે | એકરૂપે સાંકળી લે છે. |
| ૫૦ | ૨૪ | संगह | संग्रह |
| ૫૭ | ૧૫-૧૬ | अघिरोहेन् | अधिरोहेण |
| ૬૧ | ૮ | मिश्र | मिश्र |
| ૬૩ | ૧૦ | પારણામોનો | પરિણામોનો |
| ૬૪ | ૨ | આત્માનું | આત્માનો |
| ૬૫ | ૧૨-૧૩ | કેવળદર્શનાવરણથી | કેવળદર્શનાવરણના ક્ષયથી |
| ૭૩ | ૨૧ | વાયુકાય અને દ્વિઇંદ્રિય | વાયુકાય ગતિ ત્રસ છે અને દ્વિઇંદ્રિય |
| ૭૮ | ૧૨ | પ્રકારનું | પ્રકારનો |
| ૮૧ | ૪ | જે ઇંદ્રિયો- | જે બુદ્ધિ ઇંદ્રિયો- |
| ૮૩ | ૧૧ | સંજ્ઞી મનવાળાં | સંજ્ઞી પ્રાણીઓ મનવાળાં |
| ૮૪ | ૨૪ | કેમ કહી શકાય? | કેમ ન કહી શકાય? |
| ૮૫ | ૧૭ | નારક, ગર્ભજ | નારક તથા ગર્ભજ |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૮૬ | ૨૩ | વિગ્રહ ચારથી | વિગ્રહ ચાર તત્ત્વાર્થ-મતેથી |
| ૮૬ | ૨૩ | ત્રણ સુધી | ત્રણ સમય સુધી |
| ૮૮ | ૨૫ | બે વાર થાય | બે વાર ભંગ થાય |
| ૮૮ | ૨૬ | ગોમૂત્રિકા કહેવાય છે. | ગોમૂત્રિકા કહેવાય છે [विग्गह गइमावन्ना, केवलिणो० એ બૃહત્ સંગ્રહણીની ગાથા ૧૮૮ની ટીકા મુજબ સરલ રેખાનો ચાર વખત ભંગ થાય તેને પણ ગોમૂત્રિકા કહેવાય છે.] |
| ,, | ૨૬ | ત્રણ વાંક | ત્રણચાર વાંક |
| ૮૯ | ૩ | ચાર સમયનું | ચાર, દ્વિતીય મતે પાંચ સમયનું |
| ૮૯ | ૭ | સમયનું સમજવું | સમયનું અને જેમને ચાર વાંક છે તેનું પાંચ સમયનું સમજવું |
| ,, | ૧૭ | ગતિમાં અને એક | ગતિમાં અનાહારિ દશા રહે છે અને એક |
| ,, | ,, | એક વિગ્રહ ગતિમાં આહારક દશા જ રહે છે | એક વિગ્રહ ગતિમાં બીજે સમયે આહારક દશા રહે છે |
| ,, | ૧૮ | ત્રિવિગ્રહ ગતિમાં | ત્રિવિગ્રહ ચઉ વિગ્રહ ગતિમાં |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૯૧ | ૨૪ | ફક્ત કાર્મણ | ફક્ત તેજસ અને કાર્મણ |
| ૯૪ | ૧૬ | જરાયુજ | જરાયુ |
| ૯૫ | ૬ | અંડજ | અંડ |
| ,, | ૧૪ | કહેવાય છે. દેવશય્યાનો | કહેવાય છે. ઉપપાત એટલે પ્રાદુર્ભાવ,જન્મ દેવશય્યાનો ઉપરનો |
| ૧૦૫ | ૬ | લબ્ધિથી શરીર | લબ્ધિથી વૈક્રિય શરીર |
| ,, | ૯ | પરંતુ એનાથી શરીર | પરંતુ એનાથી આહારક શરીર |
| ૧૦૭ | ૩ | સંબંદ્ધ | સંબદ્ધ |
| ૧૧૦ | ૮ | નપુંસકનો વિકાર | નપુંસક વેદનો વિકાર |
| ,, | ૨૦ | હોવાથી બન્ને | હોવાથી તેને બન્ને |
| ૧૧૩ | ૫ | અસંખ્યાતવર્ષજીવી કેટલાક મનુષ્યો | અસંખ્યાત વર્ષજીવી યુગલિક મનુષ્યો |
| ,, | ૫ | મનુષ્યો અને કેટલાક તિર્યંચો જ હોય છે. | મનુષ્યો(દેવો તથા નારકો પણ અસંખ્ય વર્ષાયુ છે છતાં તે ઔપપાતિક તેમજ સિદ્ધિને અયોગ્ય હોવાથી તે સિવાયના) અને અકર્મ ભૂમિના તિર્યંચો જ હોય છે |
| ,, | ૧૧ | તેઓ સોપક્રમ | ચરમદેહી સોપક્રમ |
| ,, | ૧૨ | આયુષ્યવાળા હોય છે. તે સિવાય | આયુષ્યવાળા હોય છે. ઉત્તમ પુરુષો નિરુપક્રમ એટલે અનપવર્તનીય આયુષ્યવાળા હોય છે અને તે સિવાય |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૧૫ | ૧૪ | विशति | विंशति |
| ૧૧૬ | ૧૯ | ઉષ્કૃષ્ટ | ઉત્કૃષ્ટ |
| ૧૧૭ | ૬ | પ્રાણીઓની | નારકોની |
| ૧૨૮ | ૨૫ | હૈમવંતવર્ષ, વિદેહવર્ષ | હૈમવતવર્ષ, હરિવર્ષ, વિદેહવર્ષ |
| ૧૩૦ | ૧૮ | પરંતુ બહારના | પરંતુ નવાણુ હજાર યોજન બહારના |
| ૧૩૧ | ૨૪ | મોઢું કરતાં મેરુ | મોઢું કરતાં ડાબી બાજુએ મેરુ |
| ૧૩૪ | ૨૦ | સંભવ ક્યારેય પણ હોતો નથી, જેમ હૈમવંત | સંભવ ક્યારે ય પણ હોતો નથી તેથી તે દશ ક્ષેત્ર પણ અકર્મ ભૂમિ છે. હૈમવત આદિ |
| ૧૩૮ | ૭ | શારીરિક વર્ણ છે. | પ્રવચના સારોદ્ધારમાં વર્ણ હોવાનો નિષેધ છે. જુઓ મુદ્રિત પૃ. ૩૩૮ |
| ૧૪૧ | ૧૯ | સાધર્મ | સૌધર્મ |
| ૧૪૬ | ૧૯ | પ્રકીર્ણ | પ્રકીર્ણ તારા |
| ૧૪૭ | ૨ | वह्मलोके | वह्मलोक |
| ૧૫૨ | ૮ | સૂર્ય | સૂર્ય ચંદ્રની |
| ૧૫૨ | ૧૯ | લક્ષ યોજન– | ૫૦૦૦૦ યોજન– |
| ૧૫૩ | ૬ | એની ઉપર | એ કલ્પના વિમાનની ધજા જેટલી ઉંચાઇએ [બૃહત્સંગ્રહણીની ગાથા ૧૪ની ટીકામાં તો સમશ્રેણિએ હોવાનો પણ ઉલ્લેખ છે.] |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૫૫ | ૨૦ | ભવન સુધી | ભવનની ધજા સુધી |
| ૧૫૫ | ૨૨ | સંપૂર્ણ લોકનાલીને | પોતાનાં વિમાનની ધજાથી ઊંચે નહિ જોઇ શકતા હોવાથી સંપૂર્ણ લોકનાલીમાં તેટલા ઓછા ભાગને [પ્રવચન સારોદ્ધાર પૃષ્ઠ ૩૩૮ની બીજી પુઠી પંક્તિ ૯] |
| ૧૫૬ | ૨૦ | નવમાથી બારમા સુધીમાં | નવમાથી દસમામાં ચાર સો અને અગીયારમાથી બારમા સુધીમાં ત્રણ સો મળીને |
| ૧૫૭ | ૪ | સંબંધમાં | સંબંધમાં ભાષ્યકાર કહે છે તે |
| ૧૫૮ | ૧૧ | આ પણ બધું લોકાનુભાવનું જ કાર્ય છે. | એ બધું શુભકર્મનાં ફલથીં, ઉદયથી અથવા લોકાનુભાવથી જ થાય છે. |
| ૧૫૮ | ૨૪–૨૫ | શરીરવર્ણરૂપ દ્રવ્યલેશ્યાને માટે જ છે, | શ્રી પન્નવણાજીમાં દેવોનો બાહ્ય વર્ણ અલગ જણાવેલ હોવાથી આ દ્રવ્યલેશ્યા કૃષ્ણાદિ દ્રવ્યરૂપ જ સમજવી, બાહ્ય વર્ણરૂપે નહિ [પ્રવચન સારોદ્ધાર પૃષ્ઠ ૩૩૮ની પેલી પુઠી પંક્તિ ૩–૪] |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૧૬૦ | ૨૦ | 'बुज्झह बुज्झह | 'बुज्झाहि बुज्झाहि' |
| ૧૬૦ | ૨૩ | લઇ મોક્ષ | લઈ એક કે સાત આ-ઠ ભવમાં મોક્ષ [अट्ठाय-रट्ठिया वसंति, लोगंतिया सुरा तेसिं। सत्तट्ठभवमवं-ता, गिज्झंति एमे हिं नामे हिं॥૪૭॥ પ્રવચન સારે-દ્ધાર પૃષ્ઠ ૪૨૦ મૂળ.] |
| ૧૬૧ | ૭ | બતાવ્યા છે; દિગંબર સૂત્રપાઠ પ્રમાણે પણ આઠ જ સંખ્યા જણાય | બતાવ્યા છે; તે ચારે બાજુ બ્રહ્મદેવલોકને છેડે રહેનારા તે દેવે-ના ભેદો જણાવ્યા છે, મધ્યમાં રહેલા 'અરિષ્ટ' નામના દેવને ૧ ભેદ ભાષ્યકારે સૂત્રમાં લીધેલ નથી, એમ તત્ત્વાર્થની ટીકામાં સ્પષ્ટ ખુલાસો છે. દિગંબર સૂત્રપાઠ પ્રમાણે આઠ સંખ્યા જણાય |
| ૧૬૧ | ૮ | છે, તેમાં મરુતને ઉલ્લેખ નથી. અલબત્ત, ઠાણાંગ આદિ સૂત્રોમાં | છે, પણ તેમાં મરુતને ઉલ્લેખ નથી; છતાં શ્રી ઠાણાંગ(નવમું અધ્યયન, ત્રીજે ઉદ્દેશો, સૂત્ર ૬૮૪] આદિ સૂત્રોમાં 'सारस्सय- |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| | | | माइच्चा ××× अग्गिच्चा * चेव रिट्ठाय' એ મુજબના સ્પષ્ટ પાઠો હોવાથી. |
| ૧૬૧ | ૧૦ | છે) તેથી એમ જણાય છે કે મૂળ સૂત્રમાં 'मरुतो' પાઠ પ્રક્ષિપ્ત થએલો | છે) તેથી એમ જણાય છે કે દિગંબરીય મૂળ સૂત્રમાં 'मरुतो' પાઠ છૂટી ગએલો |
| ૧૬૫ | ૧૬ | अधिकानी | अधिकानि |
| ૧૬૫ | ૧૭ | અચ્યુતની | અચ્યુતથી |
| ૧૬૬ | ફુટનોટ ૧ની પંક્તિ ત્રીજી | છે. જુઓ આ અધ્યાયના સૂ. ૪૨નું ભાષ્ય. | છે. આ અધ્યાયના સૂત્ર ૪૨ના ભાષ્યમાં પણ તેવો પાઠ છે; પરંતુ તે પાઠ-'કાઉંસમાં હોવાથી તેમજ ટીકાકાર તે પાઠને સ્પર્શ્યા પણ નહિ હોવાથી તથા પ્રથમ ૩૮મા સૂત્રના ભાષ્યમાં ભાષ્યકારે પોતે તે વિજયાદિ ચાર વિમાનમાં ઉત્કૃષ્ટ સ્થિતિ બત્રીસ સાગરોપમની જ જણાવેલ હોવાથી'પ્રક્ષિપ્ત મનાય. |

* 'अत्राग्नेयाः संज्ञान्तरतो मरुतोऽप्यभिधीयन्ते' इति लोकप्रकाशे, प्रवचनसारोद्धारस्योत्तरभागे तु 'अव्याबाधा ७ आग्नेया ८ एते संज्ञान्तरतो मरुतोऽप्यभिधीयन्ते, रिष्टाश्चेति ९।' इत्युक्त्वा तदष्टमभेदस्य 'मरुतो' नामान्तरमन्तःकृत्वैव पश्चान्नवमभेदोक्तिः। तल्लोकान्तिकस्य नवैव भेदाः॥

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૭૪ | ૨૩ | निष्क्रियाणि | निष्क्रियाणि |
| ૧૭૯ | ૧૮ | બુદ્ધિથી પણ થઇ શકતી નથી. | બુદ્ધિ પણ વ્યક્ત કરી શકતી નથી |
| ૧૮૯ | ૨૦ | धर्माधम | धर्माधर्म |
| ૧૯૨ | ૨ | આવશે | આવે |
| ૧૯૬ | ૧૫ | तपोद्व्योत | तपोद्योत |
| ,, | ૧૮ | उद्व्योतवन्तः | उद्योतवन्तः |
| ૧૯૭ | ૨ | उद्व्योतवन्त– | उद्योतवन्त– |
| ,, | ૨૫ | કપાય, તૂરો, ખાટો | કપાય, ખાટો |
| ૧૯૯ | ૫ | વિવર્ત | વિવર્ત્ત |
| ૨૦૨ | ૧૭ | આગપ | આગમ |
| ૨૦૫ | ૧૦-૧૧ | કડવો, તીખો, મધુર, તૂરો અને ખારો | કડવો, તીખો, તૂરો, ખાટો અને મધુર |
| ૨૦૫ | ૨૧ | ઉમાસ્વાતી | ઉમાસ્વાતિ |
| ૨૦૭ | ૧ | ઉમાસ્વાતી | ઉમાસ્વાતિ |
| ૨૨૮ | ૨૩, ૨૪ ૨૫ | વિકલ્પ | વૈકલ્પ |
| ૨૩૦ | ૨૨ | સૂત્રાર્થ (૩૮) | एकेत्वाचार्या व्याचक्षते–कालोऽपिद्रव्यमिति. (ભાષ્યકાર) "कतिणंभंते! दव्वापण्णत्ता? गोयमा छदव्वापण्णत्ता, तंजहा–'धम्मत्थिकाए, अधम्मत्थिकाए, आगासत्थिकाए, पुग्गलत्थिकाए, जीवत्थिकाए,अद्धासमए" એ પ્રમાણે ટીકાકારે |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| | | | આગમનો પણ પાઠ જણાવીને ટીકામાં છ દ્રવ્ય સિદ્ધ કરેલ છે. ટીકાકાર સાફ કહે છે કે ભાષ્યકારનો 'તુ' શબ્દ છઠ્ઠા કાળદ્રવ્યને નક્કી કરનાર છે. |

ॐ अर्हं नमः

# શ્રી તત્ત્વાર્થસૂત્ર-પ્રશ્નોત્તર દીપિકા

## ભાગ ૧ લો

## અધ્યાય ૧

પ્રશ્ન: તત્ત્વાર્થ એટલે શું?

ઉત્તર: તત્ત્વાર્થ એટલે તત્ત્વભૂત પદાર્થ. તત્ત્વાર્થ શબ્દ તત્ત્વ અને અર્થ એ બે શબ્દો મળીને બનેલો છે. તેમાં તત્ત્વ એટલે અનાદિ અનન્તભાવ, સ્વતંત્રભાવ અને અર્થ એટલે દ્રવ્ય. અર્થાત્ જે અનાદિ અનન્ત જડ અને ચેતનસ્વરૂપ ષડ્દ્રવ્યો તે તત્ત્વાર્થ છે.

પ્રશ્ન: અર્થ કહેવાથી પણ ષડ્દ્રવ્યો સમજી શકાય છે તો પછી તત્ત્વ કહેવાનું પ્રયોજન શું છે?

ઉત્તર: અર્થ શબ્દના અનેક અર્થો છે. અર્થ=શબ્દાર્થ, ધન, પ્રયોજન અને પદાર્થ ઇત્યાદિ. એટલે અર્થસૂત્ર એ પ્રમાણે કહેવાથી અર્થના અર્થમાં વ્યામોહ થવાનો સંભવ છે. તે ન થાય માટે તત્ત્વ શબ્દ છે. એટલે ઉત્પાદ, વ્યય ને ધ્રૌવ્ય જેમાં છે તે તત્ત્વાર્થ છે. વાસ્તવપણે એ ષડ્દ્રવ્યો જ છે. તીર્થસ્થાપના સમયે મુખ્ય ગણધર ત્રણ વખત પ્રદક્ષિણાપૂર્વક ભગવંતને પ્રશ્ન કરે છે કે भयवं किं तत्तं? ઉત્તરમાં ભગવંત ત્રણે વખત અનુક્રમે उपन्नेइवा, विगमेइवा અને धुवेइवा એ ઉત્તરો આપે છે. તેમાં પણ તત્ત્વ શું છે? તેનો સ્પષ્ટ ઉત્તર છે. જ્યાં ઉત્પાદ, વ્યય ને ધ્રૌવ્ય નથી તે તત્ત્વ નથી, તેમાં તત્ત્વ નથી.

પ્રશ્ન: ત્યારે શું અતત્ત્વભૂત પણ પદાર્થો છે?

ઉત્તર: હા, કેટલાએક દાર્શનિકોએ સામાન્ય, વિશેષ, સમવાય,

પ્રતીત્યસત્ય, માયા વગેરે કાલ્પનિક પદાર્થોને પણ વાસ્તવ તરીકે ગણાવ્યા છે તેથી કોઇ પણ પ્રકારનું પ્રયોજન સરતું નથી તેનો નિરાસ કરવા માટે તત્ત્વભૂત એટલે વાસ્તવિક અર્થ એ તત્ત્વાર્થ એ પ્રમાણે કહ્યું છે.

પ્રશ્ન: તત્ત્વાર્થસૂત્રનો ઉદ્દેશ શું છે?

ઉત્તર: તેનો ઉદ્દેશ મોક્ષસુખ મેળવવાનો છે. પ્રાણીમાત્ર સૌ-કોઇને સુખ ગમે છે. તેમાં સાચું કે સ્વાધીન સુખ કયું, અને ખોટું કે પરાધીન સુખ કયું તેની ઘણા થોડાને ખબર પડે છે, જેથી મોક્ષાર્થીએ તે પ્રશ્ન જાણવાની આવશ્યકતા છે.

સુખોના મુખ્ય બે પ્રકાર છે: (૧) બાહ્ય અને (૨) આભ્યંતર. ઇંદ્રિયાદિ વિષયોને વિષે જે સુખનું ભાન થાય છે તે ક્ષણિક છે અને બાહ્ય સુખ છે, તે સુખાભાસ છે અને તે પરાધીન સુખ છે; કારણ કે તે વાસના કે ઇચ્છાને આધીન છે, જ્યારે આભ્યંતર સુખ તે આત્મિક આનંદ ગણાય છે. તે ધર્મથી ઉત્પન્ન થાય છે. તે સ્વાધીન અને શાશ્વત સુખ છે અને તેનાથી જ મોક્ષસુખ પમાય છે માટે તે જ સાચું સુખ છે.

**મોક્ષનાં સાધનો**

**सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः ।१।**

(सम्यग्+दर्शन+ज्ञान+चारित्राणि+मोक्ष+मार्गः)

**શબ્દાર્થ**

सम्यग्—સત્ય-વિશુદ્ધ
दर्शन—તત્ત્વના યથાર્થ વિવેકની અભિરુચિ
ज्ञान—જ્ઞાન
चारित्राणि—સ્વરૂપ-રમણતા
मोक्ष—મુક્તિ
मार्गः—રસ્તો

**સૂત્રાર્થ**: સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ ચારિત્ર એ ત્રણે મળી મોક્ષનું સાધન છે.

## વિશેષાર્થ–સમજૂતી

પ્રશ્ન : મોક્ષનું સ્વરૂપ શું છે?

ઉત્તર : બંધનાં કારણોનો અભાવ તે મોક્ષ છે. તેથી આત્મ-વિકાસ પરિપૂર્ણ થાય છે. ટૂંકાણમાં જ્ઞાન અને વીતરાગ ભાવની પરાકાષ્ઠા એ જ મોક્ષ છે.

પ્રશ્ન : સમ્યગ્ દર્શન એટલે શું?

ઉત્તર : જેનાથી તત્ત્વની અર્થાત્ સત્યની પ્રતીતિ થાય, જેનાથી હેય એટલે છોડી દેવા યોગ્ય અને ઉપાદેય એટલે આદરવા યોગ્ય તત્ત્વના યથાર્થ વિવેકની અભિરુચિ થાય તેને સમ્યગ્ દર્શન કહે છે.

પ્રશ્ન : સમ્યગ્ જ્ઞાન એટલે શું?

ઉત્તર : નય અને પ્રમાણથી થનારું જીવાદિ તત્ત્વોનું યથાર્થ જ્ઞાન તે સમ્યગ્ જ્ઞાન કહેવાય છે.

પ્રશ્ન : સમ્યક્ ચારિત્ર એટલે શું?

ઉત્તર : રાગ, દ્વેષ અને યોગની નિવૃત્તિ થવાથી જે સ્વરૂપ-રમણતા થાય તે સમ્યક્ ચારિત્ર કહેવાય.

પ્રશ્ન : જ્ઞાન, દર્શન અને ચારિત્રના સાહચર્ય(સાથે રહેવાપણું)-થી શું પ્રાપ્ત થાય છે?

ઉત્તર : ઉપરોક્ત ત્રણે સાધનો (જ્ઞાન, દર્શન અને ચારિત્ર) જ્યારે પરિપૂર્ણ રૂપમાં પ્રાપ્ત થાય ત્યારે જ સંપૂર્ણ મોક્ષનો સંભવ છે.

પ્રશ્ન : શૈલેશી અવસ્થા એટલે શું?

ઉત્તર : શૈલેશી અવસ્થા એટલે આત્માની એક એવી અવસ્થા કે જેમાં ધ્યાનની પરાકાષ્ઠા(અંતિમ પરિસ્થિતિ)ના કારણથી મેરુ સરખી નિષ્કંપતા કે નિશ્ચલતા આવે તેને શૈલેશી અવસ્થા કહે છે.

પ્રશ્ન : યોગ એટલે શું?

ઉત્તર : યોગ એટલે માનસિક, વાચિક અને કાયિક ક્રિયા.

પ્રશ્ન: તેરમા ગુણસ્થાનમાં વીતરાગ ભાવરૂપ ચારિત્ર તો પૂર્ણ છે છતાં અપૂર્ણતા કેમ કહેવામાં આવે છે?

ઉત્તર: તેરમા ગુણસ્થાનમાં વીતરાગ ભાવરૂપ ચારિત્ર તો છે, પરંતુ તેમાં અયોગતા (મન-વચન-કાયાની) નથી તેથી અપૂર્ણ કહેવામાં આવે છે. પૂર્ણતા આ માનીને જ ગણાય છે.

પ્રશ્ન: સમ્યક્ ચારિત્ર માટે કેવો નિયમ છે?

ઉત્તર: તેના માટે એવો નિયમ છે કે જ્યાં સમ્યક્ ચારિત્ર હોય ત્યાં તેની પૂર્વનાં સમ્યગ્ દર્શન આદિ બન્ને સાધન અવશ્ય હોય છે.

પ્રશ્ન: દર્શન અને જ્ઞાનને અવશ્ય સહકારી માનનાર પક્ષનો શો આશય છે?

ઉત્તર: તેમનો આશય એવો છે કે દર્શન-પ્રાપ્તિ પહેલાં જે મતિ આદિ અજ્ઞાનરૂપે જીવોમાં હોય છે તે સમ્યગ્ દર્શનની ઉત્પત્તિ થતાં સમ્યગ્ રૂપમાં પરિણત થઈ જાય છે અને તે મતિ આદિ જ્ઞાન કહેવાય છે. આ મત પ્રમાણે જે અને જેટલો વિશેષ બોધ સમ્યક્ત્વ-પ્રાપ્તિ-કાલમાં હોય તે જ સમ્યગ્ જ્ઞાન સમજવું.

પ્રશ્ન: અમુક પક્ષદર્શન અને જ્ઞાનનું અવશ્યં ભાવિ સાહચર્ય ન માનતાં વૈકલ્પિક સાહચર્ય માને છે તે કેવી રીતે?

ઉત્તર: દર્શનકાલમાં જ્ઞાન ન પણ હોય એનો અર્થ એવો છે કે સમ્યક્ત્વ પ્રાપ્ત થયા છતાં દેવ, નારક, તિર્યંચોને અને કેટલાક મનુષ્યોને પણ વિશિષ્ટ શ્રુતજ્ઞાન એટલે કે આચારાદિ અંગોનું જ્ઞાન હોતું નથી. આ મત પ્રમાણે દર્શનના સમયે જ્ઞાન ન હોવાનો અર્થ એ છે કે તે સમયે વિશિષ્ટ શ્રુત જ્ઞાન હોતું નથી.

પ્રશ્ન: મોક્ષ-સાધ્ય અને સમ્યગ્ દર્શન આદિ રત્નત્રય એનું સાધન એવો સાધ્યસાધનભાવ કેવી રીતે સમજવો?

ઉત્તર: રત્નત્રયનો સાધ્ય-સાધનભાવ સાધક અવસ્થાની અપેક્ષાએ સમજવો, સિદ્ધ અવસ્થાની અપેક્ષાએ નહિ; કારણ કે સાધકનું સાધ્ય

પરિપૂર્ણ રત્નત્રય રૂપ મોક્ષ હોવા છતાં પણ એની પ્રાપ્તિ એને રત્નત્રયના ક્રમિક વિકાસથી જ થાય છે, જે સાધકને માટે જ છે, સિદ્ધને માટે નથી. તેથી જે અત્રે સાધકને માટે ઉપયોગી એવા સાધ્ય-સાધનના ભેદનું જ કથન કર્યું છે.

પ્રશ્ન: સંસારમાં ધન, સ્ત્રી આદિથી સુખ મળે છે તો પછી તે છોડી મોક્ષના પરોક્ષ સુખ માટે શા માટે ઉપદેશ આપવામાં આવે છે?

ઉત્તર: મોક્ષના સુખનો ઉપદેશ એટલા માટે છે કે તેથી સાચું સુખ મળે છે. સંસારમાં જે સુખ મળે છે તે સાચું સુખ નથી, પણ સુખાભાસ છે.

પ્રશ્ન: સંસારી સુખમાં તૃપ્તિ શાથી નથી થતી?

ઉત્તર: સંસારી સુખ વાસનાઓ—ઇચ્છાઓથી ઉત્પન્ન થાય છે અને ઇચ્છાઓનો એવો સ્વભાવ છે કે એક પૂરી થાય ન થાય તેટલામાં તો બીજી સેંકડો ઇચ્છાઓ ઉત્પન્ન થઈ જાય છે, જેથી તેની તૃપ્તિ થવાનો સંભવ જ નથી. આથી જ સંસારના સુખને સાચું સુખ ન ગણતાં તેને સુખાભાસ કહ્યું છે.

## સમ્યગ્ દર્શનનું લક્ષણ

**तत्त्वार्थश्रद्धानं सम्यग्दर्शनम् ।२।**

(तत्त्वार्थ+श्रद्धानम्+सम्यग्+दर्शनम्)

### શબ્દાર્થ

तत्त्वार्थ—તત્ત્વ તે દ્રવ્ય-પર્યાય    श्रद्धानम्—શ્રદ્ધા અથવા પ્રતીતિ
सम्यग्—સત્ય    दर्शनम्—દર્શન.

સૂત્રાર્થ: યથાર્થ રૂપથી પદાર્થોનો નિશ્ચય કરવાની જે રુચિ તે સમ્યગ્ દર્શન છે.

## સમ્યગ્દર્શનની ઉત્પત્તિનાં નિમિત્તો

**तन्निसर्गादधिगमाद्वा ।३।**

(तत्+निसर्गात्+अधिगमात्+वा)

### શબ્દાર્થ

तत्—તે निसर्गात्—નિસર્ગથી એટલે પરિણામમાત્રથી.
अधिगमात्—અધિગમથી એટલે કે બાહ્ય નિમિત્તથી वा—અથવા

સૂત્રાર્થ: તે (સમ્યગ્ દર્શન) નિસર્ગથી એટલે કે પરિણામમાત્રથી અથવા અધિગમથી એટલે કે બાહ્ય નિમિત્તથી ઉત્પન્ન થાય છે.

## વિશેષાર્થ-સમજૂતી

પ્રશ્ન: સમ્યગ્ દર્શન એટલે શું?

ઉત્તર: જે તત્ત્વ-નિશ્ચયની રુચિ ફક્ત આત્માની તૃપ્તિ માટે આધ્યાત્મિક વિકાસને માટે થાય છે તે સમ્યગ્ દર્શન છે.

પ્રશ્ન: સમ્યક્ત્વ એટલે શું?

ઉત્તર: આધ્યાત્મિક વિકાસથી ઉત્પન્ન થયેલ એક પ્રકારનો આત્માનો પરિણામ તે નિશ્ચય-સમ્યક્ત્વ છે; અર્થાત્ રાગદ્વેષની તીવ્રતા મટી જતાં આત્મા સત્યને માટે જાગૃત બની જાય છે. આ આધ્યાત્મિક જાગરણ એ જ સમ્યક્ત્વ છે, તથા રુચિના બળથી ઉત્પન્ન થતી ધર્મતત્ત્વ-નિષ્ઠા એ વ્યવહાર સમ્યક્ત્વ છે.

પ્રશ્ન: સમ્યક્ત્વનાં લિંગો (ચિહ્નો) સમજાવો?

ઉત્તર: સમ્યક્ત્વનાં લિંગો જેવાં કે (૧) પ્રશમ, (૨) સંવેગ, (૩) નિર્વેદ, (૪) અનુકંપા અને (૫) આસ્તિક્ય.

**પ્રશમ:** તત્ત્વના મિથ્યા પક્ષપાતથી ઉત્પન્ન થતા કદાગ્રહ આદિ દોષોનો ઉપશમ એ જ પ્રશમ છે.

**સંવેગ:** મોક્ષની અભિલાષા.

**નિર્વેદ:** સંસાર ઉપર ખેદ.

**અનુકંપા:** દુ:ખી પ્રાણીઓનું દુ:ખ દૂર કરવાની ઇચ્છા.

**આસ્તિક્ય:** આત્મા આદિ પરોક્ષ કિન્તુ યુક્તિપ્રમાણથી સિદ્ધ પદાર્થોનો સ્વીકાર.

પ્રશ્ન: નિસર્ગ સમ્યગ્ દર્શન એટલે શું?

ઉત્તર: જે કોઈ પ્રતિમા આદિ ધાર્મિક વસ્તુઓના માત્ર અવલોકનથી સમ્યગ્ દર્શન પ્રાપ્ત કરે છે તેને નિસર્ગ સમ્યગ્ દર્શન કહે છે.

પ્રશ્ન: અધિગમ સમ્યગ્ દર્શન એટલે શું?

ઉત્તર: કોઇ ગુરુનો ઉપદેશ સાંભળી, કોઇ શાસ્ત્રો ભણીને, અને કોઇ સત્સંગથી સમ્યગ્ દર્શન પ્રાપ્ત કરે છે તેને અધિગમ સમ્યગ્ દર્શન કહે છે.

પ્રશ્ન: અપૂર્વ કરણ એટલે શું?

ઉત્તર: સંસારનાં તરેહતરેહનાં દુઃખોનો અનુભવ કરતાંકરતાં યોગ્ય આત્મામાં કોઈ વાર એવી પરિણામ-શુદ્ધિ થઈ જાય છે જે એ આત્માને તે ક્ષણ માટે અપૂર્વ જ છે. એ પરિણામ-શુદ્ધિને અપૂર્વ કરણ કહે છે.

## તત્ત્વોનો નામનિર્દેશ

जीवाजीवास्रवबन्धसंवरनिर्जरामोक्षास्तत्त्वम् ।४।

(जीव+अजीव+आस्रव+बन्ध+संवर+निर्जरा+मोक्षाः+तत्त्वम्)

### શબ્દાર્થ

| | |
|---|---|
| जीव—જીવ | अजीव—અજીવ |
| आस्रव—નવાં કર્મનું આવવું | बन्ध—બંધાવું |
| संवर—નવા કર્મને અટકાવવું | निर्जरा—દેશ થકી કર્મનો ક્ષય |
| मोक्षाः—સંપૂર્ણ કર્મથી મુકાવું | तत्त्वम्—તત્ત્વો |

સૂત્રાર્થ: જીવ, અજીવ, આસ્રવ, બંધ, સંવર, નિર્જરા અને મોક્ષ એ તત્ત્વો છે.

### વિશેષાર્થ-સમજૂતી

પ્રશ્ન: સાત તત્ત્વો કેવી રીતે થાય?

ઉત્તર: પુણ્ય અને પાપ બંને તત્ત્વોનો આસ્રવ અથવા બંધ-તત્ત્વમાં અંતર્ભાવ કરીએ તો સાત તત્ત્વો થાય.

પ્રશ્ન: પુણ્ય અને પાપ બંનેને દ્રવ્ય અને ભાવરૂપથી સમજાવો.

ઉત્તર: શુભ કર્મપુદ્ગલ દ્રવ્યપુણ્ય છે, અશુભ કર્મપુદ્ગલ દ્રવ્ય-પાપ છે. દ્રવ્યપુણ્યનું કારણ શુભ અધ્યવસાય જે ભાવપુણ્ય કહેવાય છે, અને અશુભ અધ્યવસાય તે ભાવપાપ કહેવાય છે.

પ્રશ્ન: તત્ત્વ શબ્દનો અર્થ શો?

ઉત્તર: અનાદિ અનંત (સ્વતંત્ર ભાવ).

પ્રશ્ન: આસ્રવથી લઈ મોક્ષ સુધીનાં પાંચ તત્ત્વો જીવ–અજીવ-ની માફક સ્વતંત્ર નથી, તો પછી તેમને તત્ત્વમાં ગણવાનું શું કારણ?

ઉત્તર: અહીં તત્ત્વ શબ્દનો અર્થ અનાદિ, અનંત અને સ્વતંત્ર ભાવ નથી કિન્તુ મોક્ષપ્રાપ્તિમાં ઉપયોગી થાય એવું 'જ્ઞેય' એવો છે. અને આ શાસ્ત્રનો મુખ્ય વિષય પણ મોક્ષનો છે, જેથી મોક્ષના વિષયમાં મોક્ષના જિજ્ઞાસુઓ માટે જે વસ્તુઓનું જ્ઞાન આવશ્યક છે એ જ વસ્તુઓને અહીં તત્ત્વ તરીકે ગણાવી છે.

પ્રશ્ન: સાતે તત્ત્વોથી શું સૂચિત થાય છે?

ઉત્તર: જીવ તત્ત્વથી મોક્ષના અધિકારીનો નિર્દેશ થાય છે. અજીવ જડ હોવાથી એમ સૂચિત થાય છે કે તે મોક્ષમાર્ગના ઉપદેશનું અધિકારી નથી, બંધતત્ત્વથી મોક્ષનો વિરોધી ભાવ, અને આસ્રવ તત્ત્વથી એ વિરોધી ભાવનું કારણ બતાવ્યું છે. સંવર નિર્જરા તત્ત્વથી મોક્ષનો ક્રમ બતાવ્યો છે.

## નિક્ષેપાનો નામનિર્દેશ

नामस्थापनाद्रव्यभावतस्तन्न्यासः ।५।

(नाम+स्थापना+द्रव्य+भावतः+तत्+न्यासः)

## શબ્દાર્થ

| | |
|---|---|
| नाम—નામ | स्थापना—ચિત્ર, છબી કે પ્રતિકૃતિ |
| द्रव्य—દ્રવ્ય | भावत:—જેમાં વ્યુત્પત્તિનિમિત્ત કે પ્રવૃત્તિ નિમિત્ત ઘટતું હોય તે. |
| तत्—તે | न्यास—વિભાગ |

સૂત્રાર્થ : નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવરૂપથી એમનો એટલે કે સમ્યગ્ દર્શન આદિ અને જીવ આદિનો ન્યાસ એટલે કે વિભાગ થાય છે.

## વિશેષાર્થ–સમજૂતી

પ્રશ્ન : નિક્ષેપ-ન્યાસ એટલે શું ?

ઉત્તર : એક જ શબ્દ પ્રયોજન અથવા પ્રસંગ પ્રમાણે અનેક અર્થમાં વપરાય છે. દરેક શબ્દના ઓછામાં ઓછા ચાર અર્થ જોવામાં આવે છે. એ જ ચાર અર્થ એ શબ્દના અર્થસામાન્યના ચાર વિભાગ છે. અને એ વિભાગને જ 'નિક્ષેપ' યા તો 'ન્યાસ' કહેવામાં આવે છે.

પ્રશ્ન : નિક્ષેપા જાણવાથી શું ફાયદો છે ?

ઉત્તર : તેથી તાત્પર્ય સમજવામાં સરળતા થાય છે. એનાથી એટલું પૃથક્કરણ થઈ જશે કે મોક્ષમાર્ગરૂપે સમ્યગ્ દર્શન આદિ અર્થ અને તત્ત્વરૂપે જીવાજીવાદિ અર્થ અમુક પ્રકારના લેવા જોઇએ, બીજા પ્રકારના નહિ.

પ્રશ્ન : નામ-નિક્ષેપ કોને કહે ?

ઉત્તર : જે અર્થ વ્યુત્પત્તિસિદ્ધ નથી, પણ ફક્ત માતાપિતા અથવા બીજા લોકોના સંકેત બળથી જાણી શકાય છે તે અર્થ નામ-નિક્ષેપ છે.

દાખલા તરીકે કોઈ એક એવી વ્યક્તિ છે, જેનામાં સેવક યોગ્ય કોઈ પણ ગુણ નથી, પણ કોઈએ એનું નામ સેવક રાખ્યું છે. આ નામ-સેવક છે.

પ્રશ્ન: સ્થાપના-નિક્ષેપ એટલે શું?

ઉત્તર: જે વસ્તુ મૂળ વસ્તુની પ્રતિકૃતિ, મૂર્તિ અથવા ચિત્ર હોય અથવા જેમ મૂળ વસ્તુનો આરોપ કરાયો હોય તે સ્થાપના-નિક્ષેપ છે. જેમકે કોઇ સેવકનું ચિત્ર, છબી અથવા મૂર્તિ એ સ્થાપના-સેવક છે.

પ્રશ્ન: દ્રવ્ય-નિક્ષેપ કોને કહે?

ઉત્તર: જે અર્થ ભાવ-નિક્ષેપનો પૂર્વરૂપ અથવા ઉત્તરરૂપ હોય તે દ્રવ્યનિક્ષેપ છે, જેમકે એક એવી વ્યક્તિ હોય કે જે વર્તમાનમાં સેવાકાર્ય કરતી નથી, પણ જેણે કાં તો ભૂતકાળમાં સેવા કરી છે અથવા કરનાર છે તે દ્રવ્ય-સેવક છે.

પ્રશ્ન: ભાવ-નિક્ષેપ કોને કહે?

ઉત્તર: જે અર્થમાં શબ્દનું વ્યુત્પત્તિ-નિમિત્ત કે પ્રવૃત્તિ-નિમિત્ત બરાબર ઘટતું હોય તે ભાવ-નિક્ષેપ છે. જેમકે એક એવી વ્યક્તિ છે કે જે સેવક યોગ્ય કાર્ય કરે છે—તે ભાવ-નિક્ષેપ કહેવાય છે.

પ્રશ્ન: સમ્યગ્ દર્શન આદિ મોક્ષમાર્ગના અને જીવ અજીવ આદિ તત્ત્વોના જે ચાર વિભાગ-નિક્ષેપ સંભવે છે તે અત્રે કેવા લેવા?

ઉત્તર: ચાલુ પ્રકરણમાં તે ભાવરૂપે સમજવાના છે.

પ્રશ્ન: ટૂંકમાં નામ સંબંધી હકીકત સમજાવો.

ઉત્તર: નામો બે જાતનાં છે. યૌગિક અને રૂઢ. રસોઈઓ, કલઈગરો વગેરે યૌગિક છે. ગાય, ઘોડો વગેરે રૂઢ શબ્દો છે. યૌગિક શબ્દો એ વ્યુત્પત્તિ-નિમિત્ત છે અને રૂઢ શબ્દો એ પ્રવૃત્તિ-નિમિત્ત છે. કારણ કે, તેનો અર્થ રૂઢિ પ્રમાણે થાય છે.

**તત્ત્વને જાણવાના ઉપાય**

**प्रमाणनयैरधिगमः ।६।**

(प्रमाण+नयैः+अधिगमः)

### શબ્દાર્થ

प्रमाण—પ્રમાણ નયૈ:—નય વડે

अधिगमः—જ્ઞાન

સૂત્રાર્થ: પ્રમાણો અને નયોથી જ્ઞાન થાય છે.

## વિશેષાર્થ-સમજૂતી

પ્રશ્ન: નય અને પ્રમાણનો તફાવત સમજાવો.

ઉત્તર: નય અને પ્રમાણ બન્ને જ્ઞાન છે, પરંતુ તેમાં તફાવત એ છે કે 'નય' વસ્તુના એક અંશનો બોધ કરે છે, અને પ્રમાણ અનેક અંશોનો કરે છે. વસ્તુમાં અનેક ધર્મો હોય છે એમાંથી જ્યારે કોઈ એક ધર્મ દ્વારા વસ્તુનો નિશ્ચય કરવામાં આવે ત્યારે તે 'નય' કહેવાય છે. જેમકે નિત્યત્વ ધર્મ દ્વારા આત્મા અથવા પ્રદીપ નિત્ય છે એવો નિશ્ચય અને જ્યારે અનેક ધર્મ દ્વારા વસ્તુનો અનેક રૂપથી નિશ્ચય કરવામાં આવે ત્યારે તે પ્રમાણ કહેવાય છે. જેમકે નિત્યત્વ, અનિત્યત્વ આદિ ધર્મો દ્વારા આત્મા અથવા પ્રદીપ આદિ વસ્તુઓ નિત્યાનિત્ય આદિ અનેકરૂપ છે એવો નિશ્ચય; અથવા બીજા શબ્દોમાં કહીએ તો 'નય' એ પ્રમાણનો માત્ર એક અંશ છે અને પ્રમાણ એ અનેક નયોનો સમૂહ છે; કેમકે નય વસ્તુને એક દષ્ટિએ ગ્રહણ કરે છે અને પ્રમાણ એને અનેક દૃષ્ટિઓથી ગ્રહણ કરે છે.

## તત્ત્વોના વિસ્તૃત જ્ઞાનને માટે કેટલાંક વિચારણા-દ્વારો

निर्देशस्वामित्वसाधनाधिकरणस्थितिविधानतः ।७।

सत्संख्याक्षेत्रस्पर्शनकालान्तरभावाल्पबहुत्वैश्च ।८।

(निर्देश+स्वामित्व+साधन+अधिकरण+स्थिति+विधानतः)

(सत्+संख्या+क्षेत्र+स्पर्शन+काल+अन्तर+भाव+अल्प+बहुत्वैः+च)

### શબ્દાર્થ

निर्देश—સ્વરૂપ स्वामित्व—અધિકારિત્વ

साधन—કારણ
अधिकरण—આધાર
स्थिति—કાળમર્યાદા
विधानतः—પ્રકારથી
सत्—સત્તા
संख्या—સંખ્યા
क्षेत्र—લોકાકાશ
स्पर्शन—નિવાસસ્થાનરૂપ-સ્પર્શાયેલા
काल—સમય
अन्तर—વિરહકાલ
भाव—અવસ્થા વિશેષ
अल्पबहुत्वैः—ઓછાવત્તાપણા વડે
च—અને

સૂત્રાર્થ: (૭) નિર્દેશ, સ્વામિત્વ, સાધન, અધિકરણ, સ્થિતિ અને વિધાનથી તથા (૮) સત્, સંખ્યા, ક્ષેત્ર, સ્પર્શન, કાળ, અંતર, ભાવ અને અલ્પબહુત્વથી સમ્યગ્ દર્શનાદિ વિષયોનું જ્ઞાન થાય છે.

## વિશેષાર્થ-સમજૂતી

પ્રશ્ન: વિચારણા દ્વારો એટલે શું?

ઉત્તર: શાસ્ત્રોમાં તેમને અનુયોગદ્વાર કહ્યાં છે. કોઈ પણ વસ્તુના પ્રશ્નો પૂછવાથી અને પ્રશ્નોના અનુકૂળ જવાબો મળવાથી તે વસ્તુમાં પ્રવેશ થાય છે. આથી ઉપરોક્ત વિચારણા-દ્વારો બતાવ્યાં છે. અનુયોગનો અર્થ એ છે કે અનુયોગ એટલે વ્યાખ્યા કે વિવરણ અને તેનાં દ્વારો તે પ્રશ્નો.

પ્રશ્ન: આ અનુયોગ-દ્વારો વિગતથી સમજાવો-

ઉત્તર: **નિર્દેશ:** એટલે સ્વરૂપ. તત્ત્વ તરફ રુચિ એ સમ્યગ્ દર્શનનું સ્વરૂપ છે.

**સ્વામિત્વ:** અધિકારિત્વ. સમ્યગ્ દર્શનનો અધિકારી જીવ જ છે, અજીવ નહિ; કેમકે તે જીવનનો જ ગુણ છે.

**સાધન:** કારણ. દર્શન મોહનીય કર્મનો ઉપશમ, ક્ષયોપશમ અને ક્ષય-એ ત્રણે સમ્યગ્ દર્શનનાં અંતરંગ કારણો* છે. તેનાં બહિરંગ કારણો અનેક છે. જેવાં કે શાસ્ત્રજ્ઞાન, જાતિસ્મરણ, પ્રતિમા-દર્શન, સત્સંગ ઇત્યાદિ.

**અધિકરણ:** આધાર. સમ્યગ્ દર્શનનો આધાર જીવ જ છે; કેમકે એ એનો પરિણામ હોવાથી એમાં જ રહે છે. સ્વામી અને અધિકરણનું પૃથક્કરણ કરતાં એક જીવનો સ્વામી કોઈ બીજો જીવ પણ હોય, પણ તેનું અધિકરણનું કોઈ સ્થાન અથવા શરીર ના કહેવાય.

**સ્થિતિ:** કાળમર્યાદા સમ્યગ્ દર્શનની જઘન્ય સ્થિતિ, અંતર્મુહૂર્તની અને ઉત્કૃષ્ટ સ્થિતિ સાદિ અનંત છે. સમ્યગ્ દર્શનને સાદિ સાન્ત અને સાદિ અનંત સમજવું જોઈએ.

**સત્:** સત્તા. સમ્યક્ત્વગુણ સત્તારૂપથી બધા જીવોમાં હયાત છે, તો પણ તેનો આવિર્ભાવ ફક્ત ભવ્ય જીવોમાં છે.

**સંખ્યા:** સમ્યગ્ દર્શન સંખ્યામાં અનંત છે, કારણ કે આજ સુધીમાં તેથી અનંત જીવોને લાભ થયો છે.

**ક્ષેત્ર:** લોકાકાશ. સમ્યગ્ દર્શનનું ક્ષેત્ર લોકનો અસંખ્યાતમો ભાગ સમજવો જોઈએ, કેમકે બધાય સમ્યગ્ દર્શનવાળા જીવોનું નિવાસક્ષેત્ર પણ લોકનો અસંખ્યાતમો ભાગ જ છે.

**સ્પર્શન:** નિવાસસ્થાનરૂપ. આકાશના ચારે બાજુના પ્રદેશોને અડકવું એ જ સ્પર્શન છે. ક્ષેત્રમાં આધારરૂપ આકાશ લેવાય છે, અને સ્પર્શનમાં આધારક્ષેત્રના ચારે બાજુના આકાશ-પ્રદેશ જેને અડકીને આધેય રહેલું હોય તે પણ લેવાય છે. આ જ ક્ષેત્ર અને સ્પર્શનનો તફાવત છે. સમ્યગ્ દર્શનનું સ્પર્શસ્થાન પણ લોકનો અસંખ્યાતમો ભાગ જ સમજવો.

**કાળ:** સમય. એક જીવની અપેક્ષાએ સમ્યગ્ દર્શનનો કાળ વિચારીએ તો તે સાદિ સાન્ત, અથવા સાદિ અનંત થાય!

**અન્તર:** વિરહકાળ. એક જીવને લઈને સમ્યગ્ દર્શનના વિરહ કાળનો વિચાર કરીએ તો તે જઘન્ય અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટ

અપાર્દ્ધ પુદ્‌ગલ પરાવર્તન સમજવો જોઈએ; કેમકે સમ્યક્ત્વ ચ્યુત (દૂર) થઈ ગયા પછી ફરીથી તે જલદીમાં જલદી અંતર્મુહૂર્તમાં પ્રાપ્ત કરી શકાય છે અને એમ ના થાય તો છેવટે અપાર્દ્ધ પુદ્‌ગલ પરાવર્તન પછી અવશ્ય પ્રાપ્ત થાય છે, પરંતુ વિવિધ જીવોની અપેક્ષાએ તો વિરહકાળ બિલકુલ હોતો નથી, કેમકે વિવિધ જીવોમાં તો કોઈ અને કોઈને સમ્યગ્‌ દર્શન પ્રાપ્ત થતું જ રહે છે.

પ્રશ્ન: પુદ્‌ગલ પરાવર્ત એટલે શું?

ઉત્તર: જીવ પુદ્‌ગલોને ગ્રહણ કરી શરીર ભાષા, મન અને શ્વાસોચ્છ્‌વાસરૂપે પરિણમાવે છે. જ્યારે કોઈ એક જીવ જગતમાંના સમગ્ર પુદ્‌ગલ પરમાણુઓને આહારક શરીર સિવાય બીજાં શરીરોરૂપે તથા ભાષા શ્વાસોચ્છ્‌વાસ રૂપે પરિણમાવી પરિણમાવી મૂકી દે અને એમાં જેટલો કાળ લાગે તે પુદ્‌ગલ પરાવર્ત સમજવું જોઈએ.

પ્રશ્ન: ઔપશમિક કરતાં ક્ષાયોપશમિકને શુદ્ધ કહ્યું છે તેનું કારણ શું?

ઉત્તર: તે પરિણામની અપેક્ષાએ શુદ્ધ નથી પરંતુ સ્થિતિની અપેક્ષાએ કહેલું છે; કારણ કે પરિણામની દૃષ્ટિએ તો ઔપશમિક જ વધારે શુદ્ધ છે, ક્ષાયોપશમિક સમ્યક્ત્વ વખતે મિથ્યાત્વનો પ્રદેશોદય હોય છે જ્યારે ઔપશમિક સમ્યક્ત્વ વખતે તો કોઈ પણ જાતનો મિથ્યાત્વ મોહનીયનો ઉદય હોતો નથી છતાં ઔપશમિક કરતાં ક્ષાયોપશમિકની સ્થિતિ ઘણી લાંબી છે એટલે એને એ અપેક્ષાએ વિશુદ્ધ પણ કહી શકાય.

પ્રશ્ન: અંતર્મુહૂર્ત કોને કહે?

ઉત્તર: નવ સમયથી માંડી બે ઘડી ૪૮ મિનિટમાં એક સમય ઓછો હોય ત્યાં સુધીના વખતને અંતર્મુહૂર્ત કહે છે. નવ સમય એ જઘન્ય અંતર્મુહૂર્ત અને એક સમય ઓછી બે ઘડી એ ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્ત. વચલા બધા સમયો મધ્યમ અંતર્મુહૂર્ત.

પ્રશ્ન: અપાર્દ્ધ પુદ્‌ગલ પરાવર્ત એટલે શું?

ઉત્તર: અર્ધ પુદ્‌ગલ પરાવર્તમાં થોડો કાળ ઓછો હોય તે અપાર્દ્ધ પુદ્‌ગલ પરાવર્ત છે.

પ્રશ્ન: ભાવ એટલે શું?

ઉત્તર: અવસ્થા વિશેષ. સમ્યક્ત્વ ઔપશમિક, ક્ષાયોપશમિક અને ક્ષાયિક એ ત્રણ અવસ્થાવાળું હોય છે. એ ભાવ સમ્યક્ત્વના આવરણભૂત દર્શન મોહનીય કર્મના ઉપશમ, ક્ષયોપશમ અને ક્ષયથી ઉત્પન્ન થાય છે. એ ભાવ વડે સમ્યક્ત્વની શુદ્ધિનું તારતમ્ય જાણી શકાય છે. ઔપશમિક કરતાં સ્થિતિની અપેક્ષાએ ક્ષાયોપશમિક અને ક્ષાયોપશમિક કરતાં ક્ષાયિક ભાવવાળું સમ્યક્ત્વ ઉત્તરોત્તર વિશુદ્ધ અને વિશુદ્ધતર હોય છે. ઉપરના ત્રણ ભાવો ઉપરાંત બીજા બે ભાવો પણ છે. ઔદયિક અને પારિણામિક. આ ભાવોમાં સમ્યક્ત્વ હોતું નથી: અર્થાત્ દર્શન મોહનીયની ઉદયાવસ્થામાં સમ્યક્ત્વનો આવિર્ભાવ થઈ શકતો નથી. એવી રીતે સમ્યક્ત્વ અનાદિકાળથી જીવત્વની પેઠે અનાવૃત અવસ્થામાં પ્રાપ્ત થતું ન હોવાથી પારિણામિક એટલે સ્વાભાવિકપણું નથી.

પ્રશ્ન: અલ્પ બહુત્વ એટલે શું?

ઉત્તર: ઓછાવત્તાપણું. પૂર્વોક્ત સમ્યક્ત્વ કહ્યાં તેમાં, ઔપશમિક સમ્યક્ત્વ સૌથી ઓછું છે. ઔપશમિક સમ્યક્ત્વથી ક્ષાયોપશમિક સમ્યક્ત્વ અસંખ્યાતગણું અને ક્ષાયોપશમિક સમ્યક્ત્વથી ક્ષાયિક સમ્યક્ત્વ અનંતગણું છે. ક્ષાયિક સમ્યક્ત્વ અનંતગણું હોવાનું કારણ એ છે કે એ સમ્યક્ત્વ સમસ્ત મુક્ત જીવોમાં હોય છે, અને મુક્ત જીવો અનંત છે.

**સમ્યગ જ્ઞાનના ભેદો**

मतिश्रुतावधिमनःपर्यायकेवलानि ज्ञानम् । ९ ।

(मति+श्रुत+अवधि+मनःपर्याय+केवलानि+ज्ञानम्)

### શબ્દાર્થ

मति—મતિજ્ઞાન (મનન કરાવે તે મતિ) श्रुतज्ञान—શ્રુતજ્ઞાન—અક્ષરજ્ઞાન
अवधि—અવધિજ્ઞાન मनःपर्याय—મનઃપર્યાય જ્ઞાન
केवलज्ञान—કેવળજ્ઞાન (ત્રિકાલજ્ઞાન) ज्ञानम्—જ્ઞાન

સૂત્રાર્થ : મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યાય અને કેવળ એ પાંચ જ્ઞાનો છે.

## વિશેષાર્થ-સમજૂતી

પ્રશ્ન : સમ્યગ્ જ્ઞાન ક્યારે કહેવાય?

ઉત્તર : માણસમાં કોઈપણ પ્રકારનું જ્ઞાન તો હોય છે, અને એ જ્ઞાનમાં સમ્યક્ત્વનો આવિર્ભાવ થતાં જ સમ્યગ્ જ્ઞાન કહેવાય છે.

પ્રશ્ન : સમ્યગ્ જ્ઞાનની વ્યાખ્યા કહો.

ઉત્તર : જે જ્ઞાનથી આધ્યાત્મિક ઉત્ક્રાન્તિ થાય તે સમ્યક્ત્વ જ્ઞાન છે.

પ્રશ્ન : અસમ્યગ્ જ્ઞાન કોને કહે?

ઉત્તર : જેનાથી સંસારવૃદ્ધિ અને આધ્યાત્મિક પતન થાય તેને મિથ્યાત્વ જ્ઞાન કહે છે.

**પ્રમાણ-ચર્ચા**

तत् प्रमाणे । १० ।
आद्ये परोक्षम् । ११ ।
प्रत्यक्षमन्यत् । १२ ।

### શબ્દાર્થ

तत्—તે (પાંચ પ્રકારનું જ્ઞાન) प्रमाणे—બે પ્રમાણો
आद्ये—પ્રથમનાં બે परोक्षम्—પરોક્ષ
प्रत्यक्षम्—પ્રત્યક્ષ अन्यत्—બીજું

સૂત્રાર્થ : (૧૦) તે (એટલે કે પાંચ પ્રકારનું જ્ઞાન) બે પ્રમાણરૂપ છે.

(૧૧) પ્રથમનાં બે જ્ઞાન પરોક્ષ પ્રમાણ છે.

(૧૨) બાકી બધાં જ્ઞાનો પ્રત્યક્ષ પ્રમાણ છે.

## વિશેષાર્થ-સમજૂતી

પ્રશ્ન : પ્રત્યક્ષ અને પરોક્ષ જ્ઞાન કોને કહેવાય?

ઉત્તર : જે જ્ઞાન ઇંદ્રિય અને મનની સહાયતા સિવાય જ ફક્ત આત્માની યોગ્યતાના બળથી ઉત્પન્ન થાય છે તે પ્રત્યક્ષ છે અને જે જ્ઞાન ઇંદ્રિય અને મનની સહાયતાથી ઉત્પન્ન થાય છે તે પરોક્ષ જ્ઞાન છે.

પ્રશ્ન : પરોક્ષ કયાં જ્ઞાન છે?

ઉત્તર : મતિ અને શ્રુત બન્ને પરોક્ષ જ્ઞાન છે.

પ્રશ્ન : પ્રત્યક્ષથી કયાં જ્ઞાન છે?

ઉત્તર : અવધિ, મનઃપર્યાય અને કેવળજ્ઞાન એ પ્રત્યક્ષ જ્ઞાન છે.

પ્રશ્ન : નયચક્રસાર(શ્રીમદ્ દેવચંદ્રજી કૃત)નાં આધારે પ્રમાણનું સ્વરૂપ કહો.

ઉત્તર: સર્વનયના સ્વરૂપને ગ્રહણ કરનાર તેમ સર્વ ધર્મનું જાણપણું જેમાં છે એવું જે જ્ઞાન તેને પ્રમાણ કહીએ.

પ્રમાણ જે છે તે માપવાનું નામ છે. ત્રણ જગતના સર્વે પ્રમેયને માપવાનું પ્રમાણ તે જ્ઞાન છે, અને તે પ્રમાણનો કર્તા આત્મા તે પ્રમાતા છે, અને તે પ્રત્યક્ષ આદિ પ્રમાણે સિદ્ધ છે. પ્રમાણના મૂળ બે ભેદ છે: એક પ્રત્યક્ષ અને બીજું પરોક્ષ. તેમાં જે સ્પષ્ટ જ્ઞાન છે તે પ્રત્યક્ષ છે અને અસ્પષ્ટ જ્ઞાન છે તે પરોક્ષ છે. આત્માના ઉપયોગથી ઇંદ્રિયની પ્રવૃત્તિ વિના જે જ્ઞાન થાય છે તે પ્રત્યક્ષ છે. તેના બે ભેદ છે: (૧) દેશપ્રત્યક્ષ અને (૨) સર્વપ્રત્યક્ષ. અવધિ જ્ઞાન તથા મનઃપર્યાય જ્ઞાન તે દેશપ્રત્યક્ષ છે. અવધિ જ્ઞાન પુદ્ગલના

કેટલાક પર્યાયને જાણે છે, અને મનઃપર્યાય જ્ઞાન મનના સર્વ પર્યાયને પ્રત્યક્ષથી જાણે, પણ બીજાં દ્રવ્યને ન જાણે માટે આ બંને જ્ઞાનને દેશપ્રત્યક્ષ કહ્યું છે, કારણ કે તે દેશથી વસ્તુને જાણે છે, સર્વથી નહિ.

કેવળજ્ઞાન, જીવ તથા અજીવ, રૂપી તથા અરૂપી સર્વ લોકાલોકના ત્રણ કાલના ભાવને પ્રત્યક્ષથી જાણે માટે સર્વપ્રત્યક્ષ કહીએ.

મતિજ્ઞાન તથા શ્રુત-જ્ઞાન એ બે અસ્પષ્ટ જ્ઞાન છે, એટલે પરોક્ષ જ્ઞાન છે તથા કેવળજ્ઞાન એ પ્રત્યક્ષ જ્ઞાન છે.

પરોક્ષ પ્રમાણના ચાર ભેદ છે: (૧) અનુમાન, (૨) ઉપમાન-પ્રમાણ, (૩) આગમ-પ્રમાણ અને (૪) અર્થાપત્તિ-પ્રમાણ.

ચિહ્ને કરીને જે પદાર્થને ઓળખો તેને લિંગ કહીએ. તેનાથી (લિંગથી) જે જ્ઞાન થાય તે અનુમાન-પ્રમાણ જાણવું, અર્થાત્ લિંગને દેખીને જે વસ્તુનો નિર્ધાર કરવો તે અનુમાન-પ્રમાણ છે. દાખલા તરીકે ગિરિ ગ્રહિર(ગુફા)ને વિષે ધૂમ્ર(ધુમાડા)ની રેખા જોઇ અનુમાન કરવું કે પર્વત અગ્નિ સહિત છે. તે પક્ષ તથા સાધ્ય કહેવો. આમાં પક્ષ તે પર્વત છે અને સાધ્ય તે અગ્નિ છે.

જેમ રસોડાને વિષે રસોઇઆએ ધૂમ્ર તથા અગ્નિને ભેળાં દીઠાં, ત્યાં નિશ્ચેથી અગ્નિ જ છે એવી વ્યાપ્તિ નિર્ધારીને જ્ઞાન કરવું તે શુદ્ધ અનુમાન-પ્રમાણ કહીએ.

સરખાવેલંબીપણે અજાણી વસ્તુનું જે જાણપણું થાય તેને ઉપમાન-પ્રમાણ જાણવું. જેમ ગો કહેતાં બળદ તેમ ગવયવ કહેતાં ગવો (ગાય) એ ગો સરખું જે ગવયવનું જ્ઞાન થયું તે ઉપમા-પ્રમાણ જાણવું.

કોઈ ફળરૂપ લિંગે કરીને જે અજાણ્યા પદાર્થનો નિર્ધાર કરીએ તે અર્થાપત્તિ-પ્રમાણ કહીએ. જેમ દેવદત્તનું શરીર પુષ્ટ છે, પણ તે દેવદત્ત દિવસનો જમતો નથી તે માટે અર્થાપત્તિથી જાણીએ કે તે રાત્રે જમતો હશે તેથી શરીર પુષ્ટ છે.

પ્રશ્ન: નૈયાયિક દૃષ્ટિએ પ્રમાણનું સ્વરૂપ કહો!

ઉત્તર: "प्रमीयतेऽनेनेति प्रमाणम्" જે વડે વસ્તુ તત્ત્વનો બરાબર નિશ્ચય થાય છે તે પ્રમાણ છે. તેના બે ભેદ છે: (૧) પ્રત્યક્ષ અને (૨) પરોક્ષ. મન સહિત જે ચક્ષુ આદિ ઇંદ્રિયોથી ભળાય છે તે પ્રત્યક્ષ છે. અને જે પ્રત્યક્ષથી ઊલટું છે તે પરોક્ષ જ્ઞાન છે. પરોક્ષ વિષયોનો અવબોધ પરોક્ષ પ્રમાણથી થાય છે. પ્રત્યક્ષને ઇંગ્લિશમાં Direct અને પરોક્ષને Indirect કહે છે.

પરોક્ષના પાંચ ભેદો છે: (૧) સ્મરણ, (૨) પ્રત્યભિજ્ઞાન, (૩) તર્ક, (૪) અનુમાન અને (૫) આગમ.

**સ્મરણ**: પૂર્વે અનુભવ કરેલી વસ્તુની યાદી થવી તે સ્મરણ છે.

**પ્રત્યભિજ્ઞાન**: ખોવાઈ ગયેલી વસ્તુ જ્યારે હાથ આવે છે ત્યારે "તે જ આ" એવું જે જ્ઞાન સ્ફુરે છે તે પ્રત્યભિજ્ઞાન છે.

સ્મરણ થવામાં પૂર્વે થયેલો અનુભવ જ કારણભૂત છે જ્યારે પ્રત્યભિજ્ઞાન થવામાં અનુભવ અને સ્મરણ એ બન્ને સમાયલાં છે; કોઈ વ્યક્તિ જોયેલી હોય તે સામી મળે ત્યારે કહીએ કે આ જ વ્યક્તિ મેં જોઈ હતી, અર્થાત્ એમાં અનુભવ અને સ્મરણ સમાયલાં છે.

**તર્ક**: જે વસ્તુ જેનાથી જુદી પડતી નથી, જે વસ્તુ જેના વગર રહેતી નથી તે વસ્તુનો તેની સાથેનો જે સહભાવ (સાથે રહેવારૂપ) સંબંધ છે તે સંબંધનો નિશ્ચય કરી આપનાર તર્ક છે. દાખલા તરીકે ધૂમ અગ્નિ વિના હોતો નથી, તે વિના રહેતો નથી, આ સંબંધનો અનુભવ કરવામાં આવે છે ત્યારે તેને શાસ્ત્રમાં વ્યાપ્તિ કહે છે. ધૂમનો સંબંધ પ્રથમ અગ્નિ સાથે દેખ્યો ના હોય ત્યાં સુધી ધૂમ દેખાવા છતાં પણ અગ્નિનું અનુમાન થઈ શકે નહિ.

**અનુમાન**: અનુમાન એટલે જે વસ્તુનું અનુમાન કરવું હોય તે વસ્તુને છોડી નહિ રહેનાર તેનો હેતુ. દાખલા તરીકે ભગવો

ઝંડો જોઈ કહેવું કે આ મહાદેવનું મંદિર છે, અર્થાત્ હેતુને લઇને વસ્તુ નક્કી થાય તે અનુમાન-પ્રમાણ કહેવામાં આવે છે.

**આગમ :** સદ્‌બુદ્ધિવાળા યથાર્થ ઉપદેષ્ટા જેમને 'આપ્ત' કહેવામાં આવે છે, આવા 'આપ્ત' પુરુષના કથનને આગમ-પ્રમાણ કહેવામાં આવે છે. (જૈન દર્શન)

## મતિજ્ઞાનના સમાનાર્થક શબ્દો

**मतिः स्मृतिः संज्ञा चिन्ताऽभिनिबोध इत्यनर्थान्तरम् । १३ ।**

(मतिः+स्मृतिः+संज्ञा+चिन्ता+अभिनिबोध+इति+अनर्थ+अन्तरम् )

### શબ્દાર્થ

मति—મતિ-જ્ઞાન　　स्मृति—યાદદાસ્તી, સ્મરણ

संज्ञा—સંકેત　　चिन्ता—ભવિષ્યના વિષયની વિચારણા

अभिनिबोध—સામાન્ય જ્ઞાન　　इति—એ પ્રમાણે

अनर्थान्तरम्—એકાર્થવાચક

સૂત્રાર્થ:—મતિ, સ્મૃતિ, સંજ્ઞા, ચિન્તા, અભિનિબોધ એ શબ્દો પર્યાય-એકાર્થવાચક છે.

## વિશેષાર્થ-સમજૂતી

પ્રશ્ન : કયા જ્ઞાનને મતિજ્ઞાન કહે?

ઉત્તર : જે જ્ઞાન વર્તમાન-વિષયક હોય તેને મતિજ્ઞાન કહે છે.

પ્રશ્ન : સ્મૃતિ, સંજ્ઞા, ચિન્તા અને અભિનિબોધને સમજાવો.

ઉત્તર : **સ્મૃતિ :** પૂર્વમાં અનુભવેલી વસ્તુના સ્મરણનું નામ સ્મૃતિ છે. આથી તે અતીત-વિષયક છે.

**સંજ્ઞા :** પૂર્વમાં અનુભવેલી અને વર્તમાનમાં અનુભવાતી વસ્તુની એકતાના અનુસંધાનનું નામ સંજ્ઞા અથવા પ્રત્યભિજ્ઞાન છે. આથી તે અતીત અને વર્તમાન ઉભય વિષયક છે.

**ચિન્તા**: ચિન્તા તે ભવિષ્યના વિષયની વિચારણાનું નામ છે તેથી તે અનાગત-વિષયક છે.

પ્રશ્ન: અભિનિબોધનો શો અર્થ જાણવો?

ઉત્તર: અભિનિબોધ શબ્દ સામાન્ય છે. તે મતિ, સ્મૃતિ, સંજ્ઞા અને ચિંતા એ બધાં જ્ઞાનો માટે વપરાય છે.

પ્રશ્ન: આમ હોવાથી મતિ, સ્મૃતિ આદિ પર્યાય શબ્દો થઈ શકતા નથી, કારણ તેમના અર્થ જુદા છે.

ઉત્તર: વિષયભેદ અને કંઈક નિમિત્તભેદ હોવા છતાં પણ મતિ, સ્મૃતિ આદિ જ્ઞાનનું જે અંતરંગ કારણ મતિજ્ઞાનાવરણીયનો જે ક્ષયોપશમ છે તે જ અહીં સામાન્યરૂપે વિવક્ષિત છે. આ અભિપ્રાયથી અહીં મતિ, સ્મૃતિ આદિ શબ્દોને પર્યાય કહ્યા છે.

**મતિજ્ઞાનનું સ્વરૂપ**

तदिन्द्रियानिन्द्रियनिमित्तम् । १४ ।

(तत्+इन्द्रिय+अनिन्द्रिय+निमित्तम् )

**શબ્દાર્થ**

तत्—તે
इन्द्रिय—ઇન્દ્રિય
अनिन्द्रिय—મન
निमित्तम्—નિમિત્તથી

સૂત્રાર્થ: તે અર્થાત્ મતિજ્ઞાન, ઇંદ્રિય અને અનિંદ્રિયરૂપ નિમિત્તથી ઉત્પન્ન થાય છે.

**વિશેષાર્થ-સમજૂતી**

પ્રશ્ન: મતિજ્ઞાન શાથી થાય છે?

ઉત્તર: તેનાં ઇંદ્રિય અને અનિંદ્રિય બે કારણો છે.

પ્રશ્ન: અનિંદ્રિયનો શો અર્થ છે?

ઉત્તર: તેનો અર્થ મન થાય છે.

પ્રશ્ન: ચક્ષુ, મન આદિ બધાં મતિજ્ઞાનનાં કારણો છે, તો

એકને ઇંદ્રિય અને બીજાને અનિંદ્રિય કહેવાનું કારણ શું?

ઉત્તર: ચક્ષુ આદિ બાહ્ય સાધન છે અને મન એ આંતરિક સાધનરૂપ છે માટે.

**મતિજ્ઞાનના ભેદો**

अवग्रहेहावायधारणाः । १५ ।

(अवग्रह+इहा+अवाय+धारणाः)

**શબ્દાર્થ**

अवग्रह—અવ્યક્ત જ્ઞાન          इहा—વસ્તુધર્મની વિચારણા
अवाय—નિશ્ચય          धारणा—ધારી રાખવું.

સૂત્રાર્થ: અવગ્રહ, ઇહા, અવાય અને ધારણા એ ચાર ભેદો મતિજ્ઞાનના છે.

**વિશેષાર્થ-સમજૂતી**

પ્રશ્ન: મતિજ્ઞાનના ચોવીશ ભેદો સમજાવો.

ઉત્તર: પ્રત્યેક ઇંદ્રિયજન્ય અને મનોજન્ય મતિજ્ઞાનના ચાર ભેદો સંભવે છે, તેથી પાંચ ઇંદ્રિયો અને એક મન એમ છના અવગ્રહ આદિ ચાર ચાર ભેદો ગણતાં ચોવીસ ભેદો મતિજ્ઞાનના થાય છે, તે નીચે પ્રમાણે:—

| | | | | |
|---|---|---|---|---|
| સ્પર્શન | અવગ્રહ | ઇહા | અવાય | ધારણા |
| રસન | ,, | ,, | ,, | ,, |
| ઘ્રાણ | ,, | ,, | ,, | ,, |
| નેત્ર | ,, | ,, | ,, | ,, |
| શ્રોત્ર | ,, | ,, | ,, | ,, |
| મન | ,, | ,, | ,, | ,, |

પ્રશ્ન: અવગ્રહ, ઇહા, અવાય અને ધારણાનાં સ્વરૂપ કહો.

ઉત્તર: **અવગ્રહ:** નામ જાતિ આદિની વિશેષ કલ્પનાથી રહિત

માત્ર જે સામાન્યનું જ્ઞાન હોય તેને અવગ્રહ કહે છે. અંધકારમાં કાંઈક સ્પર્શ થતાં 'આ કાંઈક છે' એવું જ્ઞાન તે અવગ્રહ કહેવાય છે, આથી તેને અવ્યક્ત જ્ઞાન કહેવાય છે.

**ઈહા**: અવગ્રહથી ગ્રહણ કરેલા સામાન્ય વિષયનો વિશેષરૂપે નિશ્ચય કરવા માટે જે વિચારણા થાય છે અર્થાત્ જેના ધર્મની વિચારણા તે ઈહા છે.

**અવાય**: ઈહા દ્વારા ગ્રહણ કરેલા વિષયનો કાંઈક અધિક નિશ્ચય તે અવાય છે.

**ધારણા**: અવાયરૂપ નિશ્ચય કર્યા પછી ધારી રાખવું તે ધારણા છે.

પ્રશ્ન: ઉપરની બાબત, દાખલો આપી સમજાવો.

ઉત્તર: અવગ્રહમાં જ્યારે કોઈ ચીજનો સ્પર્શ થાય છે ત્યારે વિચારણા થાય છે કે આ કોઈ ચીજનો સ્પર્શ છે. ઈહામાં તે સ્પર્શ દોરડાનો છે કે સર્પનો એવો વિચાર થાય છે; કારણ કે સર્પ હોય તો હાલે, આ કંઈ હાલતું નથી. અવાયમાં તે દોરડાનો સ્પર્શ છે, સર્પનો નથી એવો નિશ્ચય થાય છે. ધારણામાં તે નિશ્ચયને અમુક સમય સુધી ધારી રાખવો તે છે.

પ્રશ્ન: ઉપરનો જે ક્રમ આપ્યો છે તે નિર્હેતુક છે કે સહેતુક છે?

ઉત્તર: સહેતુક છે, કારણ કે તે ક્રમથી જ અવગ્રહ આદિની ઉત્પત્તિ થાય છે.

**અવગ્રહ આદિના ભેદો** –

**बहु बहुविध क्षिप्रानिश्रितासंदिग्ध ध्रुवाणां सेतराणाम् ।१६।**

(बहु+बहुविध+क्षिप्र+अनिश्रित+असंदिग्ध+ध्रुवाणाम्+सेतराणाम्)

**શબ્દાર્થ**

बहु—ઘણા बहुविध—ઘણા પ્રકારે

क्षिप्र—જલ્દીથી अनिश्रित—શંકાયુક્ત

असंदिग्ध—શંકા વિનાનું ध्रुवाणाम्—નિશ્ચિત

सेतराणाम्—પ્રતિપક્ષ સહિત.

સૂત્રાર્થ: સેતર (પ્રતિપક્ષ સહિત) એવા બહુ, બહુવિધ, ક્ષિપ્ર, અનિશ્ચિત, અસંદિગ્ધ, અને ધ્રુવનાં અવગ્રહ, ઈહા, અવાય અને ધારણારૂપ મતિજ્ઞાન હોય છે.

| | | | | |
|---|---|---|---|---|
| બહુગ્રાહી | ૭ અવગ્રહ | ૭ ઈહા | ૭ અવાય | ૭ ધારણા |
| અલ્પગ્રાહી | ,, | ,, | ,, | ,, |
| બહુવિધગ્રાહી | ,, | ,, | ,, | ,, |
| એકવિધગ્રાહી | ,, | ,, | ,, | ,, |
| ક્ષિપ્રગ્રાહી | ,, | ,, | ,, | ,, |
| અક્ષિપ્રગ્રાહી | ,, | ,, | ,, | ,, |
| અનિશ્ચિતગ્રાહી | ,, | ,, | ,, | ,, |
| નિશ્ચિતગ્રાહી | ,, | ,, | ,, | ,, |
| અસંદિગ્ધગ્રાહી | ,, | ,, | ,, | ,, |
| સંદિગ્ધગ્રાહી | ,, | ,, | ,, | ,, |
| ધ્રુવગ્રાહી | ,, | ,, | ,, | ,, |
| અધ્રુવગ્રાહી | ,, | ,, | ,, | ,, |

પ્રશ્ન: અવગ્રહ આદિના ભેદો વિગતવાર સમજાવો.

ઉત્તર: (૧) **બહુ**નો અર્થ અનેક છે અને અલ્પનો અર્થ એક છે. એટલે બહુગ્રાહી અવગ્રહ એટલે બહુગ્રાહી અવગ્રહ, બહુગ્રાહી ઈહા, બહુગ્રાહી અવાય અને બહુગ્રાહી ધારણા કહેવાય. દૃષ્ટાંત તરીકે બહુમાં બે કે તેથી અધિક પુસ્તકોનું જાણપણું લેવું અને અલ્પમાં ઉપર પ્રમાણે એક પુસ્તકનું જાણપણું લેવું.

(૨) **બહુવિધ**: બહુવિધનો અર્થ અનેક પ્રકાર અને એકવિધનો અર્થ એક પ્રકાર. અર્થાત્ બહુવિધમાં આકાર, પ્રકાર, રૂપ, રંગ તથા જાડાઈ આદિમાં વિવિધતાવાળાં પુસ્તકોનું જ્ઞાન લેવું અને

એકવિધમાં એટલે એક પ્રકારમાં એક આકાર, રૂપ, રંગ આદિનું જ્ઞાન લેવું.

(૩) **ક્ષિપ્રગ્રાહી:** ક્ષિપ્રગ્રાહીમાં ક્ષયોપશમને લીધે જલ્દીથી જ્ઞાન પ્રાપ્ત કરે છે, જ્યારે અક્ષિપ્રગ્રાહીમાં મતિમંદને લીધે વિલંબથી જ્ઞાન પ્રાપ્ત કરે છે.

(૪) **અનિશ્ચિતગ્રાહી**: અનિશ્ચિતગ્રાહીમાં હેતુદ્વારા અનિર્ણિત (નિર્ણય વિનાનો) અર્થ સમજવો અને નિશ્ચિતમાં હેતુથી નિર્ણય–અર્થ સમજવો.

(૫) **અસંદિગ્ધગ્રાહી**: અસંદિગ્ધગ્રાહીમાં નિશ્ચિત અર્થ સમજવો. દાખલા તરીકે આ ચંદનનો સ્પર્શ છે, ફૂલનો નહિ. જે સંદેહયુક્ત હોય તે બધાં અનિશ્ચિત સમજવાં.

પ્રશ્ન: અનિશ્ચિત અને અસંદિગ્ધમાં શો ફેર સમજવો?

ઉત્તર: અનિશ્ચિતમાં હેતુદ્વારા અનિર્ણિત અર્થ સમજવો. અસંદિગ્ધમાં અસંદેહયુક્ત સમજવો.

(૬) **ધ્રુવગ્રાહી**: ધ્રુવગ્રાહીમાં ધ્રુવનો અર્થ અવશ્યં ભાવી છે અને અધ્રુવનો અર્થ કદાચિત ભાવી સમજવો. સામગ્રી પ્રાપ્ત થયે વિષયને અવશ્ય જાણનારાં ઉક્ત ચારે જ્ઞાન ધ્રુવગ્રાહી અવગ્રહ આદિ કહેવાય છે અને ક્ષયોપશમની મંદતાના લીધે જ્યારે કોઈ વાર ગ્રહણ કરે અને કોઈ વાર ન કરે ત્યારે તે અધ્રુવગ્રાહી કહેવાય.

ઉપરોક્ત બાર ભેદોને આ પ્રમાણે અવગ્રહ, ઇહા, અવાય અને ધારણા જોડવાં અને તે પ્રમાણે જ્ઞાનની તરતમતા સમજવી.

પ્રશ્ન: ઉપરોક્ત ભેદ પૈકી ભેદ-વિષયની વિવિધતા ઉપર કેટલા ભેદ અવલંબિત છે અને ક્ષયોપશમની વિવિધતા ઉપર કેટલા ભેદ અવલંબિત છે?

ઉત્તર: બહુ, અલ્પ, બહુવિધ અને અલ્પવિધ એ ચાર ભેદ

વિષયની વિવિધતા ઉપર અવલંબિત છે જ્યારે બાકીના આઠ એટલે ક્ષિપ્રગ્રાહી, અક્ષિપ્રગ્રાહી, અનિશ્રિતગ્રાહી, નિશ્રિતગ્રાહી, અસંદિગ્ધગ્રાહી, સંદિગ્ધગ્રાહી, ધ્રુવગ્રાહી, અધ્રુવગ્રાહી એ ક્ષયોપશમની વિવિધતા ઉપર અવલંબિત છે.

પ્રશ્ન: કુલ ભેદ કેટલા અને કેવી રીતે?

ઉત્તર: બસો અઠ્ઠયાસી કુલ ભેદ છે. તે પાંચ ઇંદ્રિય અને મનના અવગ્રહ આદિ ચાર ચાર ભેદ ગણવાથી ચોવીશ થાય અને બહુ અલ્પ આદિ ઉક્ત બાર પ્રકારોની સાથે ચોવીસને ગુણવાથી બસો અઠ્ઠયાસી થાય.

## સામાન્યરૂપે અવગ્રહ આદિનો વિષય

**अर्थस्य ।१७।**

સૂત્રાર્થ: અવગ્રહ, ઇહા, અવાય અને ધારણા એ ચાર મતિજ્ઞાન અર્થને (દ્રવ્યને) ગ્રહણ કરે છે.

## વિશેષાર્થ–સમજૂતી

પ્રશ્ન: અવગ્રહ, ઇહા આદિ જ્ઞાન મુખ્યપણે કોને ગ્રહણ કરે છે?

ઉત્તર: તે પર્યાયને ગ્રહણ કરે છે. સંપૂર્ણ દ્રવ્યને નહિ. બાકી દ્રવ્યને એ પર્યાયદ્વારા જાણે ખરા. પર્યાય દ્રવ્યનો એક અંશ છે જેથી અવગ્રહ, ઇહા આદિ જ્ઞાનદ્વારા જ્યારે ઇંદ્રિયો કે મન પોતપોતાના વિષયભૂત પર્યાયને જાણે છે ત્યારે તે તે પર્યાયથી દ્રવ્યને પણ અંશપણે જાણે છે, કારણ કે દ્રવ્યને છોડીને પર્યાય રહી શકતો નથી. દાખલા તરીકે ચક્ષુએ એક કેરી જોઈ. આથી કેરીના રૂપ, આકાર આદિ જાણી કેરી કહી ખરી, પરંતુ કેરીમાં તો બીજા રસ, ગંધ, આદિ અનેક ગુણો રહેલા છે તે નેત્રઇંદ્રિય શી રીતે કલ્પી શકે? આથી સમજવું કે આંખથી કેરી દેખાઈ, બાકી ધ્યાનમાં રાખવું જોઈએ કે આંખે આખી કેરીનું ગ્રહણ કર્યું નથી. આ પ્રમાણે તમામ

ઇંદ્રિયોના વિષય પરત્વે સમજવું કે ઇંદ્રિયજન્ય અને મનોજન્ય અવગ્રહ, ઈહા આદિ ચારે જ્ઞાન પર્યાયોને જ મુખ્યપણે ગ્રહણ કરે છે; સંપૂર્ણ દ્રવ્યને નહિ. બાકી તે પર્યાયદ્વારા દ્રવ્યને અંશતઃ જાણી શકે ખરાં.

**અવગ્રહના અવાન્તર ભેદો**

व्यञ्जनस्यावग्रहः ।१८।

न चक्षुरनिन्द्रियाभ्याम् ।१९।

(व्यञ्जनस्य+अवग्रहः)

(न+चक्षुः+अनिन्द्रियाभ्याम् )

**શબ્દાર્થ**

व्यञ्जनस्य—ઉપકરણ ઇંદ્રિયનો વિષયની સાથે સંયોગ अवग्रहः—અવ્યક્ત જ્ઞાન

चक्षुः—ચક્ષુથી अनिन्द्रियाभ्याम्—અનિંદ્રિયથી

સૂત્રાર્થ: (૧૮) વ્યંજન (ઉપકરણ ઇન્દ્રિયનો વિષયની સાથે સંયોગ) થતાં અવગ્રહ જ થાય છે.

(૧૯) નેત્ર અને મન વડે વ્યંજનદ્વારા અવગ્રહ થતો જ નથી.

**વિશેષાર્થ-સમજૂતી**

પ્રશ્ન: ઇંદ્રિય અને મનદ્વારા જ્ઞાનધારાનો જે આવિર્ભાવનો ક્રમ છે તે કેટલા પ્રકારનો છે અને તે પ્રકાર વિગતથી સમજાવો.

ઉત્તર: ઇંદ્રિય અને મનદ્વારા જે જ્ઞાન થાય છે તેનો ક્રમ બે પ્રકારનો છે. (૧) મંદક્રમ અને (૨) પટુક્રમ. મંદક્રમમાં ગ્રાહ્ય વિષયની સાથે તે તે વિષયની ગ્રાહક ઉપકરણેંદ્રિયનો સંયોગ—વ્યંજન—થતાં જ જ્ઞાનનો આવિર્ભાવ થાય છે.

પ્રારંભમાં જ્ઞાનની માત્રા એટલી અલ્પ હોય છે કે તેથી આ 'કંઈક છે' એવો સામાન્ય બોધ પણ થતો નથી, પરંતુ જેમજેમ વિષય અને ઇંદ્રિયનો સંયોગ પુષ્ટ થતો જાય છે તેમતેમ જ્ઞાનની

માત્રા પણ વધતી જાય છે, અને તેથી થોડા સમય પછી "આ કંઈક" છે એવો વિષયનો સામાન્ય બોધ 'અર્થાવગ્રહ' થાય છે. આ અર્થાવગ્રહનો પૂર્વવર્તી જ્ઞાનવ્યાપાર જે ઉક્ત વ્યંજનથી ઉત્પન્ન થાય છે અને એ વ્યંજનની પુષ્ટિની સાથે જ ક્રમશઃ પુષ્ટ થતો જાય છે તે બધો વ્યંજનાવગ્રહ કહેવાય છે; પરંતુ તે જ્ઞાનવ્યાપાર ઉત્તરોત્તર પુષ્ટ થવા છતાં પણ તે એટલો અલ્પ હોય છે કે એનાથી વિષયનો સામાન્ય બોધ પણ થતો નથી, આથી તેને અવ્યક્તતમ, અવ્યક્તતર અને અવ્યક્ત જ્ઞાન કહે છે. અર્થાવગ્રહ છે તે પણ એક વ્યંજનાવગ્રહનો એક છેલ્લો પુષ્ટ અંશ જ છે. વ્યંજનાવગ્રહથી અર્થાવગ્રહને અલગ કરવાનું કારણ કે અર્થાવગ્રહમાં 'આ કંઈક' છે એવો છેલ્લે સામાન્ય જ્ઞાનબોધ થઈ શકે છે, જે વ્યંજનાવગ્રહમાં થતો નથી. તે અવ્યક્ત જ્ઞાન છે.

પ્રશ્ન: મંદક્રમ ક્યાં સુધી સમજવો?

ઉત્તર: મંદક્રમમાં જે ઉપકરણેંદ્રિય અને વિષયના સંયોગની અપેક્ષા બતાવી છે તે વ્યંજનાવગ્રહના અંતિમ અંશ અર્થાવગ્રહ સુધી જ છે; ઇહા આદિમાં નહિ. અર્થાવગ્રહ પછી જ્ઞાનની ક્રમથી વિશેષ ધારા થાય તે પટુક્રમમાં આવે છે.

પ્રશ્ન: પટુક્રમ એટલે શું?

ઉત્તર: પટુક્રમમાં ઉપકરણેંદ્રિય અને વિષયના સંયોગની અપેક્ષા નથી. યોગ્ય સાધન મળતાં ઇંદ્રિય એ વિષયને ગ્રહણ કરી લે છે, અને ગ્રહણ થતાં જ શરૂઆતમાં અર્થાવગ્રહરૂપ સામાન્ય જ્ઞાન ઉત્પન્ન થાય છે. સારાંશમાં કહેવાનું કે પટુક્રમમાં ઇંદ્રિયની સાથે ગ્રાહ્ય વિષયનો સંયોગ થયા વિના જ જ્ઞાનધારાનો આવિર્ભાવ થાય છે જેનો પ્રથમ અંશ અર્થાવગ્રહ અને અંતિમ અંશ સ્મૃતિરૂપ ધારણા છે.

પ્રશ્ન: જ્ઞાનના અંશોનો ક્રમ કેવી રીતે છે?

ઉત્તર: જ્ઞાનનો પ્રથમ અંશ વ્યંજનાવગ્રહ નામનું જ્ઞાન છે, બીજો અંશ અર્થાવગ્રહરૂપ જ્ઞાન છે અને છેવટનો અંશ સ્મૃતિરૂપ ધારણા-જ્ઞાન છે.

પ્રશ્ન: આ બાબત દૃષ્ટાંત આપી સમજાવો.

ઉત્તર: એક શકોરાનું દૃષ્ટાંત લો. જેમ ભઠ્ઠીમાંથી તરત બહાર કાઢેલા અતિશય રૂક્ષ શરાવમાં પાણીનું એક ટીપું નાંખ્યું હોય તો તે શરાવ તરત જ તેને શોષી લે છે અને તે એટલે સુધી કે તેનું કંઈ નામનિશાન રહેતું નથી. આ રીતે પછી પણ એકએક નાંખેલાં પાણીનાં અનેક ટીપાંને શરાવ શોષી લે છે, પરંતુ અંતમાં એવો સમય આવે છે કે જ્યારે તે પાણીનાં ટીપાંને શોષવા અસમર્થ બને છે અને એનાથી ભીંજાઈ જાય છે ત્યારે તેમાં નાંખેલાં જલકણ સમૂહરૂપે એકઠાં થઈ દેખાવા લાગે છે. આ ઉપરથી જોઈ શકાશે કે જ્યારે ભીનાશ દેખાવા લાગી તે પહેલાં શરાવમાં પાણી તો હતું જ. તે શરાવે શોષણ કરેલું હોવાથી આંખેથી દેખી શકાતું નથી, પરંતુ અવશ્ય પાણી તો હતું જ. તેવી જ રીતે કોઈ ઊંઘતા માણસને ઘાંટો પાડવામાં આવે ત્યારે તે શબ્દ તેના કાનમાં સમાઈ જાય છે. બેચાર વાર બૂમ મારવાથી એના કાનમાં જ્યારે પૌદ્ગલિક શબ્દો પૂરતા પ્રમાણમાં શકોરાના પાણીની પેઠે ભરાઈ જાય છે ત્યારે તે શબ્દોને તે સામાન્યરૂપે જાણવાને સમર્થ થાય છે. આ શું છે? એ જ સામાન્ય જ્ઞાન છે કે જે શબ્દને સ્ફુટ રીતે જાણે છે અને ત્યાર પછી વિશેષ જ્ઞાનનો ક્રમ શરૂ થાય છે.

પ્રશ્ન: વ્યંજનાવગ્રહ કઈકઈ ઇંદ્રિયોથી થાય છે અને કઈકઈથી થતો નથી?

ઉત્તર: નેત્ર અને મનથી થતો નથી, બાકી બધી ઇંદ્રિયોથી થાય છે. નેત્ર અને મન સંયોગ વિના માત્ર યોગ્ય અવધાનથી (ક્રિયા)

પોતપોતાના ગ્રાહ્ય વિષયોને જાણે છે. દૂરદૂર રહેલાં વૃક્ષ, પર્વત આદિને નેત્ર ગ્રહણ કરે છે અને મન પણ દૂરવર્તી વસ્તુનું ચિંતન કરે છે. આથી નેત્ર તથા મન અપ્રાપ્યકારી મનાયાં છે. એ તો સૌ-કોઈનો અનુભવ છે કે જ્યાં સુધી શબ્દ કાનમાં ન પડે, સાકર જીભને ન અડકે, પુષ્પનાં રજકણ નાકમાં ન પેસે અને પાણી શરીરને ન અડકે, ત્યાં સુધી શબ્દ નહિ સંભળાય, સાકરનો સ્વાદ નહિ આવે, ફૂલની સુગંધ નહિ જણાય અને પાણી ઠંડુ કે ગરમ એની ખબર નહિ પડે. આથી નેત્ર અને મન અપ્રાપ્યકારી છે જ્યારે બીજી બધી ઇંદ્રિયો પ્રાપ્યકારી છે.

પ્રશ્ન: મતિજ્ઞાનના કુલ કેટલા ભેદ થયા અને તે કેવી રીતે?

ઉત્તર: કુલ ૩૩૬. તે પાંચ ઇંદ્રિયો અને મન એ છને અર્થાવગ્રહ આદિ ચારચાર ભેદોએ ગુણતાં ચોવીશ થાય, એમાં ચાર પ્રાપ્યકારી ઇંદ્રિયોના ચાર, વ્યંજનાવગ્રહ ઉમેરવાથી ૨૮ થાય. એ ૨૮ ને બહુ, અલ્પ, બહુવિધ, અલ્પવિધ આદિ બાર બાર ભેદોથી ગુણતાં ૩૩૬ થાય. આ ભેદોની ગણતરી સ્થૂલ દૃષ્ટિથી છે, બાકી વાસ્તવિક રીતે તો પ્રકાશ આદિની સ્ફુટતા, અસ્ફુટતા, વિષયોની વિવિધતા અને ક્ષયોપશમની વિચિત્રતાને લીધે તરતમ ભાવવાળા અસંખ્ય ભેદો થાય છે.

પ્રશ્ન: બહુ, અલ્પ આદિ જે બાર ભેદો છે તે તો વિષયોના વિષયોમાં જ લાગુ પડે છે તો પછી અર્થાવગ્રહનો વિષય તો માત્ર સામાન્ય છે તેથી તેમાં શી રીતે લાગુ પડી શકે?

ઉત્તર: અર્થાવગ્રહ બે પ્રકારનો માનવામાં આવે છે: (૧) વ્યાવહારિક અને (૨) નૈશ્ચયિક. આથી બહુ, અલ્પ આદિ જે બાર ભેદો કહ્યા છે તે વ્યાવહારિક અર્થાવગ્રહના જ સમજવા, નૈશ્ચયિકના નહિ.

પ્રશ્ન: વ્યાવહારિક અને નૈશ્ચયિકમાં શો તફાવત છે?

ઉત્તર: જે અર્થાવગ્રહ પ્રથમ જ સામાન્યમાત્રનું ગ્રહણ કરે છે તે નૈશ્ચયિક છે અને જે વિશેષગ્રાહી ઇહા, અવાય આદિ ક્રમિક વિકાસ-જ્ઞાનવાહી છે તે વ્યાવહારિક અર્થાવગ્રહ છે.

પ્રશ્ન: અર્થાવગ્રહના બહુ, અલ્પ આદિ ઉક્ત બાર ભેદોના સંબંધમાં કહ્યું કે તે વ્યાવહારિક અર્થાવગ્રહના સમજવા, તો પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે ૨૮ પ્રકારોમાં તો ૪ વ્યંજના અવગ્રહ પણ આવે છે, જે નૈશ્ચયિક અર્થાવગ્રહના પણ પૂર્વવર્તી હોવાથી અત્યંત અવ્યક્તરૂપ છે. આથી તેના બાર બાર એટલે ૪૮ ભેદો કાઢી નાંખવા પડશે?

ઉત્તર: ઉપર જે કહ્યું છે કે અર્થાવગ્રહમાં તો વ્યાવહારિકને લઈને બાર બાર ભેદો થઈ શકે છે તે સ્થૂલ દૃષ્ટિએ તેનો ઉત્તર સમજવો. બાકી વાસ્તવિક રીતે તો કાર્ય-કારણતાની સમાનતાના સિદ્ધાંતના આધારે નૈશ્ચયિક અર્થાવગ્રહ અને તેના પૂર્વવર્તી વ્યંજનાવગ્રહના પણ બાર-બાર ભેદો સમજી લેવા જોઈએ. અર્થાવગ્રહમાં બહુ, અલ્પ આદિ વિષયગત વિષયોનો તો પ્રતિભાસ થાય છે અને વ્યંજનાવગ્રહમાં થતો નથી. આ માટે સમજવું કે સ્ફુટ હોય અથવા અસ્ફુટ હોય. બાકી અહીં તો ફક્ત સંભવની અપેક્ષાએ ઉક્ત બાર-બાર ભેદો ગણવા જોઈએ.

## શ્રુતજ્ઞાનનું સ્વરૂપ અને એના ભેદ

श्रुतं मतिपूर्वं द्व्यनेकद्वादशभेदम् । २० ।

(श्रुतम्+मतिपूर्वम्+द्वि+अनेक+द्वादश+भेदम्)

### શબ્દાર્થ

| | |
|---|---|
| श्रुतम्—શ્રુત જ્ઞાન | मतिपूर्वम्—મતિપૂર્વક |
| द्वि—બે | अनेक—ઘણા |
| द्वादश—બાર | भेदम्—ભેદો |

સૂત્રાર્થ : શ્રુત-જ્ઞાન મતિપૂર્વક થાય છે. તે બાર પ્રકારનું છે જે અનેક પ્રકારનું ને બાર પ્રકારનું હોય છે.

## વિશેષાર્થ–સમજૂતી

પ્રશ્ન : શ્રુત-જ્ઞાનને મતિપૂર્વક કહેવાનું કારણ શું ?

ઉત્તર : મતિજ્ઞાન કારણ છે અને શ્રુતજ્ઞાન કાર્ય છે, કેમકે મતિજ્ઞાનથી શ્રુત-જ્ઞાન ઉત્પન્ન થાય છે. આથી શ્રુત-જ્ઞાનને મતિપૂર્વક કહ્યું છે. જે વિષયનું શ્રુત-જ્ઞાન કરવાનું હોય એ વિષયનું મતિજ્ઞાન પહેલાં અવશ્ય થવું જોઇએ. આથી મતિજ્ઞાન શ્રુત-જ્ઞાનનું પાલન કરવાવાળું અને પૂર્ણ કરવાવાળું કહેવાય છે. મતિજ્ઞાન એ શ્રુત-જ્ઞાનનું કારણ છે, પણ તે બહિરંગ કારણ છે; તેનું અંતરંગ કારણ તો શ્રુત-જ્ઞાનાવરણનો ક્ષયોપશમ છે; કારણ કે કોઈ વિષયનું મતિજ્ઞાન થયા છતાં પણ જો ઉક્ત ક્ષયોપશમ ના હોય તો એ વિષયનું શ્રુત-જ્ઞાન થઈ શકતું નથી.

પ્રશ્ન : મતિજ્ઞાનની માફક શ્રુત-જ્ઞાનની ઉત્પત્તિમાં પણ ઇંદ્રિય અને મનની મદદ અપેક્ષિત છે તો પછી બન્નેમાં તફાવત શો ? આ ભેદ ન જાણી શકાય ત્યાં સુધી શ્રુત-જ્ઞાન મતિપૂર્વક છે એ કથનનો કંઈ અર્થ નથી. મતિજ્ઞાનનું કારણ મતિજ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ અને શ્રુત-જ્ઞાનનું કારણ શ્રુત-જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ છે. આ કથનથી પણ બન્નેનો ભેદ ધ્યાનમાં આવતો નથી, કેમકે ક્ષયોપશમનો ભેદ સાધારણ બુદ્ધિને ગમ્ય નથી.

ઉત્તર : મતિજ્ઞાન વિદ્યમાન વસ્તુમાં પ્રવૃત્ત થાય છે અને શ્રુત-જ્ઞાન અતીત, વિદ્યમાન અને ભાવિ એ ત્રિકાલિક વિષયોમાં પ્રવૃત્ત થાય છે. મતિજ્ઞાનમાં શબ્દોલ્લેખ હોતો નથી, અને શ્રુત-જ્ઞાનમાં હોય છે. આથી એવું સિદ્ધ થાય છે કે જે ઇન્દ્રિયજન્ય અને મનોજન્ય હોવા છતાં શબ્દોલ્લેખ સહિત હોય તે શ્રુત-જ્ઞાન અને જે

શબ્દોલ્લેખ રહિત હોય તે મતિજ્ઞાન. મતિ કરતાં શ્રુતનો વિષય પણ અધિક છે અને સ્પષ્ટતા પણ અધિક છે, કેમકે શ્રુતજ્ઞાનમાં મનોવ્યાપારની પ્રધાનતા હોવાથી તે અધિક અને સ્પષ્ટ થાય છે અને પૂર્વાપરનું અનુસંધાન પણ રહે છે. વળી એમ પણ કહી શકાય કે જે જ્ઞાન ભાષામાં ઉતારી શકાય તે શ્રુતજ્ઞાન અને એવા પરિપાકને પ્રાપ્ત થયું ન હોય તે મતિજ્ઞાન. શ્રુતજ્ઞાનને જો ખીર કહીએ તો મતિ-જ્ઞાનને દૂધ કહી શકાય.

પ્રશ્ન: શ્રુતના બે અને એ દરેકના અનુક્રમે અનેક પ્રકાર કેવી રીતે છે?

ઉત્તર: 'અંગબાહ્ય' અને 'અંગપ્રવિષ્ટ'રૂપે શ્રુતજ્ઞાનના બે પ્રકાર છે. એમાંથી અંગબાહ્ય શ્રુત, ઉત્કાલિક, કાલિક એવા ભેદોથી અનેક પ્રકારનું છે અને અંગપ્રવિષ્ટ શ્રુત, આચારાંગ, સૂત્રકૃતાંગ, આદિરૂપે બાર પ્રકારનું છે.

પ્રશ્ન: અંગબાહ્ય અને અંગપ્રવિષ્ટનો તફાવત કઈ દૃષ્ટિએ છે?

ઉત્તર: વક્તાના ભેદની દૃષ્ટિએ. તીર્થંકરો દ્વારા પ્રકાશિત જ્ઞાનને એમના બુદ્ધિમાન સાક્ષાત્ શિષ્ય ગણધરોએ ગ્રહણ કરી એ જ્ઞાનને દ્વાદશાંગીરૂપે સૂત્રબદ્ધ કર્યું તે 'અંગપ્રવિષ્ટ' અને ગણધરો પછીના શુદ્ધબુદ્ધિ આચાર્યોએ જે શાસ્ત્રો રચ્યાં તે 'અંગબાહ્ય' છે.

પ્રશ્ન: બાર અંગો કયા કયા અને અનેકવિધ અંગબાહ્યમાં મુખ્ય-પણે કયા કયા પ્રાચીનગ્રંથો ગણાય છે?

ઉત્તર: આચાર, સૂત્રકૃત, સ્થાન, સમવાય, વ્યાખ્યા-પ્રજ્ઞપ્તિ અથવા ભગવતીસૂત્ર, જ્ઞાતાધર્મકથા, ઉપાસક દશાધ્યયન, અંતકૃદ્દશા, અનુત્તરૌપપાતિકદશા, પ્રશ્ન વ્યાકરણ, વિપાકસૂત્ર અને દૃષ્ટિવાદ એ ૧૨ અંગો છે. સામાયિક, ચતુર્વિંશતિ સ્તવ, વંદનક, પ્રતિક્રમણ, કાયો-ત્સર્ગ અને પ્રત્યાખ્યાન એ છ આવશ્યક તથા દશવૈકાલિક ઉત્તરાધ્ય-

યન, દશાશ્રુતસ્કંધ, કલ્પ, વ્યવહાર, નિશીથ અને [1]ઋષિભાષિત આદિ શાસ્ત્રોનો અંગબાહ્યમાં સમાવેશ થાય છે.

પ્રશ્ન: ઉપરના શાસ્ત્રોના જે ભેદ બતાવ્યા તે આટલાં જ શાસ્ત્રો હશે?

ઉત્તર: નહિ; શાસ્ત્ર તો અનેક છે અને હતાં, અને તે બધાં શ્રુત જ્ઞાનની અંદર જ આવી જાય છે. અહીં તો ફક્ત એટલાં જ ગણાવ્યાં છે કે જેમના ઉપર પ્રધાનપણે જૈન શાસનનો આધાર છે. પરંતુ બીજાં અનેક શાસ્ત્રો બન્યાં છે અને બનતાં જાય છે, એ બધાંનો અંગબાહ્યમાં સમાવેશ કરી લેવો જોઈએ. ફક્ત બનેલાં અને બનતાં શાસ્ત્રો શુદ્ધબુદ્ધિ અને સમભાવપૂર્વક રચાયલાં હોવાં જોઈએ.

પ્રશ્ન: શ્રુત એ જ્ઞાન છે તો પછી ભાષા અને જેના પર તે લખાય છે તે કાગળ વગેરેને શ્રુત જ્ઞાન કહેવાનું કારણ શું?

ઉત્તર: કાગળ વગેરે પણ ભાષાને લિપિબદ્ધ કરી વ્યવસ્થિત રાખવાનું સાધન છે. આ કારણથી ભાષા અગર કાગળ વગેરેને પણ શ્રુત કહેવામાં આવે છે. ભાષા એ પણ જ્ઞાન પ્રકાશિત કરવાનું સાધન છે.

## અવધિજ્ઞાનના પ્રકાર અને તેના સ્વામી

द्विविधोऽवधिः । २१ ।

तत्रभवप्रत्ययो नारकदेवानाम् । २२ ।

(द्विविधः+अवधिः)

(तत्र+भवप्रत्ययः+नारक+देवानाम् )

### શબ્દાર્થ

| | |
|---|---|
| द्वि—બે | विधः—પ્રકાર |
| अवधि—મર્યાદારૂપી જ્ઞાન | तत्र—તેમાં |

1. પ્રત્યેક બુદ્ધ આદિ ઋષિઓએ કહેલું હોય છે તે ઋષિભાષિત. જેમકે ઉત્તરાધ્યયનનું આઠમું કાપિલીય અધ્યયન વગેરે.

| | |
|---|---|
| भवप्रत्ययः—જન્મતાંની સાથે ઉત્પન્ન થાય તે- | नारक—નારકી<br>देवानाम्—દેવોનું |

સૂત્રાર્થ: (૨૧) અવધિજ્ઞાન બે પ્રકારનું છે.

(૨૨) એ બેમાંથી ભવપ્રત્યય, નારક અને દેવોને થાય છે.

**यथोक्तनिमित्तः षड्विकल्पः शेषाणाम् । २३ ।**

(यथोक्त+निमित्तः+षड्विकल्पः+शेषाणाम्)

### શબ્દાર્થ

| | |
|---|---|
| यथोक्त—ઘટતા | निमित्तः—નિમિત્તોથી |
| षड्विकल्पः—૭ પ્રકારનું | शेषाणाम्—બાકીનાઓનું |

### વિશેષાર્થ-સમજૂતી

પ્રશ્ન: અવધિજ્ઞાન કેટલા પ્રકારનું છે તે કહો.

ઉત્તર: અવધિજ્ઞાનના ભવપ્રત્યય અને ગુણપ્રત્યય એવા બે ભેદ થાય છે.

પ્રશ્ન: ભવપ્રત્યય અને ગુણપ્રત્યય એટલે શું?

ઉત્તર: જે અવધિજ્ઞાન જન્મતાંની સાથે જ ઉત્પન્ન થાય છે તે ભવપ્રત્યય છે અને જેના આવિર્ભાવને માટે વ્રત-નિયમ આદિ અનુષ્ઠાન કરવાં પડે તે ગુણપ્રત્યય અથવા ક્ષયોપશમ જન્ય કહેવાય છે.

પ્રશ્ન: સંસારી જીવોના કેટલા વર્ગ કરી શકાય? તેમાં કોને ભવ-પ્રત્યય અને કોને ગુણપ્રત્યય છે તે સમજાવો.

ઉત્તર: સંસારી જીવોના ચાર વર્ગ કરી શકાય: (૧) નારક, (૨) દેવ, (૩) તિર્યંચ અને (૪) મનુષ્ય. તેમાં નારક અને દેવને ભવપ્રત્યય એટલે જન્મસિદ્ધ અવધિજ્ઞાન થાય છે અને પછીનાં બે વર્ગોમાં ગુણ-પ્રત્યય એટલે ગુણોથી અવધિજ્ઞાન થાય છે.

પ્રશ્ન: તિર્યંચ અને મનુષ્યમાં મળી આવતા અવધિજ્ઞાનના કેટલા ભેદ છે તે વિગતવાર સમજાવો.

ઉત્તર: અવધિજ્ઞાનના છ ભેદ છે: (૧) આનુગામિક, (૨) અનાનુગામિક, (૩) વર્ધમાન, (૪) હીયમાન, (૫) અવસ્થિત, (૬) અનવસ્થિત.

**આનુગામિક:** જે અવધિજ્ઞાન ઉત્પત્તિના ક્ષેત્રને છોડીને બીજી જગ્યા ઉપર જવા છતાં પણ કાયમ રહે છે તે આનુગામિક છે.

**અનાનુગામિક:** જે અવધિજ્ઞાન પોતાનું ઉત્પત્તિસ્થાન છૂટી જતાં કાયમ રહેતું નથી તેને અનાનુગામિક અવધિજ્ઞાન કહે છે.

**વર્ધમાન:** જે અવધિજ્ઞાન ઉત્પત્તિકાળમાં અલ્પ-વિષયક હોવા છતાં પણ પરિણામ-શુદ્ધિ વધવાની સાથે જ ક્રમપૂર્વક અધિક અધિક વિષયોવાળું થતું જાય છે તે વર્ધમાન કહેવાય છે.

**હીયમાન:** જે અવધિજ્ઞાન ઉત્પત્તિના સમયમાં અધિક વિષયવાળું હોવા છતાં પણ પરિણામશુદ્ધિ કમી થતાં ક્રમશઃ અલ્પ અલ્પ વિષયવાળું થતું જાય છે તે હીયમાન કહેવાય છે.

**અવસ્થિત:** જે અવધિજ્ઞાન બીજો જન્મ થવા છતાં આત્મામાં કાયમ રહે છે અથવા કેવળજ્ઞાનની ઉત્પત્તિ પર્યંત કિંવા જીવન પર્યંત સ્થિર રહે છે તે અવસ્થિત છે.

**અનવસ્થિત:** જે અવધિજ્ઞાન જિંદગી સુધી કાયમ રહેતું નથી તેને અનવસ્થિત કહે છે.

**મન:પર્યાયના ભેદો અને તેમનો તફાવત**

ऋजुविपुलमती मनःपर्यायः । २४ ।

विशुद्ध्यप्रतिपाताभ्यां तद्विशेषः । २५ ।

(ऋजु+विपुलमती+मनःपर्यायः)

(विशुद्धि+अप्रतिपाताभ्याम्+तत्+विशेषः)

**શબ્દાર્થ**

ऋजु—સામાન્ય        विपुलमती—વિશેષ જ્ઞાન

मनःपर्यायः—મનઃપર્યાય જ્ઞાન विशुद्धि—વિશુદ્ધિ
अप्रतिपाताभ्याम्—પુનઃ પતનના અભાવથી
तत्—તે विशेषः—વિશેષતઃ

સૂત્રાર્થ : (૨૪) ઋજુમતિ અને વિપુલમતિ એ બે મનઃપર્યાય છે. (૨૫) વિશુદ્ધિથી અને પુનઃ પતનના અભાવથી તે બન્નેમાં તફાવત છે.

## વિશેષાર્થ-સમજૂતી

પ્રશ્ન : મનઃપર્યાય જ્ઞાન એટલે શું?

ઉત્તર : માનસિક વિચારની આકૃતિઓને સાક્ષાત્ જાણવાવાળું જ્ઞાન તે મનઃપર્યાય છે. એ જ્ઞાનના બળથી ચિંતનશીલ મનની આકૃતિઓ જણાય છે, પરંતુ ચિંતનીય વસ્તુ જાણી શકાતી નથી.

પ્રશ્ન : તો પછી શું ચિંતનીય વસ્તુઓને મનઃપર્યાય જ્ઞાની જાણી શકતો નથી?

ઉત્તર : જાણી શકે છે, પરંતુ પછીથી અનુમાન દ્વારા.

પ્રશ્ન : તે કેવી રીતે?

ઉત્તર : જેમ કોઈ કુશળ માણસ સામાનો ચહેરો જોઈને તેના હાવભાવ જોઈ તેના ઉપરથી તેના મનોગત ભાવો અને સામર્થ્યનું જ્ઞાન અનુમાનથી કહી શકે છે તેવી રીતે મનઃપર્યાય જ્ઞાની મનઃ-પર્યાય જ્ઞાન વડે કોઈના મનની આકૃતિઓ જોઈ પછીથી અભ્યાસને લીધે એવું અનુમાન કરી લે છે, કે, આ વ્યક્તિએ અમુક વસ્તુનું ચિંતન કર્યું છે; કેમકે એનું મન એ વસ્તુના ચિંતનના સમયે અવશ્ય થનારી અમુક પ્રકારની આકૃતિઓથી યુક્ત છે.

પ્રશ્ન : ઋજુમતિ અને વિપુલમતિનો અર્થ કહો?

ઉત્તર : વિષયને જે સામાન્યરૂપે જાણે છે તે ઋજુમતિ મનઃ-પર્યાય છે, અને જે વિશેષ રૂપથી જાણે છે તે વિપુલમતિ મનઃ-પર્યાય છે.

પ્રશ્ન : જો ઋજુમતિ સામાન્યગ્રાહી છે તો તે દર્શન જ થયું કહેવાય. એને જ્ઞાન શા માટે કહો છો?

ઉત્તર : તે સામાન્યગ્રાહી છે, એનો અર્થ એટલો જ છે કે તે વિશેષો જાણે છે, પરંતુ વિપુલમતિ જેટલા વિશેષો તે જાણતું નથી.

પ્રશ્ન : ઋજુમતિ અને વિપુલમતિમાં શો તફાવત છે?

ઉત્તર : ઋજુમતિની અપેક્ષાએ વિપુલમતિ વિશુદ્ધતર છે, વળી સૂક્ષ્મતર છે અને અધિક વિષયોને સ્ફુટ રીતે જાણી શકે છે. વળી તે સિવાય પણ બીજો એ તફાવત છે કે ઋજુમતિ થયા પછી ચાલી પણ જાય છે, પરંતુ વિપુલમતિ ચાલ્યું જતું નથી અને કેવળ જ્ઞાનની પ્રાપ્તિ સુધી અવશ્ય રહે છે.

## અવધિ અને મનઃપર્યાયનો તફાવત

विशुद्धिक्षेत्रस्वामिविषयेभ्योऽवधिमनः पर्याययोः । २६ ।

(विशुद्धि+क्षेत्र+स्वामि+विषयेभ्यः+अवधि+मनःपर्याययोः)

### શબ્દાર્થ

विशुद्धि—વિશુદ્ધિ क्षेत्र—ક્ષેત્ર
स्वामि—માલિક विषयेभ्यः—વિષય દ્વારા
अवधि—અવધિજ્ઞાન मनःपर्याययोः—મનઃપર્યાય જ્ઞાનનો

સૂત્રાર્થ: વિશુદ્ધિ, ક્ષેત્ર, સ્વામિ, અને વિષય દ્વારા અવધિ અને મનઃપર્યાયનો તફાવત જાણવો.

### વિશેષાર્થ સમજૂતી

પ્રશ્ન : અવધિ અને મનઃપર્યાયનો તફાવત કહો.

ઉત્તર : તે બન્નેમાં વિશુદ્ધિકૃત, ક્ષેત્રકૃત, સ્વામિકૃત અને વિષયકૃતમાં તફાવત છે.

પ્રશ્ન : તે વિગતવાર સમજાવો.

ઉત્તર: **વિશુદ્ધિકૃત** એટલે મનઃપર્યાય જ્ઞાન અવધિજ્ઞાનની અપેક્ષાએ પોતાના વિષયને બહુ સ્પષ્ટરૂપે જાણે છે તેથી તે વિશુદ્ધતર છે.

**ક્ષેત્રકૃત**: એટલે અવધિજ્ઞાનનું ક્ષેત્ર અંગુલના અસંખ્યાતમા ભાગથી તે આખા લોક સુધી છે, જ્યારે મનઃપર્યાય જ્ઞાનનું ક્ષેત્ર તો માનુષોત્તર પર્વત પર્યંત જ છે.

**સ્વામિકૃત**: એટલે અવધિજ્ઞાનનો સ્વામી ચારે ગતિવાળો હોઈ શકે છે, પરંતુ મનઃપર્યાય જ્ઞાનનો સ્વામી ફક્ત સંયત મનુષ્ય હોઇ શકે છે.

**વિષયકૃત**: એટલે અવધિનો વિષય કેટલાક પર્યાયો સાથે સંપૂર્ણરૂપી દ્રવ્ય છે પરંતુ મનઃપર્યાય જ્ઞાનનો વિષય તો ફક્ત એનો અનંતમો ભાગ છે.

પ્રશ્ન: વિષય ઓછો હોવા છતાં મનઃપર્યાય અવધિથી વિશુદ્ધતર મનાયું છે તેનું કારણ શું?

ઉત્તર: વિશુદ્ધિનો આધાર વિષયની ન્યૂનાધિકતા ઉપર નથી કિન્તુ વિષયમાં રહેલી ન્યૂનાધિક સૂક્ષ્મતાઓને જાણવા ઉપર છે. દાખલા તરીકે એક માણસ એક શાસ્ત્ર જાણે છે અને એક ઘણાં જાણે છે. હવે જો અનેક શાસ્ત્રો કરતાં એક શાસ્ત્ર જાણતી વ્યક્તિ પોતાના વિષયની સૂક્ષ્મતાઓને અધિક જાણતી હોય છે, તો એનું જ્ઞાન પહેલી વ્યક્તિ કરતાં વિશુદ્ધ ગણાય.

## પાંચે જ્ઞાનના ગ્રાહ્ય વિષયો

**मतिश्रुतयोर्निबन्धः सर्वद्रव्येष्वसर्वपर्यायेषु । २७ ।**

**रूपिष्ववधेः । २८ ।**

**तदनन्तभागे मनःपर्यायस्य । २९ ।**

**सर्वद्रव्यपर्यायेषु केवलस्य । ३० ।**

(मति+श्रुतयः+निबन्धः+सर्वद्रव्येषु+असर्वपर्यायेषु)

(रूपिषु+अवधेः)

(तत्+अनन्तभागे+मनःपर्यायस्य)

(सर्व+द्रव्यपर्यायेषु+केवलस्य)

## શબ્દાર્થ

| | |
|---|---|
| मति—મતિજ્ઞાન | तयोः—શ્રુતજ્ઞાનની |
| निबन्धः—પ્રવૃત્તિ | सर्वद्रव्येषु—સર્વ દ્રવ્યને વિષે |
| पर्यायेषु—પર્યાયને વિષે | रूपिषु—રૂપી દ્રવ્યોને વિષે |
| अवधेः—અવધિજ્ઞાનની | तत्—તે |
| अनन्तभागे—અનન્તમા ભાગે | मनःपर्यायस्यः—મન:પર્યાય જ્ઞાનની |
| सर्वद्रव्य—સર્વદ્રવ્ય | पर्यायेषु—પર્યાયને વિષે |
| केवलस्य—કેવળજ્ઞાનની | |

સૂત્રાર્થ: (૨૭) મતિ અને શ્રુતજ્ઞાનની પ્રવૃત્તિ–ગ્રાહ્યતા સર્વ-પર્યાય રહિત અર્થાત્ પરિમિત પર્યાયોથી યુક્ત સર્વ દ્રવ્યોમાં હોય છે.

(૨૮) અવધિજ્ઞાનની પ્રવૃત્તિ સર્વપર્યાય રહિત ફક્ત રૂપી–મૂર્ત દ્રવ્યોમાં હોય છે.

(૨૯) મન:પર્યાય જ્ઞાનની પ્રવૃત્તિ એ રૂપી દ્રવ્યના સર્વપર્યાય રહિત અનંતમા ભાગમાં હોય છે.

(૩૦) કેવળજ્ઞાનની પ્રવૃત્તિ બધાં દ્રવ્યોમાં અને બધા પર્યાયો-માં હોય છે.

## વિશેષાર્થ-સમજૂતી

પ્રશ્ન: મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનથી શું જાણી શકાય છે?

ઉત્તર: તે દ્વારા રૂપી અને અરૂપી બધાં દ્રવ્યો જાણી શકાય, પણ તેના પર્યાય તો કેટલાક જ જાણી શકાય છે, બધા નહિ.

પ્રશ્ન: ત્યારે શું તેમનામાં ન્યૂનાધિકતા નથી?

ઉત્તર: દ્રવ્ય રૂપગ્રાહ્યની દૃષ્ટિએ તો બન્નેના વિષયોમાં ન્યૂના-

ધિકતા નથી; પરંતુ પર્યાય રૂપ-ગ્રાહ્યની અપેક્ષાએ બન્નેના વિષયોમાં ન્યૂનાધિકતા અવશ્ય હોય છે. મતિજ્ઞાન વર્તમાનગ્રાહી હોવાથી ઇંદ્રિયોની શક્તિ અને આત્માની યોગ્યતા પ્રમાણે દ્રવ્યોના કેટલાક વર્તમાન પર્યાયોને ગ્રાહ્ય કરી શકે છે, પરંતુ શ્રુતજ્ઞાન ત્રિકાળગ્રાહી હોવાથી ત્રણે કાળના પર્યાયોને થોડા ઘણા પ્રમાણમાં ગ્રહણ કરી શકે છે.

પ્રશ્ન: મતિજ્ઞાન ચક્ષુ આદિ ઇંદ્રિયોથી પેદા થાય છે; અને ઇંદ્રિયોમાં ફક્ત મૂર્ત-દ્રવ્યોને ગ્રહણ કરવાનું સામર્થ્ય હોય છે, તો પછી બધાં દ્રવ્યો મતિજ્ઞાનનાં ગ્રાહક કેવી રીતે ગણાય?

ઉત્તર: મતિજ્ઞાન ઇંદ્રિયોની માફક મનથી પણ થાય છે, અને મન મૂર્ત અને અમૂર્ત દ્રવ્યોનું ચિંતન કરે છે. આથી મનોજન્ય મતિજ્ઞાનની અપેક્ષાએ બધાં દ્રવ્યોને મતિજ્ઞાનનાં ગ્રાહ્ય માનવામાં કાંઈ વિરોધ નથી.

પ્રશ્ન: શાસ્ત્રશ્રુત વિષયોમાં મનની દ્વારા મતિજ્ઞાન પણ થાય છે અને શ્રુત પણ થાય છે, તો બન્નેમાં ફરક શો?

ઉત્તર: જ્યારે માનસિક ચિંતન શબ્દોલ્લેખ સહિત હોય ત્યારે શ્રુતજ્ઞાન અને જ્યારે એનાથી રહિત હોય ત્યારે મતિજ્ઞાન સમજવું.

પ્રશ્ન: પરમાવધિનું સામર્થ્ય કેટલું છે?

ઉત્તર: તે અલોકમાં પણ લોક-પ્રમાણ અસંખ્યાત ખંડોને જાણવાનું સામર્થ્ય ધરાવે છે. પણ ફક્ત મૂર્ત દ્રવ્યોનો સાક્ષાત્કાર કરી શકે છે, અમૂર્તોનો નહિ; તેમજ તે મૂર્ત દ્રવ્યોનાં પણ સમગ્ર પર્યાયોને જાણી શકતું નથી.

પ્રશ્ન: મનઃપર્યાય જ્ઞાન દ્વારા કયાં દ્રવ્યોનો સાક્ષાત્કાર થાય છે?

ઉત્તર: મનઃપર્યાય જ્ઞાન દ્વારા સાક્ષાત્કાર ફક્ત ચિંતનશીલ મૂર્ત મનનો થાય છે, છતાં પછી થનાર અનુમાનથી તો એ મન દ્વારા ચિંતન કરેલાં મૂર્ત-અમૂર્ત બધાં દ્રવ્યોને જાણી શકાય છે.

પ્રશ્ન: મનઃપર્યાય જ્ઞાન ક્યાં દ્રવ્યોનો સાક્ષાત્કાર કરે છે?

ઉત્તર: તે પણ મૂર્ત દ્રવ્યોનો જ સાક્ષાત્કાર કરી શકે છે, પરંતુ અવધિજ્ઞાન જેટલો નહિ; કારણ કે અવધિજ્ઞાન દ્વારા સર્વ પ્રકારનાં પુદ્દગલ દ્રવ્ય ગ્રહણ કરી શકાય છે, પરંતુ મનઃપર્યાય જ્ઞાન દ્વારા તો ફક્ત મનરૂપ બનેલાં પુદ્દગલ અને તે પણ માનુષોત્તર ક્ષેત્રની અંતર્ગત જ ગ્રહણ કરી શકાય છે, તેથી મનઃપર્યાય જ્ઞાનનો વિષય અવધિ-જ્ઞાનના વિષયનો અનંતમો ભાગ કહ્યો છે.

પ્રશ્ન: કેવળજ્ઞાન પૂર્ણ શાથી કહેવાય છે અને તે ક્યારે પ્રકટ થાય છે?

ઉત્તર: કોઈ પણ એવી વસ્તુ નથી અથવા એવો ભાવ પણ નથી કે જે એની દ્વારા પ્રત્યક્ષ જાણી ન શકાય. એ કારણથી કેવળ જ્ઞાનની પ્રવૃત્તિ બધાં દ્રવ્ય અને બધા પર્યાયોમાં મનાઈ છે માટે તે પૂર્ણ જ્ઞાન કહેવાય છે.

## એક આત્મામાં એકીસાથે પ્રાપ્ત થતાં જ્ઞાનો

एकादीनि भाज्यानि युगपदेकस्मिन्नाचतुर्भ्यः । ३१ ।

(एकादीनि+भाज्यानि+युगपद्+एकस्मिन्+आचतुर्भ्यः)

### શબ્દાર્થ

एकादीनि—એકથી લઈને
भाज्यानि—વિકલ્પથી
युगपद्—એકીસાથે
एकस्मिन्—એક આત્મામાં
आचतुर्भ्यः—ચાર સુધી

સૂત્રાર્થ: એક આત્મામાં એકીસાથે એકથી લઈ ચાર સુધી જ્ઞાન ભજનાથી,-અનિયતરૂપે થાય છે.

### વિશેષાર્થ-સમજૂતી

પ્રશ્ન: એક, બે, ત્રણ, ચાર જ્ઞાન હોય ત્યારે ક્યાં ક્યાં જ્ઞાન સમજવાં?

ઉત્તર: એક હોય તો કેવળજ્ઞાન, બે હોય તો મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન, ત્રણ હોય તો મતિ, શ્રુત તથા અવધિજ્ઞાન અથવા મતિ, શ્રુત અને મનઃપર્યાય જ્ઞાન હોય છે. જ્યારે ચાર હોય ત્યારે મતિ, શ્રુત, અવધિ અને મનઃપર્યાય જ્ઞાન હોય છે. આ બધાં અપૂર્ણ અવસ્થાનાં જ્ઞાન હોય છે.

પ્રશ્ન: કેવળજ્ઞાન વખતે કયાં જ્ઞાન હોય છે?

ઉત્તર: કેટલાક આચાર્ય કહે છે કે કેવળજ્ઞાનને સમયે મતિ આદિ ચારે જ્ઞાન-શક્તિઓ હોય છે; પરંતુ તે સૂર્યના પ્રકાશ સમયે ગ્રહ, નક્ષત્ર આદિના પ્રકાશની માફક કેવળજ્ઞાનની પ્રવૃત્તિથી દબાઈ જવાને લીધે પોતપોતાનું જ્ઞાનરૂપ કાર્ય કરી શકતી નથી. તેથી શક્તિઓ હોવા છતાં પણ કેવળજ્ઞાનના સમયે મતિ આદિ જ્ઞાનપર્યાયો હોતા નથી.

બીજા આચાર્યોનું કથન એવું છે કે મતિ આદિ ચારે જ્ઞાન-શક્તિઓ આત્મામાં સ્વાભાવિક નથી; પરંતુ કર્મના ક્ષયોપશમ હોવાથી ઔપાધિક અર્થાત્ કર્મ સાપેક્ષ છે. એથી જ્ઞાનાવરણીય કર્મનો સર્વથા અભાવ થઈ ગયા બાદ એટલે કે જ્યારે કેવળજ્ઞાન પ્રકટ થાય છે ત્યારે તે ઔપાધિક શક્તિઓનો સંભવ જ હોતો નથી. એને લીધે કેવળજ્ઞાન વખતે કૈવલ્ય શક્તિ સિવાય નથી હોતી અન્ય કોઈ જ્ઞાન-શક્તિઓ કે નથી હોતું તેઓનું મતિ આદિ જ્ઞાન-પર્યાયરૂપ કાર્ય.

## વિપર્યય જ્ઞાનનું નિર્ધારણ અને વિપર્યયતાનાં નિમિત્તો

मतिश्रुताऽवधयो विपर्ययश्च । ३२ ।

सदसतोरविशेषाद् यद्दच्छोपलब्धेरुन्मत्तवत् । ३३ ।

(मति+श्रुत+अवधयः+विपर्ययः+च)

(सत्+असतोः+अविशेषात्+यद्दच्छा+उपलब्धेः+उन्मत्तवत्)

## શબ્દાર્થ

| | |
|---|---|
| मति—મતિજ્ઞાન | श्रुत—શ્રુત જ્ઞાન |
| अवधि—અવધિજ્ઞાન | विपर्ययः—અજ્ઞાનરૂપ |
| सत्—વાસ્તવિકનો | असतोः—અવાસ્તવિકનો |
| अविशेषात्—તફાવત ન જાણવાથી | यदृच्छोपलब्धेः—વિચારશૂન્ય ઉપલબ્ધિના કારણથી |
| उन्मत्तवत्—ઉન્મત્તની પેઠે | |

સૂત્રાર્થ: (૩૨) મતિ, શ્રુત અને અવધિ એ ત્રણ વિપર્યય એટલે અજ્ઞાનરૂપ પણ હોય છે.

(૩૩) વાસ્તવિક અને અવાસ્તવિકનો તફાવત ન જાણવાથી યદચ્છોપલબ્ધિ-વિચારશૂન્ય ઉપલબ્ધિના કારણથી ઉન્મત્તની પેઠે જ્ઞાન પણ અજ્ઞાન જ હોય છે.

## વિશેષાર્થ-સમજૂતી

પ્રશ્ન: મતિ, શ્રુત આદિ જ્ઞાન એ શું છે?

ઉત્તર: એ બધાં ચેતના-શક્તિના પર્યાય છે અને તેમનું કાર્ય પોતપોતાના વિષયને પ્રકાશિત કરવો એ છે, એથી એ બધાં જ્ઞાન કહેવાય છે.

પ્રશ્ન: મતિ, શ્રુત અને અવધિ એ ત્રણ પર્યાય પોતપોતાના વિષયનો બોધ કરાવતા હોવાથી જ્ઞાન કહેવાય છે, તો પછી એમને અજ્ઞાન કેમ કહેવામાં આવે છે?

ઉત્તર: અલબત્ત, એ ત્રણે પર્યાય લૌકિક સંકેત પ્રમાણે જ્ઞાન તો છે જ, પરંતુ અહીં એમને જ્ઞાન અને અજ્ઞાનરૂપ કહ્યાં છે તે શાસ્ત્રીય સંકેત પ્રમાણે. આધ્યાત્મિક શાસ્ત્રનો એ સંકેત છે કે મિથ્યાદૃષ્ટિનાં મતિ, શ્રુત અને અવધિ-ત્રણે જ્ઞાનાત્મક પર્યાયો અજ્ઞાન જ છે અને સમ્યક્દૃષ્ટિના ઉક્ત ત્રણે પર્યાયો જ્ઞાન જ માનવાં જોઈએ.

પ્રશ્ન : મિથ્યાદષ્ટિ એટલે શું?

ઉત્તર : મિથ્યાદષ્ટિવાળો આત્મા રાગદ્વેષની તીવ્રતા અને આત્મા વિષેના અજ્ઞાનને લીધે પોતાના વિશાળ જ્ઞાનરાશિનો ઉપયોગ હોવા છતાં પણ સંસારાભિમુખ આત્મા કહેવાય છે.

પ્રશ્ન : આધ્યાત્મિક દષ્ટિ એટલે શું?

ઉત્તર : સમ્યક્દષ્ટિવાળો આત્મા રાગદ્વેષની તીવ્રતા ના હોવાથી અને આત્મજ્ઞાન હોવાથી પોતાના થોડાક પણ લૌકિક જ્ઞાનનો ઉપયોગ આત્માની દીપ્તિમાં કરે છે, એથી એના જ્ઞાનને જ્ઞાન કહે છે. આનું નામ આધ્યાત્મિક દષ્ટિ છે અને તે મોક્ષાભિમુખ આત્મા કહેવાય છે.

## નય-વિભાગ

नैगमसंग्रहव्यवहारर्जुसूत्रशब्दा नयाः । ३४ ।

आद्यशब्दौ द्वित्रिभेदौ । ३५ ।

(नैगम+संग्रह+व्यवहार+ऋजुसूत्र+शब्दाः+नयाः)

(आद्य+शब्दौ+द्वि+त्रि+भेदौ)

### શબ્દાર્થ

| | |
|---|---|
| नैगम—નૈગમ નય | संग्रह—સંગ્રહ નય |
| व्यवहार—વ્યવહાર નય | ऋजुसूत्र—ઋજુસૂત્ર નય |
| शब्दाः—શબ્દો | नयाः—નયો |
| आद्य—પ્રથમના | द्वि—બે |
| त्रि—ત્રણ | भेदौ—ભેદો |

### વિશેષાર્થ-સમજૂતી

પ્રશ્ન : નય એ શું છે?

ઉત્તર : નય વસ્તુના એક અંશની વિવક્ષા કરે છે અને વિવક્ષિત અંશનું વિવેચન કરતાં તે બીજા અંશોની અવશ્ય અપેક્ષા રાખે

કોઇ પણ એક ધર્મ સાપેક્ષપણે લઇ વસ્તુનું પ્રતિપાદન કરવું તેને નય કહે છે. આથી જેટલા જેટલા વચનના પ્રકારો છે, તેટલા નય થઈ શકે અને તેના એકથી લઇ અસંખ્યાત ભેદ હોઈ શકે. બાકી સામાન્યથી તેના સાત ભેદ કરવામાં આવ્યા છે: (૧) નૈગમ, (૨) સંગ્રહ, (૩) વ્યવહાર, (૪) ઋજુસૂત્ર, (૫) શબ્દ, (૬) સમભિરૂઢ અને (૭) એવંભૂત. એ પ્રકારે સાત નયો છે. તેના ટૂંકાણમાં બે ભેદો પાડવામાં આવ્યા છે: (૧) દ્રવ્યાર્થિક અને (૨) પર્યાયાર્થિક.

**દ્રવ્યાર્થિક નય**: દ્રવ્યાર્થિક નય સામાન્ય–ગ્રાહી છે. સામાન્ય અંશ એટલે કાળ અને અવસ્થાનાં ચિત્રો તરફ ધ્યાન ન આપતાં માત્ર શુદ્ધ ચેતના તરફ ધ્યાન અપાય ત્યારે તે દ્રવ્યાર્થિક નય કહેવાય છે.

**પર્યાયાર્થિક નય**: પર્યાયાર્થિક નય વિશેષ અંશગ્રાહી છે. ચેતના ઉપરની દેશકાળાદિકૃત વિધવિધ દશાઓ તરફ ધ્યાન જાય ત્યારે પર્યાયાર્થિક નય સમજવો. પર્યાયનો અર્થ એ છે કે ઉત્પત્તિ-વિનાશને જે પ્રાપ્ત થાય છે તે પર્યાય કહેવાય છે.

ઉપરોક્ત સાત નયો પૈકી ત્રણ નૈગમ, સંગ્રહ અને વ્યવહાર એ દ્રવ્યાર્થિક નયને લગતા છે અને બાકીના ચાર ઋજુસૂત્ર નય, શબ્દ નય, સમભિરૂઢ નય અને એવંભૂત નય એ પર્યાયાર્થિક નયને લગતા છે.

## નૈગમ નય

નથી એકગમો (અભિપ્રાય) જેનો તે નૈગમ નય છે, અર્થાત્ તેના અનેક વિકલ્પ-ભેદ છે. આ નય સામાન્ય–વિશેષ ઉભય ધર્મને ગ્રહણ કરે છે. સામાન્ય ધર્મથી વસ્તુમાં એકાકાર બુદ્ધિ થાય છે અને વિશેષ ધર્મથી સ્વ-પરનો ભેદ માલૂમ પડે છે. એનો વ્યુત્પત્તિ અર્થ न एको गमो यस्य. એટલે જેને એકગમ–વિકલ્પ નથી.

છે. નિરપેક્ષ અવસ્થામાં તે નય નથી, પણ નયાભાસ છે. એટલે વિધિ(અસ્તિ)ની વિવક્ષામાં પ્રતિષેધ(નાસ્તિ)ની સાપેક્ષતા છે જ, અને પ્રતિષેધની સાપેક્ષતામાં વિધિની અપેક્ષા એ પણ આવશ્યક છે. આ પ્રમાણે નયના મુખ્ય બે ભેદ નિશ્ચય અને વ્યવહાર છે અને તેમનામાં પરસ્પર સાપેક્ષતા છે જ.

**નયોનું નિરૂપણ**

નયોનું નિરૂપણ એટલે વિચારોનું વર્ગીકરણ. નયવાદ એટલે વિચારોનો સમન્વય કરનાર શાસ્ત્ર. આ વાદમાં વિચારોનાં કારણો, તેનાં પરિણામો, કે તેના વિષયોની ચર્ચા નથી આવતી, પરંતુ તેમાં પરસ્પર વિરોધી દેખાતા છતાં વાસ્તવિક રીતે અવિરોધીપણાનાં કારણોનું ગવેષણ (ધ્યાન) મુખ્યપણે હોય છે; તેથી ટૂંકાણમાં નયની વ્યાખ્યા એમ આપી શકાય કે "વિરોધી દેખાતા વિચારોના વાસ્તવિક અવિરોધનું મૂળ તપાસનાર અને તેમ કરી તેના વિચારોનો સમન્વય કરનાર શાસ્ત્ર."

**નયની જરૂર**: મનુષ્યની જ્ઞાનવૃત્તિ સામાન્ય રીતે અધૂરી હોય છે અને ઘમંડ વિશેષ હોય છે. આથી કરીને પોતાના કરેલા વિચારોને સૂંઠના ગાંગડે ગાંધીમાં ખપવાની માફક પૂર્ણ માને છે અને છેવટનો માને છે. આથી કરી બીજાના વિચારો સમજવાની ધીરજ ખોઈ બેસે છે અને છેવટે પોતાના આંશિક જ્ઞાનમાં સંપૂર્ણતાનો આરોપ કરે છે; આથી પરિણામ એ આવે છે કે આવા આરોપને લીધે એક જ વસ્તુ પરત્વે સાચા પણ જુદાજુદા વિચાર ધરાવનારાઓ પ્રત્યે તેને અણગમો ઉત્પન્ન થાય છે અને તેથી કરીને તેના માટે પૂર્ણ અને સત્ય જ્ઞાનનું દ્વાર બંધ થઈ જાય છે. આ માટે જ નયજ્ઞાનની આવશ્યકતા છે.

**નયના પ્રકારો**: વસ્તુના અનંત ધર્મોમાંથી એક સમયમાં

તેના ત્રણ ભેદ છે: (૧) આરોપ, (૨) અંશ અને (૩) સંકલ્પ. તેમ વિશેષાવશ્યકમાં તેનો ચોથો ભેદ ઉપચારપણે કહેલો છે.

આરોપના ચાર ભેદ છે: (૧) દ્રવ્યારોપ, (૨) ગુણારોપ, (૩) કાલારોપ અને (૪) કારણાદ્યારોપ (કારણાદિ આરોપ).

**દ્રવ્યારોપ**: ગુણાદિકને વિષે દ્રવ્યપણું માનવું તે દ્રવ્યારોપ. જેમ વર્તના પરિણામ તે પંચાસ્તિકાયનો પરિણમન ધર્મ છે તેને કાલદ્રવ્ય કહી બોલાવવું, કાળ એ ભિન્ન પિંડરૂપ દ્રવ્ય નથી, પણ આરોપે દ્રવ્ય કહ્યું છે, માટે દ્રવ્યારોપ.

**ગુણારોપ**: દ્રવ્યને વિષે ગુણનો આરોપ કરવો. જેમ જ્ઞાન ગુણ છે પણ જ્ઞાન તે જ આત્મા એમ જ્ઞાનને આત્મા કહ્યો તે ગુણનો આરોપ કર્યો, માટે ગુણારોપ.

**કાલારોપ**: જેમ શ્રી વીર નિર્વાણ થયે ઘણો કાળ થયો, પણ દિવાળીના દિવસે વીરનું નિર્વાણ છે એમ કહીએ છીએ, તે કાલારોપ છે. વર્તમાનમાં અતીત કાલનો આરોપ કર્યો.

**કારણાદ્યારોપ**: કારણ વિષે કાર્યનો આરોપ કરવો. જેમકે શ્રી તીર્થંકર મોક્ષનું કારણ છે તેથી તેમને તારયાણં કહીએ છીએ, તે કારણને વિષે કર્તાપણાનો આરોપ છે.

વળી સંકલ્પ-નૈગમના બે ભેદ છે: (૧) સ્વપરિણામરૂપ વીર્ય ચેતનાનો જે નવો નવો ક્ષયોપશમ તે લેવો. (૨) કાર્યાંતરે નવેનવે કાર્યે નવો નવો ઉપયોગ થાય તે તે બે ભેદ થયા, તથા અંશ-નૈગમના પણ બે ભેદ છે: (૧) ભિન્નાંશ તે જુદો અંશ. સ્કંધાદિકનો બીજો અભિન્નાંશ તે જે આત્માના પ્રદેશ તથા ગુણના અવિભાગ ઇત્યાદિક. એ સર્વે નૈગમ નયના ભેદ જાણવા.

નૈગમ નયનો વિષય સૌથી વિશાળ છે; કારણ કે તે સામાન્ય-વિશેષ બન્નેને લોકરૂઢિ પ્રમાણે, ક્યારેક ગૌણભાવે અને ક્યારેક મુખ્ય-

ભાવે અવલંબે છે. તેના નીલમ અને પ્રસ્થ બે દૃષ્ટાંત 'સ્યાદ્વાદ મંજરી'માં કહ્યા છે. નીલમનો અર્થ નિવાસસ્થાન, અને પ્રસ્થનો અર્થ પાંચ શેર ધાન્ય ભરવાની પાલી. નિવાસસ્થાનના દાખલા માટે લખવાનું કે કોઈએ પૂછ્યું કે 'તમો ક્યાં રહો છો?' ત્યારે સામો જવાબ આપે છે કે 'મુંબઈમાં.' ત્યારે સામો તેને પૂછે છે કે 'મુંબઈમાં ક્યાં આગળ?' ત્યારે તે કહે છે કે 'ઝવેરી બજારમાં.' ત્યારે સામો તેને ફરી પૂછે છે કે, 'ઝવેરી બજારમાં ક્યાં આગળ?' ત્યારે તે કહે છે કે, 'મમ્માદેવી આગળ.' આ પ્રમાણે ઠેઠ ઘર સુધીના જવાબો તેની જાણમાં હોય છે તે આપે છે. આમાં સામાન્ય એક વખત ગૌણ અને એક વખત વિશેષ બને છે. અર્થાત્ સામાન્યનું-વિશેષ બને છે અને વિશેષનું સામાન્ય બને છે. આ સામાન્ય વિશેષનો દાખલો છે.

નોટ :–નૈગમ નયના સંબંધમાં શિષ્ય ગુરુને પૂછે છે કે 'નૈગમ નય જ્યારે વસ્તુને સામાન્ય-વિશેષવાળી માને છે ત્યારે તે સમ્યગ્દૃષ્ટિ કેમ ન ગણાય?' ત્યારે ગુરુ જવાબ આપે છે કે 'તે સમ્યગ્દૃષ્ટિ ગણાય નહિ; કારણ કે તે દ્રવ્ય અને પર્યાય બન્નેને સામાન્ય-વિશેષ યુક્ત માને છે. સમ્યગ્દૃષ્ટિ તેને કહી શકાય કે જે પદાર્થમાત્રને સામાન્ય-વિશેષરૂપ માને છે; તેમાં દ્રવ્યથી સામાન્ય અને પર્યાયથી વિશેષ માને છે તે જ સમ્યગ્દૃષ્ટિ છે. પ્રસ્થના સંબંધમાં લખવાનું કે કોઈએ પૂછ્યું કે 'તમો ક્યાં જાઓ છો?' જો કે હજુ તો તે લાકડું કાપવા માટે હાથમાં કુહાડો લઈ જતો હોય છે તો યે કહે છે કે 'પ્રસ્થ લેવા જાઉં છું.'

સારાંશમાં કહેવાનું કે, જે વિચાર લૌકિક રૂઢિ અને લૌકિક સંસ્કારના અનુસરણમાંથી જન્મે છે તે નૈગમ નય છે.

### સંગ્રહ નય

જે વિચાર જુદીજુદી અનેક પ્રકારની વસ્તુઓને અને અનેક વ્યક્તિઓને કોઈ પણ જાતના સામાન્ય તત્ત્વની ભૂમિકા ઉપર ગોઠવી

એ બધાંને એકરૂપે સંકેલી લે છે તે સંગ્રહ નય છે. વળી બીજી રીતે કહીએ તો પોતાની જાતિનો વિરોધ ન કરતાં અનેક વિષયોના એક-પણામાં જે ગ્રહણ કરે છે તેને સંગ્રહ નય કહે છે. વળી સામાન્યે મૂળ સર્વ-દ્રવ્ય વ્યાપક નિત્યત્વાદિક સત્તાપણે રહ્યા જે ધર્મ તેનો જે સંગ્રહ કરે તે સંગ્રહ નય કહીએ.

આ નય વસ્તુના સામાન્ય ધર્મને સ્વીકારે છે અને સામાન્ય સત્તાએ વિશેષ ધર્મનો સંગ્રહ કરે છે. જેમ જીવ એ અસંખ્ય પ્રદેશ-વાન છે. (શબ્દમાં તમામ જાતિના જીવ) અહીં જીવ અંતર્ગત થાય છે. તેના બે ભેદ છે: (૧) સામાન્ય સંગ્રહ અને (૨) વિશેષ સંગ્રહ.

**સામાન્ય સંગ્રહ:** જેમ સર્વ દ્રવ્યો પરસ્પર અવિરોધી છે, તેમાં દ્રવ્યની સામાન્ય સત્તાની રૂએ બધાં દ્રવ્યોનો 'દ્રવ્યો' શબ્દમાં સંગ્રહ કરી બતાવે છે.

**વિશેષ સંગ્રહ:** જેમ સર્વ જીવો પરસ્પર અવિરોધી છે. અહીં દ્રવ્યો શબ્દમાંથી અલગ કરી 'જીવો' શબ્દમાં જીવ સામાન્ય સત્તાની રૂએ બધા જીવોનો તેમાં સંગ્રહ થઈ જાય છે.

સત્તારૂપ તત્ત્વને અખંડપણે ગ્રહણ કરનાર દૃષ્ટિ તે સંગ્રહ નય છે. સંગ્રહ નયના સામાન્ય તત્ત્વ પ્રમાણે ચઢતા-ઊતરતા અનેક દાખલાઓ કલ્પી શકાય. સામાન્ય જેટલું નાનું તેટલો સંગ્રહ નય ટૂંકો અને સામાન્ય જેટલું મોટું તેટલો સંગ્રહ નય વિશાળ. સારમાં લખવાનું કે જે વિચારો સામાન્ય તત્ત્વને લઈને વિધવિધ વસ્તુઓનું એકી-કરણ કરવા તરફ પ્રવર્તતા હોય તે બધા જ સંગ્રહ નયની કોટિ-માં ગણાય છે. જાતિ વગેરે સામાન્ય ધર્મથી અનેક વ્યક્તિઓમાં એક જાતિથી એકતાબુદ્ધિ થાય છે. તેનો વ્યુત્પત્તિ અર્થ :—

संगृह्णाति इति संगहः—જે સંગ્રહ—એકત્રિત કરે છે તે, એટલે વિશેષ ધર્મનો સામાન્ય સત્તાએ સંગ્રહ કરે છે.

વળી જડ-ચેતનરૂપ અનેક વ્યક્તિઓમાં જે 'સદ્રૂપ' સામાન્ય તત્ત્વ રહેલું છે, તે તત્ત્વ ઉપર નજર રાખી બીજા વિશેષોને લક્ષ્યમાં ન લેતાં એ બધી વિવિધ વ્યક્તિઓને એકરૂપે સમજી એમ વિચારવામાં આવે કે વિશ્વ બધું 'સદ્રૂપ' છે; કારણ કે સત્તા વિનાની કોઈ વસ્તુ જ નથી. ત્યારે તે સંગ્રહ નય થયો કહેવાય. ટૂંકાણમાં લખવાનું કે જે જે વિચારો સામાન્ય તત્ત્વને લઈ વિવિધ વસ્તુઓનું એકીકરણ કરવા તરફ પ્રવર્તતા હોય તે બધા જ સંગ્રહ નયની શ્રેણિમાં મૂકી શકાય.

## વ્યવહાર નય

વ્યવહાર નયની વ્યાખ્યા: સંગ્રહ નયે ગૃહિત જે વસ્તુ તેને ભેદાંતરે વિભજન કહેતાં વહેંચવું તે વ્યવહાર નય છે. જેમ દ્રવ્ય એવું સામાન્ય નામ કહ્યું તેમાં વહેંચણ કરીએ. જે દ્રવ્યના બે ભેદ છે: (૧) જીવ દ્રવ્ય અને (૨) અજીવ દ્રવ્ય. વળી તેમાં પણ વહેંચણ કરીએ. જે જીવના બે ભેદ: એક સિદ્ધના અને બીજા સંસારીના. એમ વહેંચણ કરવી તે વ્યવહાર નયનો સ્વભાવ છે.

વિવિધ વસ્તુઓને એકરૂપે સાંકળી લીધા પછી પણ જ્યારે તેમની વિશેષ સમજ આપવાની હોય છે કે તેમનો વ્યવહાર-ઉપયોગ કરવાનો પ્રસંગ આવે છે ત્યારે તેમનો વિશેષરૂપે ભેદ કરી પૃથક્કરણ કરવું પડે છે. કપડું કહેવાથી જુદીજુદી જાતનાં કપડાંઓની સમજ પડતી નથી, અને માત્ર ખાદી લેવા ઇચ્છનાર કપડાંનો વિભાગ કર્યા સિવાય તે મેળવી નથી શકતો; કેમકે કપડું અનેક જાતિનું છે તેથી ખાદીનું કપડું, મિલનું કપડું એવા ભેદો કરવા પડે છે.

તત્ત્વજ્ઞાનના પ્રદેશમાં 'સદ્રૂપ' વસ્તુ જડ અને ચેતન બે પ્રકારની છે, અને ચેતન તત્ત્વ પણ સંસારી અને મુક્ત એમ બે પ્રકારનું છે વગેરે પૃથક્કરણ કરવું પડે છે. આ જાતના પૃથક્કરણોન્મુખ બધા વિચારો વ્યવહાર નયની શ્રેણિમાં મૂકવામાં આવે છે.

## ત્રણે નયનું વિષયક્ષેત્ર

નૈગમ નયનો વિષય સૌથી વધારે વિશાળ છે, કારણ કે તે સામાન્ય-વિશેષ બન્નેને લોકરૂઢિ પ્રમાણે ક્યારેક ગૌણભાવે તો ક્યારેક મુખ્યભાવે અવલંબે છે. સંગ્રહનો વિષય નૈગમથી ઓછો છે, કારણ કે તે માત્ર સામાન્યલક્ષી છે; અને વ્યવહારનો વિષય તો સંગ્રહથી પણ ઓછો છે, કેમકે તે સંગ્રહ નયે સંકલિત કરેલા વિષય ઉપર જ અમુક વિશેષતાઓને આધારે પૃથક્કરણ કરતો હોવાથી માત્ર વિશેષ-ગામી છે. આ રીતે ત્રણેનું વિષયક્ષેત્ર ઉત્તરોત્તર નાનું થતું જતું હોવાથી તેમનો અંદરઅંદર પૌર્વાપર સંબંધ છે જ. સામાન્ય-વિશેષ અને તે ઉભયના સંબંધનું ભાન નૈગમ નય કરાવે છે. એમાંથી જ સંગ્રહ નય જન્મ લે છે અને સંગ્રહ નયની ભીંત ઉપર જ વ્યવહારનું ચિત્ર ખેંચાય છે.

બીજા રૂપે કહીએ તો સંગ્રહ નયે કરેલ 'સત્' રૂપ અખંડ તત્ત્વના પ્રયોજન પ્રમાણે જીવ, અજીવ, આદિ ભેદોને અવલંબે ત્યારે તે વ્યવહાર નય છે. વ્યવહારનો વ્યુત્પત્તિ અર્થ: वि એટલે વિશેષ-તાથી, अवहरति એટલે માને છે અથવા સ્વીકારે છે, यः કહેતાં જે, એવો છે; એટલે કે જે કેવળ વિશેષાંતર્ગત સામાન્યને માને છે, અર્થાત્ તે મુખ્યપણે વિશેષ ધર્મને જ ગ્રહે છે.

આ વ્યવહાર નયનું પ્રયોજન એ છે કે કંઈ સામાન્ય સંગ્રહથી વ્યવહાર ચાલી શકતો નથી. કોઈએ કહ્યું કે 'દ્રવ્ય' લાવ. આમ કહેવાથી એવી આશંકા થાય છે કે કયું 'દ્રવ્ય'? જીવ કે અજીવ? 'સંસારી કે મુક્ત'? આથી સિદ્ધ થાય છે કે વ્યવહાર નય વિના એકલા સંગ્રહથી કંઈ જગતનો વ્યવહાર ચાલી શકતો નથી.

પદાર્થો એ સામાન્ય-વિશેષ બન્ને ધર્મવાળો હોય છે. તેમાં જાતિ (એટલે જાતિત્વ, પ્રમેયત્વ, દ્રવ્યત્વ ઇત્યાદિ) સામાન્ય ધર્મ અને

જુદાપણું ધરાવનારા તે વિશેષ ધર્મ. સામાન્ય ધર્મ વડે સેંકડો ઘડામાં એકાકાર બુદ્ધિ થાય અને વિશેષ ધર્મ વડે મનુષ્યો પોતપોતાનો લીલો, પીળો ઇત્યાદિ રંગથી કે કોઈ એવા ભેદથી પોતાનો ઘડો ઓળખે છે.

### ઋજુસૂત્ર નય

જે વિચાર ભૂત અને ભવિષ્યકાળને બાજુએ મૂકી માત્ર વર્તમાનને જ સ્પર્શ કરે તે ઋજુસૂત્ર નય છે.

જો કે માનવી-કલ્પના ભૂત અને ભવિષ્યને છેક જ છોડી નથી ચાલી શકતી, છતાં ઘણી વાર મનુષ્ય-બુદ્ધિ તાત્કાલિક પરિણામ તરફ ઢળી માત્ર વર્તમાન તરફ વલણ પકડે છે. આવી સ્થિતિમાં એમ માનવા પ્રેરાય છે કે જે ઉપસ્થિત છે એ જ સત્ય છે, તે જ કાર્યકારી છે; અને ભૂત કે ભાવિ વસ્તુ અત્યારે કાર્યસાધક ન હોવાથી શૂન્યવત્ છે. વર્તમાન સમૃદ્ધિ સુખનું સાધન થતી હોવાથી તેને સમૃદ્ધિ કહી શકાય; પણ ભૂત સમૃદ્ધિનું સ્મરણ કે ભાવિ સમૃદ્ધિની કલ્પના એ વર્તમાનમાં સુખ-સગવડ પૂરાં ન પાડતાં હોવાથી એને સમૃદ્ધિ કહી ન શકાય. એ જ રીતે જે છોકરો હયાત હોઈ માતા-પિતાની સેવા કરે તે પુત્ર છે; પરંતુ જે છોકરો ભૂત કે ભાવિ હોઈ આજે નથી તે પુત્ર જ નથી. આ જાતના માત્ર વર્તમાન પૂરતા વિચારો ઋજુસૂત્ર નયની કોટિમાં મૂકવામાં આવે છે.

આ નય નામ, સ્થાપના, દ્રવ્ય—એ ત્રણ નિક્ષેપાને માનતો નથી, માત્ર ભાવ નિક્ષેપાને જ માને છે; કારણ કે તે પરિણામગ્રાહી છે. એટલે વ્યક્તિ જેવા ગુણોમાં વર્તમાનકાળે પરિણામે—વર્તે તે પ્રમાણે તે વસ્તુને કહે છે. જેમ કોઈ જીવ ગૃહસ્થ છે, પણ અંતરંગ મુનિ પરિણામે વર્તે છે તેથી મુનિ કહેવાય છે. જે જેવો હોય તેવો તેને બોલાવે એ ઋજુસૂત્ર નયનો ઉદ્દેશ છે.

કાળકૃત ભેદને અવલંબી વસ્તુ વિભાગથી શરૂ થતાં ઋજુસૂત્ર નય માનવામાં આવે છે.

ઋજુ કહેતાં સરળપણે અતીત, અનાગતને અણગવેષતો અને વર્તમાન સમયમાં વર્તતા જે પદાર્થના પર્યાયમાત્ર તેને પ્રધાનપણે સૂત્ર કહેતાં ગવેષે તે ઋજુસૂત્ર કહીએ. જે જ્ઞાનને ઉપયોગે વર્તતાને જ્ઞાની કહે, દર્શનોપયોગે વર્તતાને દર્શની કહે, કષાયપણે વર્તતા જીવને કષાયી કહે, સમતાને ઉપયોગે વર્તતા જીવને સામાયિકવંત કહે. ઈહાં કોઈ પૂછે કે ઉપર કહ્યા મુજબ તો ઋજુસૂત્ર તથા શબ્દ નય એ બે એક જ થાય છે? તેને ઉત્તર કહે છે કે "જ્ઞાનના કારણપણે વર્તતો તે ઋજુસૂત્ર નય ગ્રહે છે અને જે જાણપણારૂપ કાર્યપણે થાય તે શબ્દ નય કહીએ.

સારાંશમાં જણાવવાનું કે વસ્તુના અતીત-પર્યાય નાશ થવાથી વર્તમાનમાં તેનો અભાવ છે, અને ભવિષ્યકાળના પર્યાયની ઉત્પત્તિ થઈ નથી; તેથી વર્તમાનકાળમાં વસ્તુમાં જે પર્યાયો હોય તેને માનવું તે ઋજુસૂત્ર નયનું કથન છે. દાખલા તરીકે એક પરમાણું પૂર્વે કાળું હતું, હમણાં લાલ છે અને ભવિષ્યમાં પીળું થશે. આ ઉદાહરણમાં બે કાળ(ભૂત અને ભવિષ્ય)નો ત્યાગ કરીને તે પરમાણુને વર્તમાનમાં લાલ દેખીને લાલ કહેવું એ આ નયનું લક્ષણ છે.

## શબ્દ નય

જે વિચાર શબ્દપ્રધાન બની કેટલાક શાબ્દિક ધર્મો તરફ ઢળી તે પ્રમાણે અર્થભેદ કલ્પે તે શબ્દ નય છે.

જ્યારે વિચારના ઊંડાણમાં ઊતરનાર બુદ્ધિ એક વાર ભૂત અને ભવિષ્યકાળનો છેદ ઉડાડવા તૈયાર થાય છે ત્યારે તે બીજી વાર તેથી યે આગળ વધી બીજો પણ છેદ ઉડાડવા માંડે છે; તેથી જ કોઈ વાર તે શબ્દોને સ્પર્શી ચાલે છે અને એમ વિચાર કરે છે કે

જો વર્તમાનકાળ, ભૂત અને ભવિષ્યથી જુદો હોઈ માત્ર તે જ સ્વીકારાય તો એક અર્થમાં વપરાતા ભિન્નભિન્ન લિંગ, કાળ, સંખ્યા, કારક, પુરુષ, ઉપસર્ગવાળા શબ્દોના અર્થો પણ જુદાજુદા શા માટે માનવામાં ના આવે?

જેમ ત્રણે કાળમાં સૂત્રરૂપ એક વસ્તુ કોઈ નથી, પણ વર્તમાન-કાળસ્થિત જ વસ્તુ એકમાત્ર વસ્તુ છે, તેમ ભિન્નભિન્ન લિંગ-વાળા, ભિન્નભિન્ન સંખ્યાવાળા અને ભિન્નભિન્ન કાળાદિવાળા શબ્દો વડે કહેવાતી વસ્તુ પણ ભિન્નભિન્ન માનવી જ ઘટે: આમ વિચારી બુદ્ધિ, કાળ અને લિંગ આદિ ભેદે અર્થભેદ માને છે. જેમકે શાસ્ત્રમાં એવું વાક્ય મળે છે કે રાજગૃહ નામનું નગર હતું. આ વાક્યનો અર્થ સ્થૂલ રીતે એમ થાય છે કે, એ નામનું નગર ભૂતકાળમાં હતું પણ અત્યારે નથી. જ્યારે ખરી રીતે એ લેખકના સમયમાં પણ રાજગૃહ છે. હવે જો વર્તમાનમાં છે તો તેને 'હતું' એમ લખવાનો શો ભાવ? એ સવાલનો જવાબ શબ્દ નય આપે છે. તે કહે છે કે વર્તમાન રાજગૃહ કરતાં ભૂતકાળનું રાજગૃહ જુદું જ છે અને તેનું વર્ણન પ્રસ્તુત હોવાથી 'રાજગૃહ હતું' એમ કહેવામાં આવે છે.

આ કાળભેદે અર્થભેદનો દાખલો થયો. હવે લિંગભેદમાં અર્થ-ભેદ. જેમકે કૂવો, કૂઈ. અહીં પહેલો શબ્દ નરજાતિમાં અને બીજો શબ્દ નારીજાતિમાં છે. એ બંનેનો અર્થભેદ પણ વ્યવહારમાં જાણીતો છે. વળી સંસ્થાન, પ્રસ્થાન, ઉપસ્થાન, તથા તે જ પ્રમાણે આરામ, વિરામ વગેરે શબ્દોમાં એક જ ધાતુ હોવા છતાં જે અર્થભેદ દેખાય છે તે જ આ શબ્દ નયની ભૂમિકા તૈયાર કરે છે. આ પ્રકારે વિધ-વિધ શાબ્દિક ધર્મોને આધારે જે અર્થભેદની અનેક માન્યતાઓ ચાલે છે તે બધી શબ્દ નયની શ્રેણિમાં સમાય છે.

શબ્દ નય અનેક શબ્દો વડે સૂચવાતા એકવાચ્યાર્થને એક જ

પદાર્થ સમજે છે. જેમ યુવતી, શ્યામા, ભામા, એ બધાંનો અર્થ શબ્દ નયથી તો સ્ત્રી થાય છે. આ નયમાં લિંગ, વચન, કારક, કાળભેદથી એક જ પદાર્થ સૂચવાય છે.

**લિંગભેદ:** તટ તટી અને તટમ્, એમાં લિંગભેદ હોવા છતાં વાચ્યાર્થ તટ એક જ છે, અને તેમાં લિંગભેદ નથી.

**વચનભેદ:** સ્ત્રી, દારા, કલત્ર, આ શબ્દો એકવચન તેમ બહુવચન ઉભયમાં વપરાય છે. તેમાં વચનભેદ નથી.

**કારકભેદ:** કર્તા, કર્મ, કરણ, સંપ્રદાન, અપાદાન, અધિકરણ, એ છ યે કારકને (વિભક્તિને) શબ્દ નય દૂર કરે છે. જેમ આ ઘટ છે. અહીં ઘટ શબ્દમાં છ યે કારકનું દર્શન થઈ શકે છે.

**કાળભેદ:** ગોવિંદ બચપણમાં હતો, વર્તમાનમાં છે અને ભવિષ્યકાળમાં પણ હશે. અહીં ગોવિંદ શબ્દમાં કાળભેદ નથી.

સમાન અર્થવાચક જેટલા શબ્દો હોય તે શબ્દ નયની કોટિમાં આવે છે. આ માટે તેની વ્યાખ્યા એમ પણ આપી શકાય કે જે વ્યાકરણ સંબંધી લિંગ, સંખ્યા (વચન), સાધન (કારક) અને કાળાદિના વ્યભિચાર(દોષ)ને દૂર કરીને જાણે અથવા કહે તેને શબ્દ નય કહે છે. તે ઉપરના દાખલા ઉપરથી જાણી લેવું. શબ્દ નયનો વ્યુત્પત્તિ અર્થ: शब्यते आहूयते वस्तु अनेन इति शब्दः। જેનાથી વસ્તુ બોલાય છે તે શબ્દ.

વળી शपति કહેતાં બોલાવે તેને શબ્દ કહીએ. અથવા शप्यिये એટલે બોલાવીએ વસ્તુપણે તે શબ્દ કહીએ. તે શબ્દે જે વાચ્ય-અર્થ તેને ગ્રહે એવું છે પ્રધાનપણું જે નયમાં તે પણ શબ્દ નય કહીએ. સમાનાર્થના બીજા દાખલાઓ: નૃપ, રાજા, ભૂપતિ, તેમ ઇંદ્ર, શક્ર અને પુરંદર.

## સમભિરૂઢ નય

જે વિચાર શબ્દની વ્યુત્પત્તિને આધારે અર્થભેદ કલ્પે તે સમભિ-

રૂઢ નય છે. શાબ્દિક ધર્મના ભેદને આધારે અર્થભેદ કલ્પવા તૈયાર થયેલ બુદ્ધિ તેથી આગળ વધી વ્યુત્પત્તિભેદ તરફ ઢળે છે, અને એમ માનવા પ્રેરાય છે કે જ્યાં અનેક જુદાજુદા શબ્દોનો એક અર્થ માનવામાં આવે છે ત્યાં પણ ખરી રીતે એ બધા શબ્દોનો એક અર્થ નથી, પણ જુદોજુદો અર્થ છે. દલીલમાં તે એમ કહે છે કે જો લિંગભેદ અને સંખ્યાભેદ વગેરે અર્થભેદ માનવા માટે બસ હોય તો શબ્દભેદ પણ અર્થભેદક કેમ ના મનાય? એમ કહી તે રાજા, નૃપ, ભૂપતિ આદિ એકાર્થ મનાતા શબ્દોનો વ્યુત્પત્તિ પ્રમાણે જુદોજુદો અર્થ કલ્પે છે, અને કહે છે કે રાજચિહ્નથી જે શોભે તે રાજા, મનુષ્યોનું જે રક્ષણ કરે તે નૃપ, અને પૃથ્વીનું જે પાલન-સંવર્ધન કરે તે ભૂપતિ. આ પ્રમાણે ઉક્ત ત્રણે નામોથી કહેવાતા એક જ અર્થમાં વ્યુત્પત્તિ પ્રમાણે અર્થભેદની માન્યતા ધરાવનાર વિચાર, સમભિરૂઢ નય કહેવાય છે. પર્યાયભેદે કરવામાં આવતી અર્થભેદની બધી જ કલ્પનાઓ આ નયની શ્રેણિમાં આવી જાય છે. સમભિરૂઢ નયનો વ્યુત્પત્તિ અર્થ : सम्यक् प्रकारेण पर्यायशब्देषु निरुक्तिभेदेन भिन्नं अर्थं अधिरोहन् समभिरूढः। એટલે જે જે શબ્દપર્યાયની વ્યુત્પત્તિ થતી હોય તે વ્યુત્પત્તિ તેમાં ધ્વનિત હોય છે. માટે શબ્દપર્યાયને જુદાજુદા અર્થવાચક માનવા એ આ નયનો મત છે.

શબ્દ નયમાં શબ્દપર્યાય ભિન્ન હોવા છતાં અર્થનો અભેદ માને છે, એટલે અર્થ એક જ માને છે, જ્યારે આ નયમાં શબ્દપર્યાય ભિન્ન હોય તો અર્થ પણ ભિન્ન થાય છે. અને તે પર્યાય શબ્દોની વસ્તુતાનું એકત્વ હોય તો તે તેની ઉપેક્ષા કરે છે. શબ્દ નયમાં ઇંદ્ર, શક્ર, પુરંદર એ સર્વ એકાર્થવાચ્ય છે, એટલે તે સર્વનો અર્થ ઇંદ્ર થાય છે. જ્યારે આ નયમાં ઐશ્વર્યવાળો હોવાથી ઇંદ્ર, શક્તિવાળો હોવાથી શક્ર, અને નગરનો નાશ કરનાર હોવાથી પુરંદર છે. આ નયનું માનવું છે કે લિંગભેદ અને સંખ્યા આદિ ભેદે અર્થભેદ મનાય તો શબ્દભેદે

પણ અર્થભેદ કેમ ના મનાય?

જો એક સંજ્ઞા મધ્યે સર્વ નામાંતર માનીએ તો સર્વનો સંકર થાય અને તેથી પર્યાયનું ભેદપણું રહે નહિ અને જે પર્યાયાંતર હોય તે તો ભેદપણે જ હોય, તેથી પર્યાયાંતરનું ભેદપણું જ રહ્યું તેથી લિંગાદિ ભેદને સાપેક્ષપણે વસ્તુનું ભેદપણું જ માનવું.

## એવંભૂત નય

જે વિચાર–શબ્દથી ફલિત થતો અર્થ ઘટતો હોય ત્યારે તે જ વસ્તુને તે તેરૂપે સ્વીકારે, બીજી વખતે નહિ, એ એવંભૂત નય છે.

સમભિરૂઢ નયે સ્વીકારેલ એક પર્યાયશબ્દના એક અર્થમાં પણ જે દૃષ્ટિ ક્રિયાકાળ પૂરતું જ અર્થતત્ત્વ સ્વીકારે છે અને ક્રિયાશૂન્ય કાળમાં નહિ, તે એવંભૂત નય કહેવાય છે. તેનો વ્યુત્પત્તિ અર્થ : एवं– એ પ્રકારે +भूत એટલે થયેલું. એટલે વસ્તુને વસ્તુરૂપે માનનાર આ નય છે. અર્થાત્ જે પદાર્થ પોતાના ગુણે કરી સંપૂર્ણ હોય અને પોતાની ક્રિયા કરતો હોય તેને તેવા રૂપમાં કહેવો એ આ નયનો મત છે. દાખલા તરીકે પરમ ઐશ્વર્યનો અનુભવ કરતી વખતે ઇંદ્ર, સમર્થ હોવાના સમયે શક્ર અને નગરનો નાશ કરવાના સમયે પુરંદર.

વસ્તુ પોતાનું કાર્ય કરતી હોય ત્યારે જ આ નય તેને વસ્તુ કહે છે, નહિ તો તે વસ્તુ કહેતો નથી. સ્ત્રી માથે પાણીનો ઘડો લઈ જતી હોય ત્યારે જ તે ઘટ કહેવાય, બીજા સમયે આ નય ઘટ માને નહિ. ટૂંકાણમાં જ્યારે ખરેખરું કામ થતું હોય ત્યારે તેને લગતું વિશેષણ કે વિશેષનામ વાપરવાની એ જાતની માન્યતાઓ એવંભૂત નયની શ્રેણિમાં આવે છે.

નયોના સંબંધમાં જાણવાનું કે પૂર્વપૂર્વ નય કરતાં પછી પછીનો નય સૂક્ષ્મ અને સૂક્ષ્મતર હોવાથી ઉત્તરોત્તર નયના વિષયનો આધાર પૂર્વપૂર્વ નયના ઉપર રહેલો છે. પાછળના ચારે નયોનું મૂળ

પર્યાયાર્થિક નયમાં છે. નયોમાં પ્રથમના ત્રણ નય દ્રવ્યાયાર્થિક અને પછીના ચાર નયને પર્યાયાર્થિક નય કહેવાય છે.

નયદષ્ટિ, વિચારશ્રેણિ અને સાપેક્ષ અભિપ્રાય એ બધા શબ્દોનો એક જ અર્થ છે. આ પ્રમાણે વ્યવહાર નય અને નિશ્ચય નય પણ માનવામાં આવે છે. વ્યવહાર નય એટલે સ્થૂલગામી અને ઉપચાર-પ્રધાન, ત્યારે નિશ્ચય નય એટલે સૂક્ષ્મગામી અને તત્ત્વસ્પર્શી. વળી શબ્દનય અને અર્થનય પણ કહેલાં છે. જેમાં અર્થની વિચારણા પ્રધાનપણે હોય તે અર્થનય અને જેમાં શબ્દનું પ્રાધાન્ય હોય તે શબ્દ-નય. ઋજુસૂત્ર પર્યંત પહેલા ચાર અર્થનય છે અને બાકીના ત્રણ શબ્દનય છે. ઉપર કહેલ દષ્ટિઓ સિવાય બીજી પણ ઘણી દષ્ટિઓ છે. જીવનના બે ભાગ છે: એક સત્ય જોવાનો અને બીજો સત્ય પચાવવાનો. જે ભાગ માત્ર સત્યનો વિચાર કરે છે અથવા તત્ત્વને સ્પર્શે છે તે જ્ઞાનદષ્ટિ 'જ્ઞાનનય' કહેવાય છે અને જે ભાગ તત્ત્વાનુ-ભવને પચાવવામાં જ પૂર્ણતા લેખે છે તે ક્રિયાદષ્ટિ 'ક્રિયાનય' કહેવાય છે. ઉપર વર્ણવેલા સાત નયો તત્ત્વવિચારક હોવાથી જ્ઞાનનયમાં આવે છે અને તે નયને આધારે જે સત્ય શોધાયું હોય તે જીવનમાં મૂર્તિ-મંત કરવાની તરફેણ કરનાર દષ્ટિ તે ક્રિયાદષ્ટિ. ક્રિયા એટલે જીવનને સત્યમય બનાવવું.

# અધ્યાય ૨

પહેલા અધ્યાયમાં સાત પદાર્થોનો નામનિર્દેશ કર્યો છે. આગળના નવ અધ્યાયોમાં ક્રમપૂર્વક એમનો વિશેષ વિચાર કરવાનો છે તેથી સૌથી પહેલાં આ અધ્યાયમાં જીવપદાર્થનું તત્ત્વ-સ્વરૂપ બતાવવા સાથે એના અનેક ભેદ, પ્રભેદ આદિ વિષયોનું વર્ણન ચોથા અધ્યાય સુધી કરે છે.

## જીવના પાંચ ભાવો, એમના ભેદો અને ઉદાહરણો

औपशमिकक्षायिकौ भावौ मिश्रश्च जीवस्य स्वतत्त्वमौदयिकपारिणामिकौ च । १ ।

द्विनवाष्टादशैकविंशतित्रिभेदा यथाक्रमम् । २ ।

सम्यक्त्वचारित्रे । ३ ।

ज्ञानदर्शनदानलाभभोगोपभोगवीर्याणि च । ४ ।

ज्ञानाज्ञानदर्शनदानादिलब्धयश्चतुस्त्रित्रिपञ्चभेदाः यथाक्रमं सम्यक्त्वचारित्रसंयमासंयमाश्च । ५ ।

गतिकषायलिङ्गमिथ्यादर्शनाज्ञानासंयतासिद्धत्वलेश्याश्चतुश्चतुस्त्र्येकैकैकैकषड्भेदाः । ६ ।

जीवभव्याभव्यत्वादीनि च । ७ ।

(१) औपशमिक+क्षायिकौ+भावौ+मिश्रः+च+जीवस्य+स्वतत्त्वम्+औदयिक+पारिणामिकौ+च.

(२) द्वि+नव+अष्टादश+एकविंशति+त्रिभेदाः+यथाक्रमम्

(३) सम्यक्त्व+चारित्रे

(४) ज्ञान+दर्शन+दान+लाभ+भोग+उपभोग+वीर्याणि+च

(૫) ज्ञान+अज्ञान+दर्शन+दान+आदि+लब्धयः+चतुस्त्रि+त्रि+पंचभेदाः+
यथाक्रमम्+सम्यक्त्व+चारित्र+संयम+असंयमाः+च

(६) गति+कषाय+लिङ्ग+मिथ्यादर्शन+अज्ञान+असंयत+असिद्धत्व+लेश्याः+
चतुश्चतुस्त्र+एकएकएक+षड्भेदाः

(७) जीव+भव्य+अभव्यत्व+आदीनि+च

## શબ્દાર્થ

औपशमिक—ઔપશમિક
क्षायिकौ—ક્ષાયિક
भावौ—ભાવો
मिश्र—ભેગા
जीवस्य—જીવના
स्वतत्त्वम्—જીવનું સ્વરૂપ
औदयिक—ઔદયિક ભાવ
पारिणामिकौ—પારિણામિક ભાવ
द्वि—બે
नव—નવ
अष्टादश—અઢાર
एकविंशति—એકવીશ
त्रिभेदा—ત્રણ ભેદ
यथाक्रमम्—અનુક્રમ પ્રમાણે
सम्यक्त्व—સમ્યક્ત્વ
चारित्रे—ચારિત્ર
ज्ञान—જ્ઞાન
दर्शन—દર્શન
दान—દાન
लाभ—લાભ
भोग—ભોગ
उपभोग—ઉપભોગ
वीर्याणि—વીર્યશક્તિઓ
ज्ञान—જ્ઞાન
अज्ञान—અજ્ઞાન
दानादि—દાન વગેરે
लब्धयः—લબ્ધિઓ
चतुस्त्रिपंच—ચાર, ત્રણ, પાંચ
भेदाः—ભેદો
संयमासंयम—દેશવિરતિ
गति—ગતિ
कषाय—કષાય
लिङ्ग—ચિહ્ન
मिथ्यादर्शन—મિથ્યાદર્શન
असंयत—અસંયત
असिद्धत्व—અસિદ્ધત્વ
लेश्याः—લેશ્યાઓ
चतुश्चतुः—ચાર ચાર

સૂત્રાર્થ:

(૧) ઔપશમિક, ક્ષાયિક અને મિશ્ર (ક્ષાયોપશમિક) એ ત્રણ તથા ઔદયિક અને પારિણામિક એ બે એમ કુલ પાંચ ભાવો છે તે જીવનું સ્વરૂપ છે.

(૨) ઉપરના પાંચ ભાવોના અનુક્રમે બે, નવ, અઢાર, એકવીસ અને ત્રણ ભેદ થાય છે.

(૩) સમ્યક્ત્વ અને ચારિત્ર એ બન્ને ઔપશમિક છે.

(૪) જ્ઞાન, દર્શન, દાન, લાભ, ભોગ, ઉપભોગ, વીર્ય તથા સમ્યક્ત્વ અને ચારિત્ર એ નવ ક્ષાયિક છે.

(૫) ચાર જ્ઞાન, ત્રણ અજ્ઞાન, ત્રણ દર્શન, દાનાદિ પાંચ લબ્ધિ-ઓ, સમ્યક્ત્વ–ચારિત્ર,–સર્વવિરતિ અને સંયમાસંયમ–દેશવિરતિ એ અઢાર ક્ષાયોપશમિક છે.

(૬) ચાર ગતિઓ, ચાર કષાય, ત્રણ લિંગ–વેદ, એક મિથ્યા-દર્શન, એક અજ્ઞાન, એક અસંયમ, એક અસિદ્ધત્વ અને છ લેશ્યાઓ એ એકવીસ ઔદયિક છે.

(૭) જીવત્વ, ભવ્યત્વ, અને અભવ્યત્વ એ ત્રણ તથા બીજા પણ પારિણામિક ભાવો છે.

## વિશેષાર્થ–સમજૂતી

પ્રશ્ન: આત્માના સ્વરૂપની બાબતમાં જૈન દર્શનનો અન્ય દર્શનોના સંબંધમાં શો મતભેદ છે તે બતાવો.

ઉત્તર: સાંખ્ય અને વેદાંત દર્શન આત્માને કૂટસ્થ નિત્ય માની એમાં કોઈ જાતનું પરિણામ માનતાં નથી. જ્ઞાન, સુખાદિ પરિણામો-ને તેઓ પ્રકૃતિનાં જ માને છે. વૈશેષિક અને નૈયાયિક દર્શન જ્ઞાન આદિને આત્માના ગુણ માને છે ખરાં, પણ તેઓ આત્માને એકાંત નિત્ય-અપરિણામી માને છે. નવીન મિમાંસકોનો મત વૈશેષિક અને નૈયાયિક જેવો છે. બૌદ્ધ દર્શન પ્રમાણે આત્મા એકાંત ક્ષણિક

અર્થાત્ નિરન્વય પરિણામોનો પ્રવાહ માત્ર છે.

જૈન દર્શનનું કહેવું છે કે પ્રાકૃતિક–જડ પદાર્થોમાં કૂટસ્થ નિત્યતા નથી, તેમજ એકાંત ક્ષણિકતા પણ નથી, કિન્તુ પરિણામી નિત્યતા છે. તે પ્રમાણે આત્મા પણ પરિણામી નિત્ય છે. એથી જ જ્ઞાન, સુખ, દુઃખ આદિ પર્યાયો આત્માના જ સમજવા જોઈએ.

પ્રશ્ન: નિરન્વય પરિણામોનો પ્રવાહ એટલે શું?

ઉત્તર: ભિન્નભિન્ન ક્ષણોમાં સુખદુઃખ, ઓછુંવત્તું, ભિન્ન વિષયનું જ્ઞાન આદિ જે પરિણામો અનુભવાય છે તે પરિણામો માત્ર માનવાં અને તે બધાં વચ્ચે અખંડ સૂત્રરૂપ કોઇ સ્થિર તત્ત્વ ન હોવું તે જ નિરન્વય પરિણામોનો પ્રવાહ કહેવાય છે.

પ્રશ્ન: કૂટસ્થ નિત્ય એટલે શું?

ઉત્તર: ગમે તેટલા હથોડાના ઘા પડે છતાં જેમ એરણ સ્થિર રહે છે, તેમ દેશ, કાળ આદિના વિવિધ ફેરફારો થવા છતાં જેમાં જરા યે ફેરફાર નથી થતો એ કૂટસ્થ નિત્ય માનવું.

પ્રશ્ન: પરિણામી નિ તા એટલે શું?

ઉત્તર: મૂળ વસ્તુ ત્રણે કાળમાં સ્થિર રહ્યા છતાં દેશ, કાળ આદિ નિમિત્ત પ્રમાણે ફેરફાર પામ્યા કરે તે પરિણામી નિત્યતા સમજવી.

પ્રશ્ન: ભાવ એટલે શું?

ઉત્તર: પર્યાયોની ભિન્નભિન્ન અવસ્થાઓને ભાવ કહેવાય છે.

પ્રશ્ન: આત્માના પર્યાયો અધિકમાં અધિક કેટલા ભાવવાળા હોઇ શકે છે તે નામવાર વિગતથી સમજાવો.

ઉત્તર: આત્માના પર્યાયો અધિકમાં અધિક પાંચ ભાવવાળા થઈ શકે છે. તેનાં નામ: (૧) ઔપશમિક, (૨) ક્ષાયિક, (૩) ક્ષાયોપશમિક, (૪) ઔદયિક અને (૫) પારિણામિક.

**ઔપશમિક**: કર્મના ઉપશમથી પેદા થાય તે ભાવ ઔપશમિક છે. ઉપશમ એક પ્રકારની આત્મશુદ્ધિ છે. સવારમાં નદીએ

જતાં જેમ પાણી નિર્મળ દેખાય છે અને કચરો પાણીની સપાટીતળે બેઠેલો દેખાય છે તેમ કર્મરૂપી કચરો નીચે બેસી જવાથી આત્માનું જે ઉજ્જ્વલ પરિણામ થાય છે તે ઉપશમ છે.

**ક્ષાયિક:** કર્મના ક્ષયથી જે પેદા થાય તે ક્ષાયિક છે. તેથી આત્મા પરમ વિશુદ્ધ થાય છે, કારણ કે જળમાંથી કચરો તદ્દન નાશ થવાથી જળ તદ્દન નિર્મળ થાય છે તેમ આત્મામાંથી કર્મ-મળ જતો રહેવાથી આત્મા પરમ વિશુદ્ધ થાય છે.

**ક્ષાયોપશમિક:** ક્ષય અને ઉપશમથી પેદા થાય તે ક્ષાયોપશમિક છે. ક્ષયોપશમ એક પ્રકારની આત્માની શુદ્ધિ છે. આ શુદ્ધિ કર્મના ઉદયમાં નહિ આવેલ અંશના ઉપશમથી અને ઉદયમાં આવેલ અંશના ક્ષયથી પ્રગટ થાય છે. એ વિશુદ્ધિ ધોવાને લીધે માદક શક્તિ કાંઇક નાશ પામવાથી અને કાંઇક રહી જવાથી કોદરાની વિશુદ્ધિની જેમ મિશ્રિત હોય છે.

**ઔદયિક:** ઉદયથી પેદા થાય તે ઔદયિક ભાવ છે. ઉદય એક પ્રકારની આત્માની કલુષિતતા છે. જેમ મેલ મળવાથી પાણીમાં આવતી મલિનતાની પેઠે કર્મના વિપાકાનુભવથી (કર્મપરિપક્વ થયે) ઉત્પન્ન થાય છે.

**પારિણામિક:** દ્રવ્યનું સ્વાભાવિક સ્વરૂપ પરિણમન, તે પારિણામિક ભાવ કહેવાય છે. જે ફક્ત દ્રવ્યના અસ્તિત્વથી જ પોતાની જાતે જ ઉત્પન્ન થયા કરે છે તે પારિણામિક ભાવ કહેવાય છે.

પ્રશ્ન: સમસ્ત મુક્ત અને સંસારી જીવોમાં કેટલા અને કયા કયા ભાવો હોય છે?

ઉત્તર: સમસ્ત મુક્ત જીવોમાં ફક્ત બે ભાવ હોય છે: (૧) ક્ષાયિક અને (૨) પારિણામિક. સંસારી જીવોમાં કોઇ ત્રણ ભાવવાળા અને કોઇ ચાર ભાવવાળાઓ, અને કોઈ પાંચ ભાવવાળા હોય છે. બાકી બે ભાવવાળું તેમાં કોઇ હોતું નથી.

પ્રશ્ન: વૈભાવિક અને સ્વાભાવિક ભાવવાળા કોને કહેવા?

ઉત્તર: જે પર્યાયો ઔદયિક ભાવવાળા હોય છે તે વૈભાવિક અને બાકીના ચારે ભાવવાળા પર્યાયો સ્વાભાવિક છે.

પ્રશ્ન: ક્ષયોપશમ કયા કર્મનો થાય છે?

ઉત્તર: માત્ર મોહનીય કર્મનો.

પ્રશ્ન: દર્શન મોહનીય કર્મના ઉપશમથી અને ચારિત્ર મોહનીય કર્મના ઉપશમથી અનુક્રમે શું શું પેદા થાય છે?

ઉત્તર: દર્શન મોહનીય કર્મના ઉપશમથી સમ્યક્ત્વ પેદા થાય છે અને ચારિત્ર મોહનીય કર્મના ઉપશમથી ચારિત્ર પ્રકટ થાય છે. આથી સમ્યક્ત્વ અને ચારિત્ર એ બંને પર્યાયો ઔપશમિક ભાવવાળા સમજવા જોઇએ.

પ્રશ્ન: નવ પ્રકારના ક્ષાયિક પર્યાયો કહો.

ઉત્તર: કેવળજ્ઞાનાવરણના ક્ષયથી કેવળ જ્ઞાન, કેવળદર્શનાવરણથી કેવળ દર્શન, પંચવિધ અંતરાયના ક્ષયથી દાન, લાભ, ભોગ, ઉપભોગ અને વીર્ય એ પાંચ લબ્ધિઓ, દર્શનમોહનીય કર્મના ક્ષયથી સમ્યક્ત્વ અને ચારિત્ર મોહનીય કર્મના ક્ષયથી ચારિત્ર પ્રકટ થાય છે. માટે કેવળ જ્ઞાનાદિ નવ પ્રકારના પર્યાયો ક્ષાયિક કહેવાય છે.

પ્રશ્ન: ક્ષાયોપશમિક કયા પર્યાયો છે?

ઉત્તર: મતિજ્ઞાનાવરણ, શ્રુતજ્ઞાનાવરણ, અવધિજ્ઞાનાવરણ અને મનઃપર્યાય જ્ઞાનાવરણના ક્ષયોપશમથી મતિ, શ્રુત, અવધિ અને મનઃપર્યાય જ્ઞાન પ્રકટ થાય છે. મિથ્યાત્વયુક્ત મતિજ્ઞાનાવરણ, શ્રુતજ્ઞાનાવરણ, અને અવધિજ્ઞાનાવરણના ક્ષયોપશમથી મતિ અજ્ઞાન, શ્રુત અજ્ઞાન અને વિભંગ જ્ઞાન પ્રગટ થાય છે. ચક્ષુદર્શનાવરણ, અચક્ષુદર્શનાવરણ અને અવધિ દર્શનાવરણના ક્ષયોપશમથી ચક્ષુદર્શન, અચક્ષુદર્શન અને અવધિદર્શન પ્રકટ થાય છે. પંચવિધ અંતરાયના ક્ષયોપશમથી દાન, લાભ આદિ ઉક્ત પાંચ લબ્ધિઓ પ્રકટ થાય છે, અનંતાનુબંધી ચતુષ્ક તથા દર્શન મોહનીયના ક્ષયોપશમથી સમ્યક્ત્વ

પ્રકટ થાય છે. અને અપ્રત્યાખ્યાનાવરણીય કષાયના ક્ષયોપશમથી દેશ-વિરતિ પ્રકટ થાય છે, અને પ્રત્યાખ્યાનાવરણીય કષાયના ક્ષયોપશમ-થી સર્વવિરતિ ચારિત્ર પ્રકટ થાય છે. માટે જ્ઞાન આદિ ઉપરના અઢાર પ્રકારના પર્યાયો ક્ષાયોપશમિક છે.

પ્રશ્ન: ઔદયિક ૨૧ પર્યાયો કયા છે?

ઉત્તર: ગતિનામ કર્મના ઉદયનું ફળ નરક, તિર્યંચ, મનુષ્ય અને દેવ એ ચાર ગતિઓ છે. કષાય મોહનીય કર્મના ઉદયથી ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાય પેદા થાય છે. વેદ-મોહનીય કર્મના ઉદયથી સ્ત્રી-પુરુષ અને નપુંસક વેદ પ્રાપ્ત થાય છે. મિથ્યાત્વ મોહનીયના ઉદયથી મિથ્યાદર્શન તત્ત્વ વિષે અશ્રદ્ધા થાય છે. અજ્ઞાન—જ્ઞાનાવરણીય તથા દર્શનાવરણીયનું ફળ છે. અસંયતત્વ –વિરતિનો સર્વથા અભાવ, અનંતાનુબંધી આદિ બાર પ્રકારનાં ચારિત્ર મોહનીયના ઉદયનું ફળ છે. અસિદ્ધત્ત્વ–શરીરધારણ, વેદનીય, આયુ, નામ અને ગોત્રકર્મના ઉદયથી થાય છે. કૃષ્ણ, નીલ, કાપોત, તેજ, પદ્મ અને શુક્લ એ છ પ્રકારની લેશ્યાઓ–કષાયોદયરંજિત યોગપ્રવૃત્તિ કે યોગ-પરિણામ, કષાયના ઉદયનું અથવા યોગજનક શરીરનામ કર્મના ઉદયનું ફળ છે તેથી જ ગતિ આદિ ઉપરના ૨૧ પર્યાયો ઔદયિક કહેવાય છે.

પ્રશ્ન: પારિણામિક ભાવો કયા છે?

ઉત્તર: જીવત્વ (ચૈતન્ય), ભવ્યત્વ (મુક્તિની યોગ્યતા), અભવ્યત્વ (મુક્તિની અયોગ્યતા), એ ત્રણ ભાવો સ્વાભાવિક છે, અર્થાત્ તે કર્મના ઉદયથી કે ઉપશમથી કે ક્ષયથી કે ક્ષયોપશમથી પેદા થતા નથી, કિન્તુ અનાદિ સિદ્ધ, આત્મદ્રવ્યના અસ્તિત્વથી જ સિદ્ધ છે. તેથી તે પારિણામિક છે.

પ્રશ્ન: શું પારિણામિક ભાવો ત્રણ જ છે?

ઉત્તર: નહિ, બીજા પણ છે.

પ્રશ્ન: તે કયા?

ઉત્તર: અસ્તિત્વ, અન્યત્વ, કર્તૃત્વ, ભોક્તૃત્વ, ગુણવત્ત્વ, પ્રદેશવત્ત્વ, અસંખ્યાતપ્રદેશવત્ત્વ, અસર્વગતત્વ, અરૂપત્વ આદિ અનેક છે.

પ્રશ્ન: તો પછી ત્રણ જ કેમ ગણાવ્યા?

ઉત્તર: અહીં જીવનું સ્વરૂપ બતાવવું છે અને તે એના અસાધારણ ભાવોથી બતાવી શકાય. માટે ઔપશમિક આદિની સાથે પારિણામિકના ભાવો એવા જ બતાવ્યા છે કે જે જીવના અસાધારણ છે. અસ્તિત્વ આદિ ભાવો પારિણામિક છે ખરા, પરંતુ તે જીવની માફક અજીવમાં પણ છે તેથી તે જીવના અસાધારણ ભાવ ન કહેવાય માટે જ અહીં એમનો નિર્દેશ કર્યો નથી, તેમજ છેવટ જે આદિ શબ્દ લખ્યો છે તે એ જ વસ્તુસૂચન કરવા માટે છે.

**જીવનું લક્ષણ**

उपयोगो लक्षणम् ।८।

उपयोगः+लक्षणम्

### શબ્દાર્થ

उपयोगः—ઉપયોગ लक्षणम्—લક્ષણ

**સૂત્રાર્થ:** ઉપયોગ એ જીવનું લક્ષણ છે.

### વિશેષાર્થ–સમજૂતી

પ્રશ્ન: આત્માને શું કહે છે?

ઉત્તર: આત્માને ચેતન પણ કહેવાય છે. તે અનાદિ સિદ્ધ (સ્વતંત્ર) દ્રવ્ય છે.

પ્રશ્ન: તેનું જ્ઞાન શાથી થાય છે?

ઉત્તર: તે અરૂપી હોવાથી તેનું જ્ઞાન ઇન્દ્રિયોથી થતું નથી, પરંતુ સ્વસંવેદન (આત્માનુભવ) પ્રત્યક્ષ તથા અનુમાન આદિથી કરી શકાય છે.

પ્રશ્ન: ઉપયોગ દ્વારા શું થઈ શકે છે?

ઉત્તર : જગત જડ અને ચેતન પદાર્થોનું મિશ્રણ છે. એમાંથી જડ અને ચેતનનો વિવેકપૂર્વક નિશ્ચય કરવો હોય તો તે ઉપયોગ દ્વારા થઈ શકે છે; કેમકે તરતમ ભાવથી ઉપયોગ બધા આત્માઓમાં અવશ્ય મળી આવે છે; જ્યારે જડમાં તે બિલકુલ હોતો નથી.

પ્રશ્ન : ઉપયોગ એટલે શું ?

ઉત્તર : ઉપયોગ એટલે બોધરૂપ વ્યાપાર.

પ્રશ્ન : આત્મામાં બોધની ક્રિયા થાય છે અને જડમાં કેમ થતી નથી ?

ઉત્તર : બોધનું કારણ ચેતનાશક્તિ છે. તે જેમાં હોય તેમાં બોધક્રિયા થઈ શકે છે, બીજામાં નહિ. ચેતનાશક્તિ આત્મામાં જ છે, જડમાં નહિ.

પ્રશ્ન : આત્મા સ્વતંત્ર દ્રવ્ય છે, એથી એમાં અનેક ગુણ હોવા જોઈએ. તો પછી ઉપયોગને જ લક્ષણ કેમ કહ્યું ?

ઉત્તર : સાચે જ આત્મામાં અનંત ગુણપર્યાયો છે, પરંતુ તે બધામાં ઉપયોગ જ મુખ્ય છે, કેમકે સ્વ-પરપ્રકાશરૂપ હોવાથી તે ઉપયોગ જ પોતાનું તથા ઈતર પર્યાયોનું જ્ઞાન કરાવી શકે છે, એ સિવાય આત્મા જે કંઈ અસ્તિ-નાસ્તિ જાણે છે, નનુ–ન ચ કહે છે, સુખદુઃખનો અનુભવ કરે છે તે બધું ઉપયોગને લીધે જ. એથી ઉપયોગ એ બધા પર્યાયોમાં મુખ્ય છે.

પ્રશ્ન : શું લક્ષણ સ્વરૂપથી ભિન્ન છે ?

ઉત્તર : નહિ.

પ્રશ્ન : તો તો પહેલા પાંચ ભાવોને જીવનું સ્વરૂપ કહ્યું છે એથી એ પણ લક્ષણ થયું; તો પછી બીજું લક્ષણ બતાવવાનું શું પ્રયોજન ?

ઉત્તર : સમગ્ર લક્ષ્યમાં ત્રણે કાળમાં મળી આવે એવો અસાધારણ ધર્મ ઉપયોગ જ છે. એથી ઉપયોગ રૂપે તેનું પૃથક્ કથન કર્યું છે, અને તદ્દ્વારા એવું સૂચિત કર્યું છે કે ઔપશમિક આદિ ભાવો જીવનું સ્વરૂપ તો છે પરંતુ તે બધા આત્માઓમાં મળતા નથી, અને

ત્રિકાળવર્તી પણ નથી. ત્રિકાળવર્તી અને બધા આત્માઓમાં પ્રાપ્ત થાય એવો એક જીવત્વરૂપ પારિણામિક ભાવ છે, જેનો ફલિત અર્થ ઉપયોગ જ થાય છે. એથી એને અલગ કરી લક્ષણ રૂપે કહ્યો છે. બીજા બધા ભાવો કાદાચિત્ક–ક્યારેક મળે એવા અને ક્યારેક ન મળે એવા. કેટલાક લક્ષ્યાંશમાં જ રહેનારા અને કર્મસાપેક્ષ હોવાથી જીવના ઉપલક્ષણરૂપ થઈ શકે છે–લક્ષણરૂપ નહિ.

પ્રશ્ન: ઉપલક્ષણ અને લક્ષણમાં તફાવત શું છે?

ઉત્તર: જે પ્રત્યેક લક્ષ્યમાં સર્વાત્મભાવે ત્રણે કાળમાં પ્રાપ્ત થાય તે લક્ષણ, જેમકે અગ્નિમાં ઉષ્ણત્વ, અને જે કોઈક લક્ષ્યમાં હોય અને કોઈકમાં ના હોય, કદાચિત્ હોય અને કદાચિત્ ના હોય અને સ્વભાવસિદ્ધ ના હોય ,તે ઉપલક્ષણ. જેમકે અગ્નિનું ઉપલક્ષણ ધુમાડો. જીવત્વને છોડીને ભાવોના બાવન ભેદ આત્માના ઉપ-લક્ષણરૂપ જ છે.

પ્રશ્ન: ઉપયોગ-લક્ષણ શું સૂચિત કરે છે?

ઉત્તર: આત્મા લક્ષ્ય-જ્ઞેય છે અને ઉપયોગ લક્ષણ જાણવાનો ઉપાય છે:

## ઉપયોગની વિવિધતા

**सद्विविधौऽष्ट च चतुर्भेदः ।९।**

(सः+द्वि+विधौ+अष्ट+च+चतुः+भेदः)

### શબ્દાર્થ

सः—તે

द्विविधौ— બે પ્રકારનો

च—વળી

अष्ट—આઠ પ્રકારનો

चतुर्भेदः—ચાર પ્રકારનો

**સૂત્રાર્થ:** તે અર્થાત્ ઉપયોગ બે પ્રકારનો છે; તથા આઠ પ્રકારનો છે અને ચાર પ્રકારનો છે.

## વિશેષાર્થ-સમજૂતી

પ્રશ્ન: ઉપયોગની વિવિધતા શાના ઉપર અવલંબિત છે?

ઉત્તર: તે બાહ્ય, આભ્યંતર કારણોના સમૂહની વિવિધતા ઉપર અવલંબિત છે.

પ્રશ્ન: બાહ્ય સામગ્રીની વિવિધતા કોને અવલંબિત છે?

ઉત્તર: વિષયભેદ, ઇંદ્રિય આદિ સાધનભેદ, દેશકાળભેદ ઇત્યાદિ વિવિધતા બાહ્ય સામગ્રીની છે.

પ્રશ્ન: આભ્યંતર સામગ્રી કોને અવલંબિત છે?

ઉત્તર: આવરણની તીવ્રતા, મંદતાનું તારતમ્ય આંતરિક સામગ્રીની વિવિધતા છે.

પ્રશ્ન: ઉપયોગ રાશિના સામાન્ય રૂપથી કેટલા વિભાગ થઈ શકે? અને તે કયા કયા?

ઉત્તર: તેના બે વિભાગ થઈ શકે છે: (૧) સાકાર અને (૨) નિરાકાર.

પ્રશ્ન: વિશેષરૂપથી કેટલા વિભાગ થઈ શકે છે?

ઉત્તર: વિશેષરૂપથી સાકાર ઉપયોગના આઠ અને નિરાકાર ઉપયોગના ચાર વિભાગ કરવામાં આવે છે.

પ્રશ્ન: સાકારના આઠ ભેદ કહો.

ઉત્તર: મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મન:પર્યાયજ્ઞાન, કેવળ-જ્ઞાન, મતિઅજ્ઞાન, શ્રુતઅજ્ઞાન અને વિભંગ જ્ઞાન.

પ્રશ્ન: નિરાકાર ઉપયોગના ભેદ કહો.

ઉત્તર: ચક્ષુદર્શન, અચક્ષુદર્શન, અવધિદર્શન અને કેવળદર્શન.

પ્રશ્ન: સાકાર અને નિરાકારનો શો અર્થ છે?

ઉત્તર: જે બોધ ગ્રાહ્ય વસ્તુને વિશેષરૂપે જાણે તે સાકાર ઉપયોગ અને જે બોધ ગ્રાહ્ય વસ્તુને સામાન્યરૂપે જાણે તે નિરાકાર ઉપયોગ

છે. સાકારને 'જ્ઞાન' અથવા સવિકલ્પ બોધ કહે છે અને નિરાકારને 'દર્શન' અથવા નિર્વિકલ્પક બોધ કહે છે.

પ્રશ્ન: ઉપરના બાર ભેદોમાંથી કેટલા ભેદ પૂર્ણ વિકસિત ચેતનાનું કાર્ય છે અને કેટલા અપૂર્ણ વિકસિત ચેતનાશક્તિનું કાર્ય છે?

ઉત્તર: કેવળજ્ઞાન અને કેવળદર્શન એ બંને પૂર્ણ વિકસિત ચેતનાના વ્યાપાર છે અને બાકીના બધા અપૂર્ણ વિકસિત ચેતનાના વ્યાપાર છે.

પ્રશ્ન: વિકાસની અપૂર્ણતા વખતે અપૂર્ણતાની વિવિધતાને લીધે ઉપયોગના બે ભેદ સંભવે છે, પરંતુ વિકાસની પૂર્ણતા વખતે ઉપયોગમાં ભેદ કેવી રીતે સંભવે?

ઉત્તર: વિકાસની પૂર્ણતાના સમયે પણ કેવળજ્ઞાન અને કેવળ-દર્શનરૂપથી જે ઉપયોગના ભેદો મનાયા છે તેનું કારણ ફક્ત ગ્રાહ્ય વિષયની દ્વિરૂપતા છે. અર્થાત્ પ્રત્યેક વિષય સામાન્ય અને વિશેષરૂપે ઉભય સ્વભાવ છે, એથી એને જાણતો ચેતનાજન્ય વેપાર પણ જ્ઞાનદર્શનરૂપથી બે પ્રકારનો થાય છે.

પ્રશ્ન: સાકારના આઠ ભેદોમાં જ્ઞાન અને અજ્ઞાનમાં શો તફાવત છે?

ઉત્તર: બીજો કાંઈ નહિ, ફક્ત સમ્યક્ત્વના સહભાવ અને અસહભાવનો તફાવત છે.

પ્રશ્ન: તો પછી બાકીનાં બે જ્ઞાનનાં પ્રતિપક્ષી અજ્ઞાન અને દર્શનનાં પ્રતિપક્ષી અદર્શન કેમ નહિ?

ઉત્તર: મનઃપર્યાય અને કેવળ એ બે જ્ઞાન સમ્યક્ત્વ સિવાય થઈ શકતાં નથી. આથી એમના પ્રતિપક્ષીનો સંભવ નથી. દર્શનોમાં કેવળદર્શન સમ્યક્ત્વ સિવાય થતું નથી. પરંતુ બાકીનાં ત્રણ દર્શનો સમ્યક્ત્વનો અભાવ હોય તો પણ થાય છે, છતાં એમનાં પ્રતિપક્ષી ત્રણ અદર્શન ન કહેવાનું કારણ એ છે કે દર્શન એ માત્ર સામાન્યનો

બોધ છે એથી સમ્યક્ત્વી અને મિથ્યાત્વીનાં દર્શનો વચ્ચે કાંઈ પણ ભેદ વ્યવહારમાં બતાવી શકાતો નથી.

પ્રશ્ન: દર્શનના ચાર ભેદનું સ્વરૂપ સમજાવો.

ઉત્તર: **ચક્ષુદર્શન:** જે સામાન્ય બોધ નેત્રજન્ય હોય તે ચક્ષુદર્શન છે.

**અચક્ષુદર્શન:** નેત્ર સિવાય બીજી કોઈ પણ ઇંદ્રિય અથવા મનથી થતો સામાન્ય બોધ તે અચક્ષુદર્શન છે.

**અવધિદર્શન:** અવધિલબ્ધિથી મૂર્ત પદાર્થોનો સામાન્ય બોધ તે અવધિદર્શન છે.

**કેવળદર્શન:** કેવળલબ્ધિથી થતો સામાન્ય પદાર્થોનો સામાન્ય બોધ તે કેવળદર્શન કહેવાય છે.

## જીવરાશિના વિભાગ

संसारिणो मुक्ताश्च ।१०।

(संसारिण:+मुक्ता:+च)

### શબ્દાર્થ

संसारिण:—સંસારીના मुक्ता:—મુક્તિના

**સૂત્રાર્થ:** સંસારી અને મુક્ત એવા બે વિભાગ છે (જીવરાશિના).

### વિશેષાર્થ-સમજૂતી

પ્રશ્ન: જીવના કેટલા ભેદો છે અને તે કયા કયા?

ઉત્તર: જીવના બે ભેદ છે: (૧) સંસારપર્યાયવાળા અને (૨) સંસારરૂપ પર્યાય વિનાના (મુક્તિના).

પ્રશ્ન: સંસાર શી વસ્તુ છે?

ઉત્તર: દ્રવ્યબંધ અને ભાવબંધ એ જ સંસાર છે. કર્મદળનો વિશિષ્ટ સંબંધ 'દ્રવ્યબંધ' છે અને રાગદ્વેષ આદિ વાસનાઓનો સંબંધ તે 'ભાવબંધ' છે.

**સંસારી જીવના ભેદ-પ્રભેદ**

समनस्काऽमनस्काः ।११।

संसारिणस्त्रसाःस्थावराः ।१२।

पृथिव्यऽम्बुवनस्पतयः स्थावराः ।१३।

तेजोवायू द्वीन्द्रियादयश्च त्रसाः ।१४।

(૧૧) (समनस्काः+अमनस्काः)

(૧૨) (संसारिण+त्रसाः+स्थावराः)

(૧૩) (पृथिवी+अम्बु+वनस्पतयः+स्थावराः)

(૧૪) (तेजः+वायू+द्वि+इन्द्रियादयः+च+त्रसाः)

**શબ્દાર્થ**

समनस्काः—મનસહિત
अमनस्काः—મનરહિત
संसारिणः—સંસારીના
त्रसाः—જે હાલેચાલે તે
स्थावराः—જે સ્થિર રહે તે
पृथिवी—પૃથ્વીકાય
अम्बु—જલકાય
वनस्पतयः—વનસ્પતિકાય
स्थावराः—સ્થાવર
तेजः—અગ્નિકાય
वायु—વાયુકાય

**સૂત્રાર્થ**: (૧૧) મનયુક્ત અને મનરહિત એવા સંસારી જીવ હોય છે.

(૧૨) તેવી જ રીતે ત્રસ અને સ્થાવર છે.

(૧૩) પૃથ્વીકાય, જલકાય અને વનસ્પતિકાય એ ત્રણ સ્થાવર છે.

(૧૪) તેજઃકાય, વાયુકાય અને દ્વિઇંદ્રિય આદિ ત્રસ છે.

**વિશેષાર્થ-સમજૂતી**

પ્રશ્ન:- સંસારી જીવના કેટલા વિભાગ છે અને તે કયા કયા?

ઉત્તર: સંસારી જીવના બે વિભાગ છે: (૧) મનવાળા અને મન વિનાના તેમજ તેના ત્રસ અને સ્થાવર બે વિભાગ છે.

પ્રશ્ન: મન કોને કહે છે?

ઉત્તર: જેનાથી વિચાર કરી શકાય એવી આત્માની શક્તિ તે મન છે. અને એ શક્તિ વડે વિચાર કરવામાં સહાય થનાર એક પ્રકારનાં સૂક્ષ્મ પરમાણુઓ પણ મન કહેવાય છે. પહેલું ભાવમન અને બીજું દ્રવ્યમન કહેવાય છે.

પ્રશ્ન: ત્રસત્વ અને સ્થાવરત્વનો અર્થ શો?

ઉત્તર: ઉદ્દેશપૂર્વક એક સ્થાનથી બીજા સ્થાન ઉપર જવાની અથવા હાલવાચાલવાની શક્તિએ ત્રસત્વ અને એવી શક્તિ ન હોવી તે સ્થાવરત્વ.

પ્રશ્ન: જે જીવ મનરહિત ગણાયા છે તેમને શું દ્રવ્ય કે ભાવ કોઈ પ્રકારનું મન હોતું નથી?

ઉત્તર: ફક્ત ભાવમન હોય છે.

પ્રશ્ન: ત્યારે તો બધા જ મનવાળા થયા. પછી મનવાળા અને મનરહિત એવા વિભાગ કઈ રીતે?

ઉત્તર: દ્રવ્યમનની અપેક્ષાએ. અર્થાત્ જેમ બહુ ઘરડો માણસ લાકડીના ટેકા સિવાય ચાલી શકતો નથી—એ રીતે ભાવમન હોવા છતાં પણ જીવ દ્રવ્યમન સિવાય સ્પષ્ટ વિચાર કરી શકતો નથી; એ કારણથી દ્રવ્યમનની પ્રધાનતા માની એના ભાવ અને અભાવની અપેક્ષાએ મનવાળા અને મનરહિત એવા બે વિભાગ કર્યા છે.

પ્રશ્ન: બીજો વિભાગ કરવાનો શું એવો તો અર્થ નથી કે બધા ત્રસ સમનસ્ક અને બધા સ્થાવર અમનસ્ક જ છે?

ઉત્તર: નહિ. ત્રસમાં પણ કેટલાક સમનસ્ક હોય છે, બધા નહિ; જ્યારે સ્થાવર તો બધા અમનસ્ક જ છે.

પ્રશ્ન: સ્થાવરના ભેદ કહો.

ઉત્તર: પૃથ્વીકાય, જલકાય અને વનસ્પતિકાય એવા ત્રણ ભેદ છે.

પ્રશ્ન: ત્રસના ભેદ કહો.

ઉત્તર: તેજ:કાય અને વાયુકાય એવા બે ભેદ તથા દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય અને પંચેન્દ્રિય એવા પણ ચાર ભેદો છે.

પ્રશ્ન: ત્રસ અને સ્થાવરનો અર્થ શો?

ઉત્તર: જેને ત્રસનામ કર્મનો ઉદય થયો હોય અર્થાત્ જે ત્રાસ પામવાથી ગતિ કરી શકે તે 'ત્રસ' છે અને જેને સ્થાવરનામ કર્મનો ઉદય થયો હોય અર્થાત્ ત્રાસ પામવા છતાં જે ગતિ ન જ કરી શકે તે સ્થાવર છે.

પ્રશ્ન: ત્રસનામ કર્મના ઉદયની અને સ્થાવરનામ કર્મના ઉદયની પિછાન શી રીતે થાય?

ઉત્તર: દુઃખને છોડી દેવાની અને સુખને મેળવવાની પ્રવૃત્તિ જ્યાં સ્પષ્ટ દેખાય ત્યાં ત્રસનામ કર્મનો ઉદય સમજવો અને જ્યાં એ ન દેખાય ત્યાં સ્થાવરનામ કર્મનો ઉદય સમજવો.

પ્રશ્ન: શું દ્વીંદ્રિયાદિક તેજ:કાયિક અને વાયુકાયિક જીવ પણ ઉપરની પ્રવૃત્તિ કરતા સ્પષ્ટ દેખાય છે કે જેનાથી તેમને ત્રસ મનાય?

ઉત્તર: નહિ.

પ્રશ્ન: તો પછી પૃથ્વીકાયિક આદિની માફક એમને સ્થાવર કેમ ન કહ્યા?

ઉત્તર: ઉક્ત લક્ષણ પ્રમાણે તે ખરી રીતે સ્થાવર જ છે. અહીં દ્વીંદ્રિયાદિની સાથે ફક્ત ગતિનું સાદૃશ્ય જોઈ એમને ત્રસ કહ્યા છે. ત્રસ બે પ્રકારના છે: 'લબ્ધિત્રસ' અને 'ગતિત્રસ'. જેમને ત્રસનામ કર્મનો ઉદય થયો છે તે 'લબ્ધિત્રસ' કહેવાય છે. એ જ મુખ્ય ત્રસ છે. જેમકે દ્વીંદ્રિયથી લઇને પંચેન્દ્રિય સુધીના જીવો સ્થાવરનામ કર્મનો ઉદય હોવા છતાં પણ ત્રસના સરખી ગતિ હોવાથી ત્રસ કહેવાય છે. તેજ:કાયિક અને વાયુકાયિક એ કેવળ ઉપચારથી જ ત્રસ કહેવાય છે.

હવે ઇન્દ્રિયોની સંખ્યા, એમના ભેદ-પ્રભેદ અને નામ કહે છે

पञ्चेन्द्रियाणि ।१५।

द्विविधानि ।१६।

निर्वृत्त्युपकरणे द्रव्येन्द्रियम् ।१७।

लब्ध्युपयोगौ भावेन्द्रियम् ।१८।

उपयोगः स्पर्शादिषु ।१९।

स्पर्शनरसनघ्राणचक्षुःश्रोत्राणि ।२०।

(૧૫) (पञ्च+इन्द्रियाणि)

(૧૬) (द्वि+विधानि)

(૧૭) (निर्वृत्ति+उपकरणे+द्रव्य+इन्द्रियम्)

(૧૮) (लब्धि+उपयोगौ+भाव+इन्द्रियम्)

(૧૯) (उपयोगः+स्पर्शादिषु)

(૨૦) (स्पर्शन+रसन+घ्राण+चक्षुः+श्रोत्राणि)

## શબ્દાર્થ

पञ्च—પાંચ

इन्द्रियाणि—ઇંદ્રિયો

द्वि—બે

विधानि—પ્રકારે

निर्वृत्ति—નિર્વૃત્તિ

उपकरणे—ઉપકરણરૂપ

द्रव्य—દ્રવ્ય

इंद्रियम्—ઇંદ્રિય

उपयोगः—ઉપયોગરૂપ

स्पर्शादिषु—સ્પર્શાદિ વિષયોમાં

स्पर्शन—સ્પર્શ (ત્વચા)

रसन—જીભ

घ्राण—નાક

चक्षुः—ચક્ષુ

श्रोत्राणि—કાન

**સૂત્રાર્થ:** (૧૫) ઇન્દ્રિયો પાંચ છે.

(૧૬) તે પ્રત્યેક બબ્બે પ્રકારની છે.

(૧૭) દ્રવ્યેન્દ્રિય નિર્વૃત્તિ અને ઉપકરણરૂપ છે.

(૧૮) ભાવેન્દ્રિય લબ્ધિ અને ઉપયોગરૂપ છે.

(૧૯) ઉપયોગ સ્પર્શાદિ વિષયોમાં થાય છે.

(૨૦) સ્પર્શન, રસન, ઘ્રાણ, ચક્ષુ અને શ્રોત્ર એ ઇન્દ્રિયોનાં નામ છે.

## વિશેષાર્થ-સમજૂતી

પ્રશ્ન: એકેન્દ્રિય, બે ઇન્દ્રિય આદિ પાંચ ઇન્દ્રિયોવાળા જીવો કેવા કહેવાય છે?

ઉત્તર: જેને એક ઇન્દ્રિય હોય તે એકેન્દ્રિય, બે ઇન્દ્રિય હોય તે દ્વીન્દ્રિય, આ રીતે ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય અને પંચેન્દ્રિય એવા પાંચ ઇન્દ્રિયોવાળા સંસારી જીવ કહેવાય છે.

પ્રશ્ન: ઇન્દ્રિય એટલે શું?

ઉત્તર: જેનાથી જ્ઞાનનો લાભ લઈ શકાય તે ઇન્દ્રિય છે.

પ્રશ્ન: શું પાંચથી અધિક ઇન્દ્રિયો નથી હોતી?

ઉત્તર: નહિ, જ્ઞાનેન્દ્રિયો પાંચ જ હોય છે; જો કે સાંખ્ય આદિ શાસ્ત્રોમાં વાક્, પાણિ, પાદ, પાયુ (ગુદા) અને ઉપસ્થ (લિંગ-જનનેન્દ્રિય)ને પણ ઇન્દ્રિયો કહી છે, પરંતુ તે કર્મેન્દ્રિયો છે. અહીં ફક્ત જ્ઞાનેન્દ્રિયોને જ બતાવી છે જે પાંચથી અધિક નથી.

પ્રશ્ન: જ્ઞાનેન્દ્રિય અને કર્મેન્દ્રિય સમજાવો.

ઉત્તર: જેનાથી મુખ્યતયા જીવનયાત્રાને ઉપયોગી જ્ઞાન થઈ શકે તે જ્ઞાનેન્દ્રિય અને જેનાથી જીવનયાત્રાને ઉપયોગી આહાર, વિહાર, નિહાર આદિ ક્રિયાઓ થઈ શકે તે કર્મેન્દ્રિય છે.

પ્રશ્ન: દ્રવ્યેન્દ્રિય અને ભાવેન્દ્રિય શું તે સમજાવો.

ઉત્તર: પુદ્ગલમય જડ ઇંદ્રિય દ્રવ્યેંદ્રિય અને આત્મિક પરિણામરૂપ ઇંદ્રિય તે ભાવેંદ્રિય છે.

પ્રશ્ન: દ્રવ્યેન્દ્રિય કેટલા પ્રકારની છે?

ઉત્તર: તે નિર્વૃત્તિ અને ઉપકરણરૂપથી બે પ્રકારની છે.

પ્રશ્ન: નિર્વૃત્તિ ઇન્દ્રિય એટલે શું?

ઉત્તર: શરીર ઉપર દેખાતી ઇન્દ્રિયોની આકૃતિઓ જે પુદ્ગલ સ્કંધોની વિશિષ્ટ રચનાઓ છે તે નિર્વૃત્તિ ઇન્દ્રિય છે.

પ્રશ્ન: ઉપકરણેન્દ્રિય એટલે શું?

ઉત્તર: નિર્વૃત્તિ-ઇન્દ્રિયની બહાર અને અંદરની પૌદ્ગલિક શક્તિ કે જેના વિના નિર્વૃત્તિ-ઇન્દ્રિય જ્ઞાન પેદા કરવાને અસમર્થ છે તે ઉપકરણેન્દ્રિય છે.

પ્રશ્ન: ભાવેન્દ્રિય કેટલા પ્રકારની છે?

ઉત્તર: તે બે પ્રકારની છે: (૧) લબ્ધિ અને (૨) ઉપયોગ.

પ્રશ્ન: લબ્ધિ એટલે શું?

ઉત્તર: મતિજ્ઞાનાવરણીય કર્મ આદિનો ક્ષયોપશમ જે એક પ્રકારનું આત્મિક પરિણામ છે, તે લબ્ધિ-ઇન્દ્રિય છે.

પ્રશ્ન: ઉપયોગ-ઇન્દ્રિય કોને કહેવી?

ઉત્તર: લબ્ધિ, નિર્વૃત્તિ અને ઉપકરણ એ ત્રણેના મળવાથી જે રૂપ આદિ વિષયોનો સામાન્ય અને વિશેષ બોધ થાય છે તે ઉપયોગ-ઇન્દ્રિય છે. ઉપયોગ-ઇન્દ્રિય મતિજ્ઞાન તથા ચક્ષુ, અચક્ષુ-દર્શન આદિરૂપ છે.

પ્રશ્ન: મતિજ્ઞાનરૂપ ઉપયોગ કોને જાણી શકે?

ઉત્તર: મતિજ્ઞાનરૂપ ઉપયોગને ભાવેન્દ્રિય કહેલ છે. તે અરૂપી, અમૂર્ત પદાર્થને જાણી શકતો નથી. રૂપી પદાર્થોને જાણે છે ખરો, પરંતુ તેના બધા ગુણપર્યાયને જાણી શકતો નથી. ફક્ત સ્પર્શ, રસ, ગંધ, રૂપ અને શબ્દપર્યાયોને જ જાણી શકે છે.

પ્રશ્ન: પ્રત્યેક ઇન્દ્રિયના દ્રવ્ય તથા ભાવરૂપથી બબ્બે અને દ્રવ્ય તથા ભાવના પણ અનુક્રમે નિર્વૃત્તિ અને ઉપકરણરૂપ તથા લબ્ધિ અને ઉપયોગરૂપ બે બે ભેદ બતાવ્યા છે; તો હવે એ કહો કે એમનો પ્રાપ્તિક્રમ કેવો છે?

ઉત્તર: લબ્ધિ-ઇન્દ્રિય હોય ત્યારે જ નિર્વૃત્તિનો સંભવ છે. નિર્વૃત્તિ સિવાય ઉપકરણેન્દ્રિય હોતી નથી. અર્થાત્, લબ્ધિ પ્રાપ્ત થયે છતે જ નિર્વૃત્તિ, ઉપકરણ અને ઉપયોગ હોઈ શકે છે. એ જ રીતે નિર્વૃત્તિ પ્રાપ્ત થયે છતે જ ઉપકરણ અને ઉપયોગ તથા ઉપકરણ પ્રાપ્ત થયે છતે જ ઉપયોગનો સંભવ છે. સારાંશ એ છે કે પૂર્વ પૂર્વ ઇન્દ્રિયો પ્રાપ્ત થયે છતે જ ઉત્તર ઉત્તર ઇન્દ્રિયો પ્રાપ્ત થવાનો સંભવ છે; પરંતુ એવો નિયમ નથી કે ઉત્તર ઉત્તર ઇન્દ્રિયોની પ્રાપ્તિ થયે છતે જ પૂર્વ પૂર્વ ઇન્દ્રિયો પ્રાપ્ત થાય.

પ્રશ્ન: પાંચ ઇન્દ્રિયોનાં નામ કહો.

ઉત્તર: સ્પર્શેન્દ્રિય–ત્વચા, રસનેન્દ્રિય–જીભ, ઘ્રાણેન્દ્રિય–નાક, ચક્ષુરિન્દ્રિય–આંખ અને શ્રોત્રેન્દ્રિય–કાન.

પ્રશ્ન: આ પાંચે ઇન્દ્રિયો કેટલા પ્રકારની છે?

ઉત્તર: તે લબ્ધિ, નિર્વૃત્તિ, ઉપકરણ અને ઉપયોગરૂપ ચાર ચાર પ્રકારની છે.

પ્રશ્ન: પૂર્ણ અને અપૂર્ણ ઇન્દ્રિય ક્યારે કહેવાય?

ઉત્તર: આ ચાર ચાર પ્રકારની સમષ્ટિ એ-જ સ્પર્શનાદિ એક એક પૂર્ણ ઇન્દ્રિય છે. એ સમષ્ટિમાં જેટલી ન્યૂનતા તેટલી જ ઇન્દ્રિયની અપૂર્ણતા.

પ્રશ્ન: ઉપયોગ તો જ્ઞાનવિશેષ છે અને તે ઇન્દ્રિયોનું ફળ છે. એને ઇન્દ્રિય કેવી રીતે કહી?

ઉત્તર: જો કે વાસ્તવિક રીતે ઉપયોગ એ લબ્ધિ, નિર્વૃત્તિ અને ઉપકરણ એ ત્રણની સમષ્ટિનું કાર્ય છે, પરંતુ અહીં ઉપચારથી અર્થાત્ કાર્યનો કારણમાં આરોપ કરી એને પણ ઇન્દ્રિય કહી છે.

**ઇન્દ્રિયોનાં જ્ઞેયો–વિષયો કહે છે.**

**स्पर्शरसगन्धवर्णशब्दास्तेषामर्थाः ।२१।**

**श्रुतमनिन्द्रियस्य ।२२।**

(૨૧) (स्पर्श+रस+गन्ध+वर्ण+शब्दाः+तेषाम्+अर्थाः)

(૨૨) (श्रुतम्+अनिन्द्रियस्य)

## શબ્દાર્થ

स्पर्श—અડકવું
रस—સ્વાદ આવવો
गन्ध—વાસ આવવી
वर्ण—રૂપ
शब्दाः—શબ્દો
तेषाम्—તેઓના
अर्थाः—અર્થ-જ્ઞેય
श्रुतम्—શ્રુતજ્ઞાન
अनिन्द्रियम्—મનનો વિષય છે.

**સૂત્રાર્થ:** (૨૧) સ્પર્શ, રસ, ગંધ, વર્ણ (રૂપ) અને શબ્દ એ પાંચ રૂપથી એમના અર્થાત્ પૂર્વોક્ત પાંચ ઇન્દ્રિયોના અર્થ-જ્ઞેય છે.

(૨૨) અનિન્દ્રિય-મનનો વિષય શ્રુત છે.

## વિશેષાર્થ-સમજૂતી

પ્રશ્ન: મૂર્ત પદાર્થ કોને કહેવાય?

ઉત્તર: જેમાં વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ આદિ હોય તે મૂર્ત છે.

પ્રશ્ન: ઇન્દ્રિયોથી કયા કયા પદાર્થો જણાય છે અને કયા નહિ?

ઉત્તર: ઇન્દ્રિયોથી મૂર્ત પદાર્થ જાણી શકાય છે, અમૂર્ત નહિ.

પ્રશ્ન: પાંચ ઇન્દ્રિયોના પાંચ વિષયો કેવા સમજવા?

ઉત્તર: પાંચ ઇન્દ્રિયોના જે પાંચ વિષયો બતાવ્યા છે તે સ્વતંત્ર અલગ અલગ વસ્તુ ન સમજતાં એક જ મૂર્ત-પૌદ્ગલિક દ્રવ્યના અંશ સમજવા જોઈએ.

પ્રશ્ન: તે દાખલો આપી સમજાવો.

ઉત્તર: એક લાડુનું દૃષ્ટાંત લો. તેને ભિન્નભિન્ન પ્રકારે પાંચ ઇન્દ્રિયો જાણી શકે છે. આંગળી સ્પર્શ કરી તેનો શીત, ઉષ્ણાદિ સ્પર્શ બતાવી શકે છે, જીભ ચાખીને તેનો ખાટો, મીઠો આદિ રસ બતાવે છે. નાક સૂંઘીને એની સુગંધ અથવા દુર્ગંધ બતાવી શકે છે. આંખ જોઈને એનો લાલ, સફેદ આદિ રંગ બતાવે છે. એમ પણ

નથી કે એક જ લાડુમાં સ્પર્શ, રસ, ગંધ આદિ ઉક્ત પાંચ વિષયો-નું સ્થાન અલગ અલગ હોય, કિન્તુ તે બધા એના બધા ભાગોમાં એકસાથે રહે છે, કેમકે તે બધા એક જ દ્રવ્યના અવિભાજ્ય પર્યાય છે. એગનો વિભાગ ફક્ત બુદ્ધિ દ્વારા કરી શકાય છે જે ઇન્દ્રિયો-થી થાય છે. ઇન્દ્રિયોની શક્તિ જુદીજુદી છે; તે ગમેતેટલી પટુ હોય તોપણ પોતાના ગ્રાહ્ય વિષય સિવાય અન્ય વિષયોને જાણવામાં સમર્થ થતી નથી. આ કારણથી પાંચ ઇન્દ્રિયોના પાંચે વિષય અસંકીર્ણ–પૃથક્ પૃથક્ છે.

પ્રશ્ન: સ્પર્શ આદિ પાંચ વિષયો સહચરિત છે તો પછી કોઈ વસ્તુમાં એ પાંચેની ઉપલબ્ધિ કેમ દેખાતી નથી? દાખલા તરીકે સૂર્ય આદિ પ્રભાનું રૂપ માલૂમ પડે છે, પરંતુ સ્પર્શ, રસ, ગંધ આદિ કેમ નહિ? તેવી જ રીતે પુષ્પાદિથી અમિશ્રિત વાયુનો સ્પર્શ માલૂમ પડતો હોવા છતાં પણ રસ ગંધ આદિ માલૂમ પડતાં કેમ નથી?

ઉત્તર: પ્રત્યેક ભૌતિક દ્રવ્યમાં સ્પર્શ આદિ ઉપરના બધા પર્યાયો હોય છે, પરંતુ પર્યાય ઉત્કટ હોય તો તે ઇન્દ્રિયગ્રાહ્ય થાય છે, તે વિના થતો નથી. ટૂંકાણમાં આ બધાનો આધાર મુખ્ય તથા ઇન્દ્રિય-ની પટુતાના તરતમ ભાવ ઉપર નિર્ભર છે.

પ્રશ્ન: મન સંબંધી હકીકત જણાવો.

ઉત્તર: મન એ જ્ઞાનનું સાધન છે; પરંતુ બીજી ઇંદ્રિયોની માફક તે બાહ્ય સાધન નથી પણ આંતરિક સાધન છે. એથી તેને અંતઃકરણ પણ કહે છે. મનનો વિષય બાહ્ય ઇન્દ્રિયોની માફક પરિચિત નથી. વળી ઇંદ્રિયો મૂર્ત પદાર્થને ગ્રહણ કરે છે જ્યારે મન મૂર્ત અને અમૂર્ત બધા પદાર્થોનું અનેક રૂપો સાથે ગ્રહણ કરે છે.

પ્રશ્ન: મનના વિષયને શ્રુત કહો તો પછી મનથી મતિજ્ઞાન ન થાય?

ઉત્તર: થાય; પરંતુ મનની દ્વારા પહેલવહેલું જે સામાન્ય રૂપે વસ્તુનું ગ્રહણ થાય છે તે મતિજ્ઞાન છે અને એની પછી થનારી ઉક્ત-વિશેષતાવાળી વિચારધારા તે શ્રુતજ્ઞાન છે. તાત્પર્યમાં કહેવાનું કે મનોજન્ય જ્ઞાનવ્યાપારની ધારામાં પ્રાથમિક અલ્પ અંશ મતિજ્ઞાન છે અને પછીનો અધિક અંશ શ્રુતજ્ઞાન છે. પાંચ ઇન્દ્રિયોથી ફક્ત મતિજ્ઞાન થાય છે જ્યારે મનથી મતિ અને શ્રુત બન્ને થાય છે. એમાં પણ મતિ કરતાં શ્રુત જ પ્રધાન છે. એથી અહીં મનનો વિષય શ્રુત કહ્યો છે.

પ્રશ્ન: મનને અનિન્દ્રિય કેમ કહ્યું?

ઉત્તર: તે પણ જ્ઞાનનું સાધન હોવાથી ઇન્દ્રિય છે પરંતુ રૂપ આદિ વિષયોમાં પ્રવૃત્ત થવા માટે તેને નેત્ર આદિ ઇન્દ્રિયોનો આશ્રય લેવો પડે છે. આ પરાધીનતાના કારણે એને અનિન્દ્રિય અથવા નોઇન્દ્રિય–ઇષદ્ ઇન્દ્રિય જેવું કહ્યું છે.

પ્રશ્ન: મનનું સ્થાન કયું છે?

ઉત્તર: તે શરીરની અંદર સર્વત્ર વર્તમાન છે. તે કોઇ નેત્ર આદિની માફક શરીરના કોઇ ખાસ સ્થાનમાં રહેતું નથી. આથી જ કહ્યું છે કે, यत्र पवनस्तत्र मनः આથી તેને આખા દેહમાં માની શકાય છે.

## ઇન્દ્રિયોના સ્વામી

**वाय्वन्तानामेकम् ।२३।**

**कृमिपिपीलिकाभ्रमरमनुष्यादीनामेकैकवृद्धानि ।२४।**

**संज्ञिनः समनस्काः ।२५।**

(२३) (वायु+अन्तानाम्+एकम्)
(२४) (कृमि,पिपीलिका+भ्रमर+मनुष्यादीनाम्+एकैक+वृद्धानि)
(२५) (संज्ञिनः+समनस्काः)

## શબ્દાર્થ

| | |
|---|---|
| वायु—વાયુકાય | अन्तानाम्—સુધીના જીવોને |
| एकम्—એકેન્દ્રિય | कृमि—કરમીઆં |
| पिपीलिका—કીડી | भ्रमर—ભ્રમર-ભમરો |
| मनुष्यादि—મનુષ્ય વગેરે | एकैक—એકએક |
| वृद्धानि—અધિક | संज्ञिनः—સંજ્ઞી (મનવાળાં) |

समनस्काः—મન સહિત હોય તે

**સૂત્રાર્થ:** (૨૩) વાયુકાય સુધીના જીવોને એક ઇન્દ્રિય હોય છે.

(૨૪) કૃમિ, કરમીઆં, પિપીલિકા-કીડીઓ, ભ્રમર અને મનુષ્ય વગેરેને ક્રમેક્રમે એકએક ઇન્દ્રિય અધિક હોય છે.

(૨૫) સંજ્ઞી મનવાળાં હોય છે.

## વિશેષાર્થ-સમજૂતી

પ્રશ્ન: નવ નિકાય કહો.

ઉત્તર: પૃથ્વીકાય, જલકાય, વનસ્પતિકાય, તેજ:કાય અને વાયુકાય એ પાંચ તથા ચાર દ્વીંદ્રિયાદિ ચાર મળી નવ નિકાય છે, તેમાં વાયુકાય સુધીના પાંચ નિકાયોને ફક્ત એક ઇન્દ્રિય હોય છે અને તે પણ સ્પર્શન ઇન્દ્રિય.

પ્રશ્ન: બે ઇન્દ્રિય, ત્રીંદ્રિય આદિ જીવો કયા કયા છે તે વિગતથી સમજાવો.

ઉત્તર: કૃમિ આદિ જીવોને બે ઇન્દ્રિય હોય છે: એક સ્પર્શન અને બીજી રસન. કીડી, કંથવા, માંકડ આદિને ઉક્ત બે અને ઘ્રાણ એ ત્રણ ઇન્દ્રિયો હોય છે. ભમરા, માખી, વીંછી, મચ્છર આદિને ઉક્ત ત્રણ તથા આંખ એ ચાર ઇન્દ્રિયો હોય છે. મનુષ્ય, પશુ, પક્ષી, દેવ તથા નારકને ઉપરની ચાર અને કાન મળી પાંચ ઇન્દ્રિયો હોય છે.

પ્રશ્ન: આ સંખ્યા દ્રવ્યેન્દ્રિય, ભાવેન્દ્રિય કે ઉભયની સમજવી?

ઉત્તર: ઉપરની સંખ્યા ફક્ત દ્રવ્યઇન્દ્રિયની સમજવી જોઇએ. કેટલાકમાં દ્રવ્યઇન્દ્રિય ઓછી હોવા છતાં ભાવઇન્દ્રિયો તો પાંચે હોય છે.

પ્રશ્ન: તો પછી કૃમિ આદિ જંતુઓ ભાવઇન્દ્રિયના બળથી જોઈ અથવા સાંભળી શકે?

ઉત્તર: નહિ; કેવળ ભાવઇન્દ્રિય કામ કરવામાં સમર્થ નથી, એને કામ કરવામાં દ્રવ્યઇન્દ્રિયની મદદની જરૂર છે. કૃમિ, કીડી આદિ જંતુઓને નેત્ર તથા કાન રૂપ દ્રવ્યઇન્દ્રિય ન હોવાથી જોવા કે સાંભળવાના કામમાં અસમર્થ છે તો યે તેઓ પોતપોતાની જીવનયાત્રાનો તો દ્રવ્યઇન્દ્રિયની પટુતાના બળથી નિર્વાહ કરી શકે છે.

પ્રશ્ન: મન કયા જીવોને હોય છે?

ઉત્તર: પૃથ્વીકાયથી ચતુરિન્દ્રિય સુધીના આઠ નિકાયોને તો મન હોતું જ નથી. પંચેન્દ્રિયને મન હોય છે, પરંતુ બધાંને નહિ. પંચેન્દ્રિયના ચાર વર્ગો છે. દેવ, નારક, તિર્યંચ અને મનુષ્ય. આમાંથી પહેલા બે વર્ગોમાં તો બધાંને મન હોય છે અને પાછળના બે વર્ગોમાં તો ફક્ત જેઓ ગર્ભોત્પન્ન હોય તેઓને જ હોય છે. સંમૂર્છિમને હોતું નથી. એકંદર જોતાં પંચેન્દ્રિયમાં દેવ, નારક અને ગર્ભજ મનુષ્ય તથા ગર્ભજ તિર્યંચોને જ મન હોય છે.

પશ્ન: અમુકને મન છે અને અમુકને નથી તે જાણવું શી રીતે?

ઉત્તર: 'સંજ્ઞા' હોય અથવા ના હોય તે ઉપરથી જાણી શકાય છે.

પ્રશ્ન: 'સંજ્ઞા' તો વૃત્તિને કહે છે અને વૃત્તિ તો ન્યૂનાધિકપણે બધામાં જ દેખાય છે, તો પછી કૃમિ, કીડી આદિ જંતુઓમાં મન છે એમ કેમ કહી શકાય?

ઉત્તર: અહીં 'સંજ્ઞા'નો અર્થ સાધારણ વૃત્તિ નથી, પરંતુ વિશિષ્ટ વૃત્તિ એવો છે.

પ્રશ્ન: વિશિષ્ટ વૃત્તિ એટલે શું?

ઉત્તર: વિશિષ્ટ વૃત્તિ એટલે ગુણદોષની વિચારણા; જેનાથી હિતની પ્રાપ્તિ અને અહિતનો પરિહાર થઈ શકે છે.

પ્રશ્ન: આ વિશિષ્ટ વૃત્તિને શાસ્ત્રમાં શું કહે છે?

ઉત્તર: તેને સંપ્રધારણ સંજ્ઞા કહે છે, અને એ સંજ્ઞા એ જ મનનું કાર્ય છે.

પ્રશ્ન: શું કૃમિ, કીડી આદિ જીવો ઇષ્ટની પ્રાપ્તિ અને અનિષ્ટનો ત્યાગ કરવા પ્રયત્ન નથી કરતાં?

ઉત્તર: કરે છે.

પ્રશ્ન: તો પછી તેમનામાં સંપ્રધારણ સંજ્ઞા અને મન કેમ નથી માન્યું!

ઉત્તર: કૃમિ આદિમાં પણ સૂક્ષ્મ મન હોય છે તેથી તેઓ ઇષ્ટ તરફ પ્રવૃત્તિ અને અનિષ્ટમાંથી નિવૃત્તિ કરે છે; પરંતુ આ તેમનું કાર્ય માત્ર દેહયાત્રાને જ ઉપયોગી છે તેથી અધિક નથી. અત્રે તો પુષ્ટ મનની વિવક્ષા છે જેનાથી પૂર્વજન્મનું સ્મરણ સુદ્ધાં થઈ શકે, અને એટલી વિચારની યોગ્યતા હોય તો જ સંપ્રધારણ સંજ્ઞા કહેવાય. અને આ મનવાળા દેવ, નારક, ગર્ભજ, મનુષ્ય અને તિર્યંચ જ હોય છે તેથી તેમને સમનસ્ક કહેલા છે.

## અંતરાલ સંબંધી વિશેષ માહિતી માટે યોગ વગેરે પાંચ બાબતોનું વર્ણન

विग्रहगतौ कर्मयोगः ।२६।

अनुश्रेणि गतिः ।२७।

अविग्रहा जीवस्य ।२८।

विग्रहवती च संसारिणः प्राक् चतुर्भ्यः ।२९।

एकसमयोऽविग्रहः ।३०।

एकं द्वौ वाऽनाहारकः ।३१।

(२६) (विग्रहगतौ+कर्मयोगः)

(२७) (अनुश्रेणि+गतिः)

(२८) (अविग्रहा+जीवस्य)

(२९) (विग्रहवती+च+संसारिणः+प्राक्+चतुर्भ्यः)

(३०) (एक+समयः+अविग्रहः)

(३१) (एकम्+द्वौ+वा+अनाहारकः)

## શબ્દાર્થ

विग्रहगतौ—વિગ્રહ ગતિમાં
कर्मयोगः—કર્મયોગ
अनु—પ્રમાણે
श्रेणि—સરળ રેખા
गतिः—ગતિ
अविग्रह—વિગ્રહરહિત
जीवस्य—જીવની
विग्रहवती—વિગ્રહવાળી
संसारिणः—સંસારીઓની
प्राक्—પહેલાં
चतुर्भ्यः—ચારથી
एकसमय—એક સમય
अविग्रह—વિગ્રહ વિનાની
एकं—એક
द्वौ—બે
वा—અથવા
अनाहारकः—અનાહારક (આહાર વિનાનો)

**સૂત્રાર્થ:** (૨૬) વિગ્રહ ગતિમાં કર્મયોગ-કાર્મણ યોગ જ હોય છે.

(૨૭) ગતિ, શ્રેણિ-સરળ રેખા પ્રમાણે થાય છે.

(૨૮) જીવની-મોક્ષમાં જતા આત્માની-ગતિ વિગ્રહ રહિત જ હોય છે.

(૨૯) સંસારી આત્માની ગતિ અવિગ્રહ અને સવિગ્રહ હોય છે. વિગ્રહ ચારથી પહેલાં સુધી અર્થાત્ ત્રણ સુધી હોઈ શકે છે.

(૩૦) એક વિગ્રહ એક જ સમયનો હોય છે.

(૩૧) એક અથવા બે સમય સુધી જીવ અનાહારક રહે છે.

## વિશેષાર્થ–સમજૂતી

પ્રશ્ન: પૂર્વજન્મ માનનાર દર્શનો માટે અંતરાલ ગતિ સંબંધી કેટલા પ્રશ્નો વિચારવાના રહે છે અને તે કયા કયા?

ઉત્તર: તે માટે પાંચ પ્રશ્નો વિચારવાના રહે છે:

(૧) જન્માંતર માટે અથવા મોક્ષ માટે જ્યારે જીવ ગતિ કરે છે ત્યારે અર્થાત્ અંતરાલ ગતિના સમયે સ્થૂલ શરીર ન હોવાથી જીવ કેવી રીતે પ્રયત્ન કરે છે?

(૨) ગતિશીલ પદાર્થ ગતિ કરે છે તે કયા નિયમથી?

(૩) ગતિ-ક્રિયાના કેટલા પ્રકાર છે અને તે કયા કયા? જીવ કઈ કઈ ગતિ-ક્રિયાના અધિકારી છે?

(૪) અંતરાલ ગતિનું જઘન્ય અથવા ઉત્કૃષ્ટ કાલમાન કેટલું છે? તે કાલમાન કયા નિયમ ઉપર અવલંબિત છે?

(૫) અંતરાલ ગતિના સમયે જીવ આહાર ગ્રહણ કરે છે કે નહિ? અને જો નથી કરતો તો જઘન્ય અથવા ઉત્કૃષ્ટ કેટલા સમય સુધી અને અનાહારક સ્થિતિનું કાલમાન કયા નિયમ ઉપર અવલંબિત છે?

**યોગ**

પ્રશ્ન: જૈન દૃષ્ટિએ ક્રમશ: આ બાબત કેવી રીતે છે તે સમજાવો.

ઉત્તર: અંતરાલ ગતિ બે પ્રકારની છે: ઋજુ અને વક્ર. ઋજુ ગતિથી સ્થાનાંતરે જતા જીવને નવો પ્રયત્ન કરવો પડતો નથી, કેમકે જ્યારે તે પૂર્વ શરીર છોડે છે ત્યારે તેને તે પૂર્વ શરીરજન્ય વેગ મળે છે. તેનાથી તે બીજા પ્રયત્ન સિવાય જ ધનુષ્યથી છૂટેલા બાણની માફક સિધો જ નવા સ્થાન પર પહોંચી જાય છે. બીજી ગતિ વક્ર–વાંકી હોય છે. આ ગતિથી જનાર જીવને નવો પ્રયત્ન કરવો પડે છે, કેમકે પૂર્વ શરીરજન્ય પ્રયત્ન જીવને જ્યાંથી વળવું પડે છે ત્યાં સુધી જ કામ કરે છે. વળવાનું સ્થાન આવતાં જ પૂર્વ દેહજનિત પ્રયત્ન મંદ પડે છે; માટે ત્યાંથી સૂક્ષ્મ શરીર કે જે

જીવની સાથે એ સમયે પણ હોય છે તેનાથી પ્રયત્ન થાય છે. એ સૂક્ષ્મ શરીરજન્ય પ્રયત્ન જ કાર્મણયોગ કહેવાય છે. એ આશયથી સૂત્રમાં કહ્યું છે કે વિગ્રહ ગતિમાં કાર્મણયોગ જ છે.

**ગતિનો નિયમ :** ગતિશીલ પદાર્થ બે જ પ્રકારના છે: જીવ અને પુદ્ગલ. એ બન્નેમાં ગતિ-ક્રિયાની શક્તિ છે, તેથી તેઓ નિમિત્ત મળતાં ગતિ-ક્રિયામાં પરિણત થઈ ગતિ કરવા લાગે છે. ગતિના સંબંધમાં લખવાનું કે ગતિશીલ પદાર્થોની પ્રતિઘાતક—અટકાયત કરનાર નિમિત્ત ન હોય ત્યારે પૂર્વ સ્થાનથી પ્રયાણ સરળ રેખાથી થાય છે અને પ્રતિઘાતક—અટકાયત કરનાર નિમિત્ત હોય ત્યારે વક્ર રેખાથી થાય છે.

**ગતિના પ્રકાર:** ગતિ ઋજુ અને વક્ર (વાંકી) બે પ્રકારની છે. ઋજુ ગતિ એ છે કે જેમાં પૂર્વ સ્થાનથી નવા સ્થાન તરફ જતાં સરળ રેખાનો ભંગ ન થાય અર્થાત્ એક પણ વાંક લેવો પડે નહિ. વક્ર ગતિ એ છે કે જેમાં પૂર્વ સ્થાનથી નવા સ્થાન સુધી જતાં સરળ રેખાનો ભંગ થાય. અર્થાત્ ઓછામાં ઓછો એક વાંક તો અવશ્ય લેવો પડે. જીવો સંસારી અને મોક્ષના—બે પ્રકારના છે. જેઓ મોક્ષે જનારા છે, તેઓ નિયત સ્થાન પર ઋજુ ગતિથી જાય છે, પરંતુ સંસારી જીવના ઉત્પત્તિ સ્થાન માટે કોઈ નિયમ નથી. તેને ક્યારે સરળ રેખામાં પણ જવાનું હોય છે તેમ ક્યારે વક્ર રેખામાં પણ જવાનું હોય છે, તેનો આધાર તેના પૂર્વ કર્મ ઉપર છે. ઋજુ ગતિનું બીજું નામ ઇષુ ગતિ છે, કેમકે તે ધનુષ્યના વેગથી પ્રેરાયલા બાણની ગતિની માફક પૂર્વ શરીરજનિત વેગથી માત્ર સીધી હોય છે.

વક્ર ગતિનાં પાણિમુક્તા, લાંગલિકા, અને ગોમૂત્રિકા એવાં ત્રણ નામ છે. જેમાંથી એક વાર સરળ રેખાનો ભંગ થાય તે પાણિમુક્તા, જેમાં બે વાર થાય તે લાંગલિકા અને જેમાં ત્રણ વાર થાય તે ગોમૂત્રિકા કહેવાય છે. જીવને અધિકમાં અધિક ત્રણ વાંક જ લેવાના

હોય છે. બાકી વક્ર ગતિમાં વાંકની સંખ્યાનો કોઈ પણ નિયમ નથી.

**ગતિનું કાલમાન:** અંતરાલ ગતિનું કાલમાન જઘન્યથી એક સમયનું અને ઉત્કૃષ્ટ ચાર સમયનું હોય છે. જ્યારે ઋજુ ગતિ હોય ત્યારે એક જ સમય, જ્યારે વક્ર ગતિ હોય ત્યારે બે, ત્રણ અથવા ચાર સમય સમજવા. જે વક્ર ગતિમાં એક વાંક હોય એનું કાલમાન બે સમયનું, જેમાં બે હોય તેનું કાલમાન ત્રણ સમયનું અને જેમાં ત્રણ હોય તેનું કાલમાન ચાર સમયનું સમજવું. અહીં એ સમજવાનું છે કે ઋજુ ગતિથી જન્માન્તર કરતા જીવને પૂર્વ શરીર ત્યાગતી વેળાએ જ નવીન આયુષ્ય અને ગતિ-કર્મનો ઉદય થઈ જાય છે. અને વક્ર ગતિવાળા જીવને પૂર્વ આયુષ્ય પૂર્ણ થાય કે તરત જ નવીન આયુ, ગતિ અને આનુપૂર્વી નામ કર્મનો યથા સંભવ ઉદય થઈ જાય છે, કારણ કે પ્રથમ વક્ર સ્થાન સુધી જ પૂર્વભવીય આયુ (આયુષ્ય) વગેરે ઉદય રહે છે.

**અનાહારનું કાલમાન:** મુચ્યમાન એટલે મોક્ષે જનાર જીવને માટે અંતરાલ ગતિમાં આહારનો પ્રશ્ન જ નથી; કેમકે તે સૂક્ષ્મ સ્થૂલ બધાં શરીરોથી રહિત છે. પરંતુ એ પ્રશ્ન સંસારી જીવ માટે છે. આ બાબતનો સારાંશ એ છે કે ઋજુ ગતિમાં અને એક વિગ્રહ ગતિમાં આહારક દશા જ રહે છે અને દ્વિવિગ્રહમાં તથા ત્રિવિગ્રહ ગતિમાં પ્રથમ અને ચરમ બે સમયોને છોડીને અનુક્રમે મધ્યવર્તી એક તથા બે સમય પર્યંત અનાહારક દશા રહે છે. કોઈ કોઈ સ્થળે ત્રણ સમય પણ અનાહારક દશા માનવામાં આવે છે. તે પાંચ સમયની, ચાર વિગ્રહવાળી ગતિના સંભવની અપેક્ષાએ સમજવું.

પ્રશ્ન: અંતરાલ ગતિમાં શરીરપોષક આહારરૂપે સ્થૂલ પુદ્ગલોના ગ્રહણનો અભાવ તો સમજાયો, પરંતુ એ સમયે કર્મ-પુદ્ગલનું ગ્રહણ કરાય છે કે નહિ?

ઉત્તર: કરાય છે.

પ્રશ્ન: તે કેવી રીતે કરાય છે?

ઉત્તર: અંતરાલ ગતિમાં પણ સંસારી જીવોને કાર્મણ શરીર અવશ્ય હોય છે. એથી એ શરીરજન્ય—આત્મપ્રદેશનું કંપન, જેને કાર્મણ યોગ કહે છે તે પણ અવશ્ય હોય છે જ. જ્યારે યોગ હોય છે ત્યારે કર્મ-પુદ્ગલનું ગ્રહણ પણ અનિવાર્ય હોય છે; કેમકે યોગ જ કર્મ-વર્ગણાના આકર્ષણનું કારણ છે. જેમ પાણીની વૃષ્ટિના સમયે ફેંકેલું સંતપ્ત બાણ જલકણોનું ગ્રહણ કરે છે અને તેમને શોષતું ચાલ્યું જાય છે, તેવી જ રીતે અંતરાલ ગતિના સમયે કાર્મણ યોગથી ચંચળ જીવ પણ કર્મવર્ગણાઓનું ગ્રહણ કરે છે અને એમને પોતાની સાથે મેળવી લઈને સ્થાનાંતર કરે છે.

**જન્મ અને યોનિના ભેદ તથા એમના સ્વામી**

संमूर्छनगर्भोपपाता जन्म ।३२।

सचित्तशीतसंवृताः सेतरा मिश्राश्चैकशस्तद्योनयः ।३३।

जराय्वण्डपोतजानां गर्भः ।३४।

नारकदेवानामुपपातः ।३५।

शेषाणां संमूर्छनम् ।३६।

(३२) (संमूर्छन+गर्भ+उपपाताः+जन्म)

(३३) (सचित्त+शीत+संवृताः+सेतराः+मिश्राः+च+एकैकशः+तत्+योनयः)

(३४) (जरायु+अण्ड+पोतजानाम्+गर्भः)

(३५) (नारक+देवानाम्+उपपातः)

(३६) (शेषाणाम्+संमूर्छनम् )

**શબ્દાર્થ**

संमूर्छन—સંમૂર્છિમ

गर्भ—ગર્ભપણે ઉત્પન્ન થયેલ

उपपाताः—ઉપપાત

जन्म —જન્મ

सचित्त—સચિત્ત (જીવવાળી)

शीत—શીત

| | |
|---|---|
| संवृता—ઢંકાયલી | सेतरा—પ્રતિપક્ષી |
| मिश्रा—મિશ્ર | एकशः—એક રીતે |
| तत्—તે | योनयः—યોનિઓ |
| जरायु—જરાયુ | अण्ड—ઈંડાં |
| पोतजानाम्—પોતજ પ્રાણીઓ | नारक—નારકી |
| देवानाम्—દેવોની | उपपातः—ઉપપાત |
| शेषाणाम्—બાકીનાની | संमूर्छनम्—સંમૂર્છિમ |

**સૂત્રાર્થ**: (૩૨) સંમૂર્છિમ, ગર્ભ અને ઉપપાત ભેદથી ત્રણ પ્રકારના જન્મ છે.

(૩૩) સચિત્ત, શીત, અને સંવૃત એ ત્રણ તથા એ ત્રણના પ્રતિપક્ષભૂત, અચિત્ત, ઉષ્ણ અને વિવૃત તથા મિશ્ર અર્થાત્ સચિત્તાચિત્ત, શીતોષ્ણ અને સંવૃત-વિવૃત એમ કુલ નવ એની જન્મની યોનિઓ છે.

(૩૪) જરાયુજ, અંડજ અને પોતજ પ્રાણીઓને ગર્ભજન્મ હોય છે.

(૩૫) નારકો અને દેવોને ઉપપાત જન્મ હોય છે.

(૩૬) બાકીનાં બધાં પ્રાણીઓને સંમૂર્છિમ જન્મ હોય છે.

## વિશેષાર્થ-સમજૂતી

પ્રશ્ન: જન્મ-ભેદ વિષે વિવરણ કરો.

ઉત્તર: પૂર્વ ભવ સમાપ્ત થતાં જ સંસારી જીવ નવો ભવ ધારણ કરે છે. એથી એને જન્મ લેવો પડે છે પરંતુ બધાંનો જન્મ એકસરખો હોતો નથી.

પ્રશ્ન: જન્મ એટલે શું?

ઉત્તર: પૂર્વ ભવનું સ્થૂલ શરીર છોડયા પછી અંતરાળ ગતિથી ફક્ત કાર્મણ શરીરની સાથે આવીને નવીન ભવને યોગ્ય સ્થૂલ શરીરને માટે યોગ્ય પુદ્‌ગલોનું પહેલવહેલાં ગ્રહણ કરવું એ જન્મ છે.

પ્રશ્ન: જન્મના કેટલા ભેદ છે અને તે કયા કયા?

ઉત્તર: જન્મના ત્રણ ભેદ છે: (૧) સંમૂર્છિમ, (૨) ગર્ભ અને (૩) ઉપપાત.

પ્રશ્ન: સંમૂર્છિમ જન્મ એટલે શું?

ઉત્તર: સ્ત્રી-પુરુષના સંબંધ સિવાય જ ઉત્પત્તિ-સ્થાનમાં સ્થિત ઔદારિક પુદ્ગલોને પહેલવહેલાં શરીરરૂપમાં પરિણત કરવાં એ સંમૂર્છિમ જન્મ છે.

પ્રશ્ન: ગર્ભજન્મ એટલે શું?

ઉત્તર: ઉત્પત્તિ-સ્થાનમાં રહેલાં શુક્ર અને શોણિતનાં પુદ્ગલોને પહેલવહેલાં શરીરને માટે ગ્રહણ કરવાં એ ગર્ભજન્મ છે.

પ્રશ્ન: ઉપપાત જન્મ એટલે શું?

ઉત્તર: સ્ત્રી-પુરુષના સંબંધ સિવાય ઉત્પત્તિ-સ્થાનમાં રહેલાં વૈક્રિય પુદ્ગલોને પહેલવહેલાં શરીરરૂપમાં પરિણત કરવાં એ ઉપપાત જન્મ છે.

પ્રશ્ન: યોનિ એટલે શું?

ઉત્તર: જન્મને માટે કોઈ સ્થાન તો જોઈએ જ. જે સ્થાનમાં પહેલવહેલાં સ્થૂલ શરીરને માટે ગ્રહણ કરેલાં પુદ્ગલ કાર્મણ શરીરની સાથે તપેલા લોઢામાં પાણીની જેમ સમાઈ જાય છે તે યોનિ કહેવાય છે.

પ્રશ્ન: યોનિના કેટલા પ્રકાર છે અને તે કયા કયા?

ઉત્તર: યોનિના નવ પ્રકાર છે: સચિત્ત, શીત, સંવૃત, અચિત્ત, ઉષ્ણ, વિવૃત, સચિત્તાચિત્ત, શીતોષ્ણ અને સંવૃત-વિવૃત.

પ્રશ્ન: નવ યોનિને વિગતવાર સમજાવો?

ઉત્તર: **સચિત્ત**-જે યોનિ જીવ-પ્રદેશોથી અધિષ્ઠિત—વ્યાપ્ત હોય તે સચિત્ત છે.

**અચિત્ત**: જે જીવ-પ્રદેશોથી અધિષ્ઠિત ના હોય તે અચિત્ત છે.

**મિશ્ર**: જે કેટલાક ભાગમાં અધિષ્ઠિત હોય અને કેટલાક ભાગમાં અધિષ્ઠિત ના હોય તે મિશ્ર છે.

**શીત**: જે ઉત્પત્તિ-સ્થાનમાં શીત સ્પર્શ હોય તે શીત છે.

**ઉષ્ણ**: જે ઉત્પત્તિ-સ્થાનમાં ઉષ્ણ સ્પર્શ હોય તે ઉષ્ણ છે.

**મિશ્ર**: જેને કેટલાક ભાગમાં શીત તથા કેટલાક ભાગમાં ઉષ્ણ સ્પર્શ હોય તે મિશ્ર છે.

**સંવૃત**: જે ઉત્પત્તિ-સ્થાન ઢંકાયલું હોય અથવા દબાયલું હોય તે સંવૃત છે.

**વિવૃત**: જે ઢંકાયલું-દબાયલું ના હોય તે વિવૃત છે.

**મિશ્ર**: જેનો થોડો ભાગ ઢંકાયલો હોય અને થોડો ભાગ ખુલ્લો હોય તે મિશ્ર છે.

પ્રશ્ન: કઈ કઈ યોનિમાં કયા કયા જીવ ઉત્પન્ન થાય છે તે કહો?

| ઉત્તર: **જીવ** | **યોનિ** |
|---|---|
| નારક, દેવ | અચિત્ત |
| ગર્ભજ, મનુષ્ય અને તિર્યંચ | મિશ્ર અને સચિત્તાચિત્ત |
| બાકીનાં બધાં અર્થાત્ પાંચ સ્થાવર, ત્રણ વિકલેન્દ્રિય અને અગર્ભજ, પંચેન્દ્રિય, તિર્યંચ અને મનુષ્ય. | ત્રિવિધ, સચિત્ત, અચિત્ત અને મિશ્ર |
| ગર્ભજ, મનુષ્ય અને તિર્યંચ તથા દેવ | મિશ્ર અને શિતોષ્ણ. |
| તેજઃકાયિક, અગ્નિકાય — | ઉષ્ણ |
| બાકીના સર્વ અર્થાત્ ચાર સ્થાવર ત્રણ વિકલેન્દ્રિય, અગર્ભજ, પંચેન્દ્રિય, મનુષ્ય અને તિર્યંચ તથા નારક | ત્રિવિધ, શીત, ઉષ્ણ ને શીતોષ્ણ |
| નારક, દેવ અને એકેન્દ્રિય — | સંવૃત |
| ગર્ભજ, મનુષ્ય અને તિર્યંચ — | મિશ્ર, સંવૃત, વિવૃત |

બાકીના સર્વ અર્થાત્ ત્રણ વિકલેન્દ્રિય, } વિવૃત
અગર્ભજ, પંચેન્દ્રિય, મનુષ્ય અને તિર્યંચ }

પ્રશ્ન: યોનિ અને જન્મમાં શો ભેદ છે?

ઉત્તર: યોનિ આધાર છે, અને જન્મ આધેય છે અર્થાત્ સ્થૂલ શરીરને માટે યોગ્ય પુદ્દગલોનું પ્રાથમિક ગ્રહણ તે જન્મ; અને તે જન્મ જે જગ્યા ઉપર થાય છે તે યોનિ.

પ્રશ્ન: યોનિઓ તો ચોરાશી લાખ કહી છે તો પછી નવ કેમ?

ઉત્તર: ચોરાશી લાખનું કથન છે તે વિસ્તારની દૃષ્ટિએ. પૃથ્વીકાય આદિમાં જે જે નિકાયને વર્ણ, ગંધ, રસ અને સ્પર્શનાં તરતમ ભાવવાળાં જેટલાં જેટલાં ઉત્પત્તિસ્થાનો હોય તેટલી તેટલી યોનિઓ ચોરાશી લાખમાં તે તે નિકાયની ગણાય છે. અહીં તો ચોરાશી લાખના સચિત્તાદિ રૂપે સંક્ષેપમાં વિભાગ કરી નવ ભેદ બતાવ્યા છે.

**જન્મના સ્વામીઓ**

પ્રશ્ન: કેટલા પ્રકારના જન્મ કહ્યા છે અને તે કયા કયા?

ઉત્તર: પાંચ પ્રકારના જન્મ કહ્યા છે. તે જરાયુજ, અંડજ, પોતજ, ઉપપાત અને સંમૂર્છિમ.

પ્રશ્ન: ગર્ભજન્મ કોને હોય છે?

ઉત્તર: જરાયુજ, અંડજ અને પોતજ પ્રાણીઓને ગર્ભજન્મ હોય છે.

પ્રશ્ન: ઉપપાત જન્મ કોને હોય છે?

ઉત્તર: દેવ તથા નારકીઓને ઉપપાત જન્મ હોય છે.

પ્રશ્ન: સંમૂર્છિમ જન્મ કોને હોય છે?

ઉત્તર: બાકીના બધા અર્થાત્ પાંચ સ્થાવર, ત્રણ વિકલેંદ્રિય, અને અગર્ભજ, પંચેન્દ્રિય, તિર્યંચ તથા મનુષ્યને સંમૂર્છિમ જન્મ હોય છે.

પ્રશ્ન: જરાયુજથી કોણ પેદા થાય છે?

ઉત્તર : મનુષ્ય, ગાય, ભેંસ, બકરી આદિ જાતિના જીવ જરાયુજથી પેદા થાય છે. જરાયુ એટલે એક પ્રકારની જાળ જેવું આવરણ હોય છે જે માંસ અને લોહીથી ભરેલું હોય છે અને જેમાં પેદા થનારું બચ્ચું લપેટાઈ રહેલું હોય છે.

પ્રશ્ન : અંડજ એટલે શું અને તેમાંથી કયા જીવ પેદા થાય છે?

ઉત્તર : અંડજ એટલે ઇંડાં. જે ઇંડાંમાંથી પેદા થાય તે અંડજ છે. જેમકે સાપ, મોર, કીડીઓ, કબૂતર આદિ જાતિના જીવો.

પ્રશ્ન : પોતજ જન્મનાં કયાં કયાં પ્રાણીઓ હોય છે?

ઉત્તર : જે કોઈ પણ પ્રકારના આવરણથી વિંટાયા વિના જ પેદા થાય છે તે પોતજ છે, જેમકે હાથી, સસલું, નોળિયો, ઉંદર આદિ જાતિના જીવો તે ખુલ્લા અંગે પેદા થાય છે.

પ્રશ્ન : ઉપપાતથી કોણ પેદા થાય છે? અને ઉપપાત એટલે શું?

ઉત્તર : દેવો અને નારકોમાં જન્મને માટે ખાસ નિયત સ્થાન હોય છે તે ઉપપાત કહેવાય છે. દેવશય્યાનો ઉપરનો ભાગ જે દિવ્ય વસ્ત્રથી ઢંકાયલો રહે છે તે દેવોનું ઉપપાત ક્ષેત્ર છે; કેમકે તેઓ તે શરીરને માટે એ ઉપપાત ક્ષેત્રમાં રહેલાં વૈક્રિય પુદ્ગલોને ગ્રહણ કરે છે.

**શરીરોનું વર્ણન:**

औदारिकवैक्रियाऽहारकतैजसकार्मणानि शरीराणि ।३७।

परं परं सूक्ष्मम् ।३८।

प्रदेशतोऽसंख्येयगुणं प्राक् तैजसात् ।३९।

अनन्तगुणे परे ।४०।

अप्रतिघाते ।४१।

अनादिसम्बन्धे च ।४२।

सर्वस्य ।४३।

तदादीनि भाज्यानि युगपदेकस्याचतुर्भ्यः ।४४।

निरुपभोगमन्त्यम् ।४५।

गर्भसम्मूर्छनजमाद्यम् ।४६।

वैक्रियमौपपातिकम् ।४७।

लब्धिप्रत्ययं च ।४८।

शुभंविशुद्धमव्याघाति चाहारकं चतुर्दशपूर्वधरस्य च ।४९।

(३७) (औदारिक+वैक्रिय+आहारक+तैजस+कार्मणानि+शरीराणि)

(३८) (परं+परं+सूक्ष्मम्)

(३९) (प्रदेशतः+असंख्येयगुणम्+प्राक्+तैजसात्)

(४०) (अनन्तगुणे+परे)

(४१) (अप्रतिघाते)

(४२) (अनादि+सम्बन्धे+च)

(४३) (सर्वस्य)

(४४) (तत्+आदीनि+भाज्यानि+युगपत्+एकस्य+आचतुर्भ्यः)

(४५) (निरुपभोगम्+अन्त्यम्)

(४६) (गर्भ+संमूर्छनजम्+आद्यम्)

(४७) (वैक्रियम्+औपपातिकम्)

(४८) (लब्धि+प्रत्ययं+च)

(४९) (शुभम्+विशुद्धम्+अव्याघाति+च+आहारकम्+चतुर्दश+पूर्वधरस्य+एव)

## શબ્દાર્થ

औदारिक—ઔદારિક શરીર

वैक्रिय—વૈક્રિય શરીર

आहारक—આહારક શરીર

तैजस—તૈજસ શરીર

कार्मणानि—કાર્મણ શરીર

शरीराणि—શરીરો

परंपरं—પછીપછી

सूक्ष्मम्—સૂક્ષ્મ

प्रदेशतः—પ્રદેશો વડે
प्राक्—પૂર્વવર્તી
अनन्तगुणे—અનંતગણાં
अप्रतिघाते—પ્રતિઘાત રહિત
सर्वस्य—બધાએ
आदीनि—પ્રથમનાં
युगपत्—એકીસાથે
आचतुर्भ्यः—ચાર સુધી
अन्त्यम्—છેલ્લું
संमूर्छिम—સંમૂર્છિમ જીવ
वैक्रियम्—વૈક્રિય શરીર
लब्धि—લબ્ધિ
शुभम्—શુભ
अव्याघाति—બાધા રહિત
चतुर्दश—ચૌદ
एव—એ પ્રમાણે

असंख्येयगुण—અસંખ્યાતગણું
तैजसात्—તૈજસનાં
परे—પછીનાં જ
अनादि संबन्धे—અનાદિ સંબંધવાળાં
तत्—તે
भाज्यानि—વિકલ્પે
एकस्य—એક (જીવને)
निरुपभोगम्—સુખદુઃખનાં અનુભવ રહિત
गर्भ—ગર્ભજીવો
आद्यम्—પહેલું
औपपातिक—ઉપપાત સંબંધી
प्रत्ययम्—સંબંધી
विशुद्धम्—વિશુદ્ધ
आहारकम्—આહારક શરીર
पूर्वधरस्य—પૂર્વધરોનું

**સૂત્રાર્થ:** (૩૭) ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ અને કાર્મણ એ પાંચ પ્રકારનાં શરીરો છે.

(૩૮) ઉપરના પાંચ પ્રકારોમાં જે શરીર પછીનાં આવે છે તે, પૂર્વ કરતાં સૂક્ષ્મ છે.

(૩૯) તૈજસનાં પૂર્વવર્તી ત્રણ શરીરો પૂર્વપૂર્વનાં કરતાં ઉત્તરોત્તર શરીરના પ્રદેશો–સ્કંધો વડે અસંખ્યાતગુણ હોય છે.

(૪૦) અને પછીનાં બે અર્થાત્ તૈજસ અને કાર્મણ શરીર પ્રદેશો વડે અનંતગુણ હોય છે.

(૪૧) તૈજસ અને કાર્મણ બન્ને શરીરો પ્રતિઘાત રહિત છે.

(૪૨) આત્માની સાથે એ અનાદિ સંબંધવાળાં છે.

(૪૩) અને બધા ય સંસારી જીવોને એ હોય છે.

(૪૪) એકીસાથે એક જીવને તૈજસ અને કાર્મણથી લઇને ચાર સુધી શરીર વિકલ્પથી હોય છે.

(૪૫) અંતિમ–કાર્મણ શરીર જ ઉપભોગ–સુખદુઃખાદિના અનુભવ રહિત છે.

(૪૬) પહેલું અર્થાત્ ઔદારિક શરીર સંમૂર્છિમ જન્મથી અને ગર્ભજન્મથી જ પેદા થાય છે.

(૪૭) વૈક્રિય શરીર ઉપપાત જન્મથી પેદા થાય છે તથા તે લબ્ધિથી પણ પેદા થાય છે.

(૪૮) આહારક શરીર શુભ–પ્રશસ્ત પુદ્ગલદ્રવ્યજન્ય વિશુદ્ધ–નિષ્પાપકારી અને વ્યાઘાત–બાધા રહિત હોય છે, તથા તે ચૌદ પૂર્વધારી મુનિને જ પ્રાપ્ત થાય છે.

## વિશેષાર્થ-સમજૂતી

### શરીરના પ્રકાર અને તેમની વ્યાખ્યા

પ્રશ્ન: દેહધારી જીવો અનંત છે. એમનાં શરીર પણ ભિન્ન-ભિન્ન હોવાથી વ્યક્તિશઃ અનંત છે તો પછી પાંચ શરીર બતાવવાનું શું પ્રયોજન?

ઉત્તર: કાર્યકારણ આદિના સાદૃશ્યની દૃષ્ટિએ સંક્ષેપમાં તેના વિભાગ કર્યા છે તેથી પાંચ શરીરો બતાવ્યાં છે.

પ્રશ્ન: તેનાં નામ કહો.

ઉત્તર: ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ અને કાર્મણ.

પ્રશ્ન: શરીર શું છે?

ઉત્તર: તે જીવને ક્રિયા કરવાનું સાધન છે.

પ્રશ્ન: ઔદારિક શરીર કોને કહે?

ઉત્તર : જે શરીર બાળી શકાય, અને જેનું છેદનભેદન થઈ શકે તેને ઔદારિક શરીર કહે છે.

પ્રશ્ન : વૈક્રિય શરીર કોને કહે છે?

ઉત્તર : જે શરીર ક્યારેક નાનું, ક્યારેક મોટું, ક્યારેક પાતળું, ક્યારેક જાડું, ક્યારેક એક, ક્યારે અનેક ઇત્યાદિ વિવિધ રૂપોને–વિક્રિયાને ધારણ કરી શકે તેને વૈક્રિય શરીર કહે છે.

પ્રશ્ન : આહારક શરીર એટલે શું?

ઉત્તર : જે શરીર ફક્ત ચતુર્દશ પૂર્વધારી મુનિથી જ રચી શકાય છે તે આહારક શરીર છે.

પ્રશ્ન : તૈજસ શરીર કોને કહે?

ઉત્તર : જે શરીર તેજોમય હોવાથી ખાધેલા આહાર આદિને પચાવવામાં અને દીપ્તિમાં કારણભૂત થાય છે તે તૈજસ શરીર છે.

પ્રશ્ન : કાર્મણ શરીર કોને કહે છે?

ઉત્તર : કર્મસમૂહ એ જ કાર્મણ શરીર છે.

**સ્થૂલ અને સૂક્ષ્મભાવ**

પ્રશ્ન : તે શરીરો કેવાં છે?

ઉત્તર : પાંચ શરીરોમાં સૌથી અધિક સ્થૂલ (જાડું) ઔદારિક શરીર છે, વૈક્રિય એનાથી સૂક્ષ્મ છે. આહારક વૈક્રિયથી પણ સૂક્ષ્મ છે. એ રીતે આહારકથી તૈજસ અને તૈજસથી કાર્મણ અનુક્રમે સૂક્ષ્મ, સૂક્ષ્મતર છે.

પ્રશ્ન : સ્થૂલ અને સૂક્ષ્મનો અર્થ શો?

ઉત્તર : તેની રચનાની શિથિલતા અને સઘનતા (ગાઢપણું) એ છે, પરિમાણ નહિ.

પ્રશ્ન : તેમની સૂક્ષ્મતાનો શો ક્રમ છે?

ઉત્તર : ઔદારિકથી વૈક્રિય સૂક્ષ્મ છે, પરંતુ તે આહારકથી

સ્થૂલ છે. એ રીતે આહારક આદિ શરીર પણ પૂર્વપૂર્વની અપેક્ષાએ સૂક્ષ્મ અને ઉત્તર-ઉત્તરની અપેક્ષાએ સ્થૂલ છે.

સારાંશમાં એ છે કે જે જે શરીરની રચના બીજા શરીરની રચનાથી શિથિલ હોય છે તે તેનાથી સ્થૂલ અને બીજું તેનાથી સૂક્ષ્મ.

પ્રશ્ન : રચનાની શિથિલતાનો અને સઘનતાનો આધાર શેના ઉપર છે તે દાખલા સાથે સમજાવો.

ઉત્તર : તેનો આધાર પૌદ્ગલિક પરિણતિ ઉપર છે. પુદ્ગલોમાં અનેક પ્રકારનાં પરિણામો પામવાની શક્તિ છે એથી એ પરિમાણમાં થોડા હોવા છતાં પણ જ્યારે શિથિલરૂપમાં પરિણત થાય છે ત્યારે સ્થૂલ કહેવાય છે અને પરિમાણમાં બહુ હોવા છતાં પણ જેમજેમ ગાઢ થતાં જાય છે તેમતેમ તે સૂક્ષ્મ, સૂક્ષ્મતર કહેવાય છે. જેમકે ભીંડો અને હાથીનો દાંત એ બંને બરાબર પરિમાણ(માપ)વાળા લઈને તપાસો. ભીંડાની રચના શિથિલ છે અને હાથીના દાંતની રચના એનાથી ગાઢ છે. એથી પરિમાણ બરાબર હોવા છતાં પણ ભીંડાની અપેક્ષાએ દાંતનું પૌદ્ગલિક દ્રવ્ય અધિક છે.

**સ્ફુટ સમજ :** એક શેર રૂ, એક શેર લાકડાનો ટુકડો અને એક શેર લોખંડનો ટુકડો લઈ તપાસો. રૂ માપમાં અધિક છે, પુદ્ગલો લાકડા કરતાં કમી છે. અને લાકડા કરતાં માપમાં રૂ વધુ છતાં શિથિલ છે. લાકડું લોખંડથી માપમાં વધુ છે અને પુદ્ગલો તેમાં ઓછાં છે (લોખંડ કરતાં). પરંતુ લાકડા કરતાં લોખંડ ગાઢ છે. અર્થાત્ રૂમાં પુદ્ગલો ઓછાં છે અને માપ અધિક છે છતાં શિથિલ છે. લાકડાનું માપ રૂ કરતાં ઓછું છે અને પુદ્ગલો તેના કરતાં વધુ છે અને તે રૂથી વધુ ગાઢ છે. લોખંડનું માપ લાકડા કરતાં ઓછું છે. પુદ્ગલો, લાકડા કરતાં વધુ છે અને તેથી તે બંને કરતાં વધુ ગાઢ છે.

**—પ્રયોજક**

## આરંભક-ઉપાદાન-દ્રવ્યનું પરિમાણ

પ્રશ્ન : શરીર શેનાથી બને છે?

ઉત્તર : પરમાણુપુંજ એ સ્કંધ કહેવાય છે, એનાથી જ શરીર બને છે.

પ્રશ્ન : શરીરના આરંભક દ્રવ્યના સંબંધમાં હકીકત કહો.

ઉત્તર : ઔદારિક શરીરના આરંભક સ્કંધોથી વૈક્રિય શરીરના આરંભક સ્કંધો અસંખ્યાતગુણ છે, અર્થાત્ ઔદારિક શરીરના આરંભક સ્કંધો અનંત પરમાણુઓના બનેલા હોય છે. અને વૈક્રિય શરીરના આરંભક સ્કંધો પણ અનંત પરમાણુઓના બનેલા હોય છે; છતાં પણ વૈક્રિય શરીરના સ્કંધગત પરમાણુઓની અનંત સંખ્યા ઔદારિક શરીરના સ્કંધગત પરમાણુઓની અનંત સંખ્યાથી અસંખ્યાતગુણી અધિક હોય છે.

એ જ અસંખ્યાતગુણી અધિકતા વૈક્રિય અને આહારક શરીરના સ્કંધગત પરમાણુઓની અનંત સંખ્યામાં સમજવી જોઈએ. આહારકના સ્કંધગત પરમાણુઓની અનંત સંખ્યાથી તૈજસના સ્કંધગત પરમાણુઓની અનંત સંખ્યા અનંતગુણી હોય છે. આ રીતે તૈજસથી કાર્મણના સ્કંધગત પરમાણુ પણ અનંતગુણ અધિક હોય છે. આ રીતે જોતાં સ્પષ્ટ માલૂમ પડે છે કે પૂર્વપૂર્વ શરીર કરતાં ઉત્તરઉત્તર શરીર નિબિડ (સૂક્ષ્મ), નિબિડતર અને નિબિડતમ બનતું જાય છે જે સૂક્ષ્મ, સૂક્ષ્મતર અને સૂક્ષ્મતમ કહેવાય છે.

પ્રશ્ન : ઔદારિકના સ્કંધ અનંત પરમાણુવાળા અને વૈક્રિય આદિના પણ સ્કંધ અનંત પરમાણુવાળા છે તો પછી એ સ્કંધોમાં ઓછાવત્તાપણું શી રીતે સમજવું?

ઉત્તર: અનંત સંખ્યા અનંત પ્રકારની છે, એથી અનંતરૂપે સમાનતા હોવા છતાં પણ ઔદારિક આદિના સ્કંધથી વૈક્રિય આદિના સ્કંધોનું અસંખ્યાતગુણ અથવા અનંતગુણ અધિક હોવું અસંભવિત નથી.

પ્રશ્ન: શરીરનું આરંભિક દ્રવ્ય કોને કહેવું?

ઉત્તર: પરમાણુઓથી બનેલા જે સ્કંધોથી શરીરનું નિર્માણ થાય છે તે જ સ્કંધો શરીરનું આરંભક દ્રવ્ય છે.

પ્રશ્ન: શરીર બનવા માટે સ્કંધ કેટલા પરમાણુઓનો બનેલો હોવો જોઈએ?

ઉત્તર: તે અનંત પરમાણુઓનો બનેલો હોવો જોઈએ.

**છેલ્લાં બે શરીરોના સ્વભાવ, કાળમર્યાદા અને સ્વામી:**

પ્રશ્ન: છેલ્લાં બે શરીરો કયાં છે અને તેનું વિવરણ કરો?

ઉત્તર: છેલ્લાં બે શરીર તે તૈજસ અને કાર્મણ છે. આ બંને શરીરો આખા લોકમાં ક્યાંય પણ પ્રતિઘાત પામતાં નથી; અર્થાત્ વજ્ર જેવી કઠિન વસ્તુ પણ એમને પ્રવેશ કરતાં રોકી શકતી નથી. કેમકે તે અત્યંત સૂક્ષ્મ છે. જો કે એક મૂર્ત વસ્તુનો બીજી મૂર્ત વસ્તુથી પ્રતિઘાત થતો દેખાય છે, તથાપિ આ પ્રતિઘાતનો નિયમ સ્થૂલ વસ્તુઓમાં લાગુ પડે છે, સૂક્ષ્મમાં નહિ. સૂક્ષ્મ વસ્તુ રોકયા વિનાની દરેક સ્થાને પ્રવેશ કરે છે, જેમ લોહપિંડમાં અગ્નિ.

પ્રશ્ન: તો પછી સૂક્ષ્મ હોવાથી વૈક્રિય અને આહારક પણ અપ્રતિઘાતિ છે એમ કહેવું જોઈએ?

ઉત્તર: અવશ્ય. તે પણ પ્રતિઘાત વિના પ્રવેશ કરી શકે છે, પરંતુ અહીં અપ્રતિઘાતનો અર્થ લોકાંતપર્યંત–અવ્યાહત–અસ્ખલિત ગતિ છે. વૈક્રિય અને આહારક અવ્યાહત ગતિવાળાં છે, પરંતુ તૈજસ અને કાર્મણની માફક આખા લોકમાં અવ્યાહત–અસ્ખલિત ગતિવાળાં નથી. કિન્તુ લોકના ખાસ ભાગ–ત્રસનાડી–માં અવ્યાહત ગતિવાળાં છે.

પ્રશ્ન: તૈજસ અને કાર્મણ આદિ શરીરોનો સંબંધ આત્માની સાથે કેવો છે?

ઉત્તર: તૈજસ અને કાર્મણનો સંબંધ આત્માની સાથે પ્રવાહ રૂપે અનાદિ છે. પહેલાંનાં ત્રણ શરીરોનો સંબંધ તેવો નથી; કેમકે ત્રણે

શરીરો અમુક સમય પછી કાયમ રહી શકતાં નથી. તેથી ઔદારિક આદિ ત્રણ શરીરો કાદાચિત્ક અસ્થાયી સંબંધવાળાં કહેવાય છે અને તૈજસ કાર્મણ અનાદિ સંબંધવાળાં છે.

પ્રશ્ન: જો જીવનો તેમની સાથે અનાદિ સંબંધ છે તો પછી તેમનો અભાવ કદિ પણ ન થવો જોઈએ?

ઉત્તર: ઉપરનાં બંને શરીરો વ્યક્તિની અપેક્ષાએ નહિ પરંતુ પ્રવાહની અપેક્ષાએ અનાદિ છે; તેથી તેમનો પણ અપચય-ઉપચય થયા કરે છે.

પ્રશ્ન: કયો પદાર્થ નાશ પામતો નથી?

ઉત્તર: જે ભાવાત્મક પદાર્થ વ્યક્તિરૂપે અનાદિ હોય તે જ નાશ નથી પામતો, જેમકે પરમાણુ.

પ્રશ્ન: બધા સંસારીઓ કયા કયા શરીરને ધારણ કરે છે?

ઉત્તર: તૈજસ અને કાર્મણ શરીરને બધા સંસારીઓ ધારણ કરે છે પરંતુ ઔદારિક, વૈક્રિય અને આહારકને નહિ.

પ્રશ્ન: તૈજસ અને કાર્મણના અને બાકીનાં ઔદારિક આદિના સ્વામી કોણ કોણ હોઈ શકે?

ઉત્તર: તૈજસ અને કાર્મણના બધા સંસારીઓ સ્વામી છે જ્યારે ઔદારિક આદિ શરીરના કેટલાક જ હોય છે.

પ્રશ્ન: તૈજસ અને કાર્મણની વચ્ચે કેટલો તફાવત છે તે સમજાવો.

ઉત્તર: કાર્મણ એ બધાં ય શરીરોનું મૂળ છે કેમકે તે કર્મ-સ્વરૂપ છે, અને કર્મ એ જ સર્વ કાર્યોનું નિમિત્ત-કારણ છે. તેવી જ રીતે તૈજસ બધાંનું કારણ નથી. તે સૌની સાથે અનાદિ સંબંધ રહીને ભુક્ત-લીધેલા આહારના પાચન આદિમાં સહાયક થાય છે.

**એકસાથે લભ્ય શરીરોની જઘન્ય તથા ઉત્કૃષ્ટ સંખ્યા:**

પ્રશ્ન: પ્રત્યેક જીવને ઓછામાં ઓછાં અને અધિકમાં અધિક શરીર કેટલાં હોઈ શકે?

ઉત્તર : એકીસાથે એક સંસારી જીવને ઓછામાં ઓછાં બે અને અધિકમાં અધિક ચાર સુધી શરીર હોઈ શકે. પાંચ ક્યારે પણ હોતાં નથી. જ્યારે બે હોય છે ત્યારે તૈજસ ને કાર્મણ હોય છે, કારણ કે એ બન્ને યાવત્ સંસારભાવી—જીવને સંસાર હોય ત્યાં સુધી રહેનારાં—છે. એવી સ્થિતિ અંતરાલ ગતિમાં જ પ્રાપ્ત થાય છે, કેમકે એ સમયે અન્ય કોઈ પણ શરીર હોતું નથી. જ્યારે ત્રણ હોય છે ત્યારે તૈજસ, કાર્મણ અને ઔદારિક અથવા તૈજસ, કાર્મણ અને વૈક્રિય હોય છે. પહેલો પ્રકાર મનુષ્ય અને તિર્યંચોમાં અને બીજો પ્રકાર દેવ અને નારકોમાં જન્મકાળથી લઈ મરણ પર્યંત હોય છે. જ્યારે ચાર હોય છે ત્યારે તૈજસ, કાર્મણ, ઔદારિક અને વૈક્રિય અથવા તો તૈજસ, કાર્મણ, ઔદારિક અને આહારક હોય છે. પહેલો વિકલ્પ વૈક્રિય લબ્ધિના પ્રયોગના સમયે કેટલાક મનુષ્યો અને તિર્યંચોમાં મળી આવે છે, જ્યારે બીજો વિકલ્પ આહારક લબ્ધિના પ્રયોગના સમયે ચતુર્દશ-પૂર્વી મુનિમાં જ હોય છે. પાંચ શરીર એકી-સાથે કોઈને પણ હોતાં નથી, કેમકે વૈક્રિય લબ્ધિ અને આહારક લબ્ધિનો પ્રયોગ એકીસાથે સંભવતો નથી.

પ્રશ્ન : ઉક્ત રીતે ત્રણ કે ચાર શરીર જ્યારે હોય ત્યારે તેમની સાથે એક જ સમયમાં એક જીવનો સંબંધ કેવી રીતે ઘટી શકે?

ઉત્તર : જેમ એક જ પ્રદીપનો પ્રકાશ એકસાથે અનેક વસ્તુઓ ઉપર પડી શકે છે તેમ એક જ જીવના પ્રદેશોનો અનેક શરીરોની સાથે અખંડપણે સંબંધ હોઈ શકે છે.

પ્રશ્ન : શું કોઈ વાર કોઈને એક જ શરીર હોતું નથી?

ઉત્તર : ના. સામાન્ય સિદ્ધાંત એવો છે કે તૈજસ અને કાર્મણ શરીર એ બન્ને શરીર ક્યારે પણ અલગ હોતાં નથી, એથી જ કોઈ એક શરીરનો ક્યારે પણ સંભવ હોતો નથી; પરંતુ કેટલાક આચાર્યોનો એવો મત છે કે તૈજસ શરીર કાર્મણની માફક યાવત્

સંસારભાવી નથી, કિન્તુ તે આહારકની માફક લબ્ધિજન્ય છે. એ મત પ્રમાણે અંતરાલ ગતિમાં ફક્ત કાર્મણ શરીર હોય છે તેથી એ સમયે એક જ શરીર હોવાનો સંભવ છે.

પ્રશ્ન: વૈક્રિય અને આહારક એ બે લબ્ધિઓનો એકીસાથે પ્રયોગ થતો નથી તેનું શું કારણ?

ઉત્તર: વૈક્રિય લબ્ધિના પ્રયોગ સમયે અને લબ્ધિથી શરીર બનાવી લીધા પછી નિયમથી પ્રમત્ત દશા હોય છે, પરંતુ આહારકના વિષયમાં એમ નથી; કેમકે આહારક લબ્ધિનો પ્રયોગ તો પ્રમત્ત દશામાં હોય છે, પરંતુ એનાથી શરીર બનાવી લીધા પછી શુભ અધ્યવસાયનો સંભવ હોવાથી અપ્રમત્ત ભાવ પેદા થાય છે, જેથી ઉપરની બન્ને લબ્ધિઓનો પ્રયોગ એકીસાથે થવો એ વિરુદ્ધ છે. સારાંશ કે એકીસાથે પાંચે શરીર ન હોવાનું કહ્યું છે તે આવિર્ભાવની અપેક્ષાએ, શક્તિરૂપે તો એ પાંચે હોઈ શકે છે કેમકે આહારક લબ્ધિવાળા મુનિને વૈક્રિય લબ્ધિનો પણ સંભવ છે.

**પ્રયોજન**

પ્રશ્ન: શરીરનું પ્રયોજન શું?

ઉત્તર: શરીરનું મુખ્ય પ્રયોજન ઉપભોગ છે. પહેલાં ચારે શરીરમાં તે સિદ્ધ થાય છે; ફક્ત અંતિમ કાર્મણ શરીરમાં તે સિદ્ધ થતો નથી, માટે તેને નિરુપભોગ–ઉપભોગ રહિત કહ્યું છે.

પ્રશ્ન: ઉપભોગનો અર્થ શો?

ઉત્તર: કાન આદિ ઇંદ્રિયોથી શુભ-અશુભ શબ્દ આદિ વિષય-ગ્રહણ કરી સુખ-દુ:ખનો અનુભવ કરવો, હાથપગ આદિ અવયવોથી દાન, હિંસા આદિ શુભ-અશુભ ક્રિયા દ્વારા શુભ-અશુભ કર્મરૂપી બંધ કરવો, બદ્ધ કર્મના શુભ-અશુભ વિપાકનો અનુભવ કરવો, અને પવિત્ર અનુષ્ઠાન દ્વારા કર્મની નિર્જરા–ક્ષય–કરવી, એ બધો ઉપભોગ કહેવાય છે.

પ્રશ્ન: ઔદારિક, વૈક્રિય અને આહારક શરીર સેન્દ્રિય તથા સાવયવ છે, આથી ઉક્ત પ્રકારનો ઉપભોગ એમનાથી સિદ્ધ થઈ શકે; પરંતુ તૈજસ શરીર સેન્દ્રિય પણ નથી અને સાવયવ પણ નથી, તો તેનાથી ઉક્ત ઉપભોગ હોવાનો સંભવ શી રીતે હોઈ શકે?

ઉત્તર: જો કે તૈજસ શરીર સેન્દ્રિય પણ નથી તેમ સાવયવ પણ નથી, તથાપિ એનો ઉપભોગ પાચન આદિ એવા કાર્યમાં થઈ શકે છે જેનાથી સુખ-દુ:ખના અનુભવ આદિરૂપ ઉપભોગ સિદ્ધ થાય છે. તેનું અન્ય કાર્ય શાપ અને અનુગ્રહ પણ છે. વળી કેટલીક વખત તપસ્વીઓ તપસ્યાજન્ય ખાસ લબ્ધિ પ્રાપ્ત કરી તે લબ્ધિથી કુપિત થાય છે ત્યારે સામાને બાળી નાખે છે અને પ્રસન્ન થાય છે ત્યારે સામાને તે શરીર દ્વારા શાંતિ અર્પે છે. આ રીતે તૈજસ શરીરનો શાપ, અનુગ્રહ આદિમાં ઉપભોગ થઈ શકવાથી, સુખ-દુ:ખનો અનુભવ, શુભાશુભ કર્મનો બંધ આદિ ઉપભોગો એના મનાયા છે.

પ્રશ્ન: તૈજસની માફક કાર્મણ શરીર છે તો તેને પણ ઉપભોગ આથી ઘટી શકે, કેમકે તે જ અન્ય સર્વ શરીરોનું મૂળ છે. આથી ખરું જોતાં અન્ય શરીરોના ઉપભોગ કાર્મણના ઉપભોગો માનવા જોઈએ તો પછી એને નિરુપભોગ કેમ કહ્યું?

ઉત્તર: એ રીતે જોતાં તો કાર્મણ સોપભોગ છે જ. અહીં તેને નિરુપભોગ કહેવાનું કારણ એટલું જ છે કે બીજાં શરીરોની સહાય વિના તે એકલું ઉપભોગને સાધી શકતું નથી. આથી સાક્ષાત્ સાધન તરીકે ઔદારિક આદિ ચાર શરીર છે. આથી તે ચાર શરીર સોપભોગ–ઉપભોગ સહિત કહેવાય છે અને પરંપરાથી સાધન હોવાને લીધે કાર્મણને નિરુપભોગ કહેવામાં આવ્યું છે.

### જન્મસિદ્ધતા અને કૃત્રિમતા

પ્રશ્ન: શરીરોની જન્મસિદ્ધતા અને કૃત્રિમતાની હકીકત કહો.

ઉત્તર : તૈજસ અને કાર્મણ એ બે તો જન્મસિદ્ધ પણ નથી અને કૃત્રિમ પણ નથી. અર્થાત્ તે જન્મની પછી પણ થાય છે, છતાં છે અનાદિ સંબંદ્ધ. ઔદારિક જન્મસિદ્ધ જ છે, એ ગર્ભ તથા સંમૂર્છિમ એ બન્ને જન્મોમાં પેદા થાય છે. તેના સ્વામી મનુષ્ય અને તિર્યંચ જ છે. વૈક્રિય શરીર જન્મસિદ્ધ અને કૃત્રિમ બે પ્રકારનું છે. જે જન્મસિદ્ધ છે તે ઉપપાત જન્મ દ્વારા પેદા થાય છે, અને એ દેવો તથા નારકોને જ હોય છે. કૃત્રિમ વૈક્રિયનું કારણ લબ્ધિ છે. લબ્ધિ એક પ્રકારની તપોજન્ય શક્તિ છે, જેનો સંભવ કેટલાક ગર્ભજ મનુષ્ય અને તિર્યંચોમાં હોય છે. આના અધિકારી ગર્ભજ મનુષ્યો તથા તિર્યંચો જ હોઈ શકે છે. કૃત્રિમ વૈક્રિયની કારણભૂત એક બીજા પ્રકારની પણ લબ્ધિ માનવામાં આવે છે તે તપોજન્ય હોઈ જન્મથી જ મળે છે. આવી લબ્ધિ કેટલાક બાદર વાયુ-કાયિક જીવોમાં જ માનવામાં આવે છે. આથી એ પણ લબ્ધિજન્ય કૃત્રિમ વૈક્રિય શરીરના અધિકારી છે. આહારક શરીર કૃત્રિમ જ છે, એનું કારણ વિશિષ્ટ લબ્ધિ જ છે, જે મનુષ્ય સિવાય અન્ય જાતિ-માં હોતી નથી, અને મનુષ્યોમાં પણ એ વિશિષ્ટ મુનિને જ હોય છે.

પ્રશ્ન : વિશિષ્ટ મુનિ કયા ?

ઉત્તર : ચતુર્દશ પૂર્વપાઠી.

પ્રશ્ન : તેઓ તે લબ્ધિનો પ્રયોગ ક્યારે અને શેના માટે કરે છે ?

ઉત્તર : જ્યારે તેઓને કોઈ સૂક્ષ્મ વિષયમાં સંદેહ હોય છે ત્યારે સંદેહ નિવારણને માટે તેઓ તેનો ઉપયોગ કરે છે. અને તે સમયે તે દ્વારા હાથ જેટલું નાનું શરીર બનાવે છે–તે શુભ પુદ્ગલોથી ઉત્પન્ન થયેલું હોવાથી સુંદર હોય છે અને નિરવદ્ય હોય છે. એ અત્યંત સૂક્ષ્મ હોવાથી અવ્યાઘાતી હોય છે. આવા શરીર વડે તે સર્વજ્ઞની પાસે જઈ સંદેહ દૂર કરે છે; પછી એ શરીર વીખરાઈ જાય છે. આ કાર્ય ફક્ત અંતર્મુહૂર્તમાં થઈ જાય છે.

પ્રશ્ન : બીજું કોઈ શરીર લબ્ધિજન્ય નથી?

ઉત્તર : નહિ.

પ્રશ્ન : શાપ અને અનુગ્રહ દ્વારા તૈજસનો જે ઉપયોગ બતાવ્યો તેથી તો તે લબ્ધિજન્ય સ્પષ્ટ માલૂમ પડે છે, તો બીજું કોઇ શરીર લબ્ધિજન્ય નથી એ કથન કેવી રીતે ઘટી શકે?

ઉત્તર : અહીં લબ્ધિજન્યનો અર્થ ઉત્પત્તિ છે, પ્રયોગ નહિ. વૈક્રિય અને આહારકની જેમ તૈજસની ઉત્પત્તિ લબ્ધિથી નથી, પરંતુ તેનો પ્રયોગ ક્યારેક લબ્ધિથી કરી શકાય છે. એ આશયથી અહીં તૈજસને લબ્ધિજન્ય કૃત્રિમ કહ્યું નથી.

## લિંગ-વેદ વિભાગ:

नारकसम्मूर्छिनो नपुंसकानि ।५०।

न देवाः ।५१।

(५०) (नारक+सम्मूर्छिनः+नपुंसकानि)

(५१) (न+देवाः)

### શબ્દાર્થ

नारक—નારકો સમ્મૂર્છિનઃ—સંમૂર્છિમ

नपुंसकानि—નપુંસક न—નહિ

देवाः—દેવો

### વિશેષાર્થ-સમજૂતી

પ્રશ્ન : લિંગ એટલે શું?

ઉત્તર : લિંગ ચિહ્નને કહે છે.

પ્રશ્ન : લિંગ કેટલાં છે અને તે કયાં કયાં?

ઉત્તર : લિંગ ત્રણ છે : (૧) પુલ્લિંગ, (૨) સ્ત્રીલિંગ અને (૩) નપુંસકલિંગ.

પ્રશ્ન: લિંગનું બીજું શું નામ છે?

ઉત્તર: તેને વેદ પણ કહેવાય છે.

પ્રશ્ન: એ ત્રણ વેદો દ્રવ્ય અને ભાવરૂપે બબ્બે પ્રકારના છે તે સમજાવો.

ઉત્તર: દ્રવ્ય વેદનો અર્થ ઉપરનું ચિહ્ન છે, અને ભાવ વેદનો અર્થ અમુક અભિલાષા-ઇચ્છા છે.

દ્રવ્ય પુરુષવેદ એટલે જે ચિહ્નથી પુરુષની પિછાન થાય છે તે દ્રવ્ય પુરુષવેદ છે.

ભાવ પુરુષવેદ એટલે સ્ત્રીના સંસર્ગ-સુખની અભિલાષા એ ભાવ પુરુષવેદ છે.

દ્રવ્ય સ્ત્રીવેદ એટલે સ્ત્રીને પિછાનવાનું સાધન દ્રવ્ય સ્ત્રીવેદ છે.

ભાવ સ્ત્રીવેદ એટલે પુરુષના સંસર્ગ-સુખની અભિલાષા ભાવ સ્ત્રીવેદ છે.

દ્રવ્ય નપુંસકવેદ એટલે જેનામાં કંઈક સ્ત્રીનું ચિહ્ન અને કંઈક પુરુષનું ચિહ્ન હોય તે દ્રવ્ય નપુંસકવેદ છે.

ભાવ નપુંસકવેદ એટલે સ્ત્રીપુરુષ બન્નેના સુખની અભિલાષા એ ભાવ નપુંસકવેદ છે.

દ્રવ્યવેદ એ પૌદ્ગલિક આકૃતિરૂપ છે, જે નામકર્મના ઉદયનું ફળ છે.

ભાવવેદ: એક પ્રકારનો મનોવિકાર છે જે મોહનીય કર્મના ઉદયનું ફળ છે.

દ્રવ્યવેદ અને ભાવવેદની વચ્ચે સાધ્ય-સાધન અથવા પોષ્ય-પોષકનો સંબંધ છે.

**વિભાગ**

પ્રશ્ન: કોને નપુંસકવેદ હોય છે અને કોને હોતો નથી?

ઉત્તર: નારક અને સંમૂર્છિમ જીવોને નપુંસકવેદ હોય છે. દેવોને નપુંસકવેદ હોતો નથી. અર્થાત્ બાકીના બે વેદ તેમનામાં હોય છે. બાકીના બધાઓને એટલે કે મનુષ્યો અને તિર્યંચોને ત્રણે વેદ હોઈ શકે છે.

## વિકારની તરતમતા

પ્રશ્ન: વિકારની તરતમતા સમજાવો.

ઉત્તર: પુરુષવેદનો વિકાર સૌથી ઓછો સ્થાયી હોય છે. સ્ત્રી-વેદનો વિકાર એનાથી વધારે સ્થાયી અને નપુંસકનો વિકાર સ્ત્રી-વેદના વિકારથી પણ અધિક સ્થાયી હોય છે.

પ્રશ્ન: વિકારની તરતમતા ઉપમા દ્વારા સમજાવો.

ઉત્તર: પુરુષવેદનો વિકાર ઘાસમાં સળગતા અગ્નિ સમાન છે, જે તેની વિશિષ્ટ રચનાને લીધે જલદી પ્રગટ થતો દેખાય છે અને જલ્દી શાંત થતો પણ દેખાય છે. સ્ત્રીવેદનો વિકાર અંગારાની સમાન છે, જે તેની વિશિષ્ટ રચનાને લીધે જલ્દી પ્રગટ થતો દેખાતો નથી અને જલ્દી શાંત થતો પણ દેખાતો નથી.

નપુંસકવેદનો વિકાર તપેલી ઈંટના જેવો છે, જે બહુ જ સમય પછી શાંત થાય છે. સ્ત્રીમાં કોમળ ભાવ મુખ્ય છે એથી એને કઠોર તત્ત્વની અપેક્ષા રહે છે. પુરુષમાં કઠોર ભાવ મુખ્ય હોવાથી એને કોમળ તત્ત્વની અપેક્ષા રહે છે, પરંતુ નપુંસકમાં બન્ને ભાવોનું મિશ્રણ હોવાથી બન્ને તત્ત્વોની અપેક્ષા રહે છે.

## આયુષ્યના પ્રકાર અને સ્વામી

**औपपातिकचरमदेहोत्तमपुरुषाऽसंख्येयवर्षायुषोऽनपवर्त्यायुषः।५२।**

(५२) (औपपातिक+चरमदेह+उत्तमपुरुषा+असंख्येय+वर्ष +आयुषः+अनपवर्ति+आयुषः)

## શબ્દાર્થ

औपपातिक—ઉપપાત જન્મવાળા (નારક અને દેવ)
चरमदेहः—ચરમદેહી
उत्तमपुरुषा—ઉત્તમ પુરુષ  असंख्येय—અસંખ્યાત
वर्षा—વર્ષવાળા  आयुषः—આયુષ્ય
अनपवर्ती—અનપવર્તનીયવાળા
आयुषः—આયુષ્યવાળા

**સૂત્રાર્થ**: (૫૨) ઔપપાતિક (નારક અને દેવ) ચરમ શરીરી, ઉત્તમ પુરુષ અને અસંખ્યાત વર્ષજીવી એ અનપવર્તનીય આયુષ્યવાળા જ હોય છે.

## વિશેષાર્થ સમજૂતી

પ્રશ્ન: આયુષ્યના કેટલા પ્રકાર છે અને તે કયા કયા? તે અને તેનો શો અર્થ છે તે સમજાવો.

ઉત્તર: આયુષ્યના બે પ્રકાર છે: (૧) અપવર્તનીય અને અનપવર્તનીય.

**અપવર્તનીય:** જે આયુષ્ય બંધનાં સમયની સ્થિતિ પૂર્ણ થયા પહેલાં જ શીઘ્ર ભોગવી શકાય છે તે અપવર્તનીય આયુષ્ય છે.

**અનપવર્તનીય:** અને જે આયુષ્ય બંધકાળની સ્થિતિ પૂર્ણ થયા પહેલાં સમાપ્ત થતું નથી, તે અનપવર્તનીય આયુષ્ય છે.

પ્રશ્ન: અપવર્તનીય અને અનપવર્તનીય આયુષ્યનો બંધ કોના ઉપર આધાર રાખે છે?

ઉત્તર: તે બંધો સ્વાભાવિક નથી, પરંતુ તે પરિણામ(વિચાર)ની તારતમ્યતા ઉપર અવલંબિત છે.

પ્રશ્ન: આયુષ્ય ક્યારે બંધાય છે?

ઉત્તર: ભાવી જન્મના આયુષ્યનું નિર્માણ વર્તમાન જન્મમાં થાય

છે. તે સમયે જો પરિણામ મંદ હોય તો આયુષ્યનો બંધ શિથિલ થઈ જાય છે, તેથી નિમિત્ત મળતાં બંધકાળની કાળમર્યાદા ઘટી જાય છે; એનાથી ઊલટું જો પરિણામ તીવ્ર હોય તો આયુષ્યનો બંધ ગાઢ થાય છે, તેથી નિમિત્ત મળવા છતાં પણ બંધકાળની મર્યાદા ઘટતી નથી, અને આયુષ્ય પણ એકીસાથે ભોગવાતું નથી. તીવ્ર પરિણામથી ઉત્પન્ન થયેલ ગાઢ બંધવાળું આયુષ્ય શસ્ત્ર, વિષ આદિનો પ્રયોગ થયા છતાં પણ પોતાની નિયત કાળમર્યાદા પહેલાં પૂર્ણ થતું નથી, અને મંદ પરિણામથી ઉત્પન્ન થયેલ શિથિલ બંધવાળું આયુષ્ય ઉપર કહેલા પ્રયોગો થતાં જ પોતાની નિયત કાળમર્યાદા સમાપ્ત થયા પહેલાં જ અંતર્મુહૂર્તમાં જ ભોગવાઈ જાય છે. આયુષ્યના આ શીઘ્ર ભોગને જ અપવર્તનીય અથવા અકાળ મૃત્યુ કહે છે. અને નિયત સ્થિતિવાળા ભોગને અનપવર્તનીય અથવા કાળમૃત્યુ કહે છે.

પ્રશ્ન : અપવર્તનીય આયુષ્ય કેવું હોય છે?

ઉત્તર : તે સોપક્રમી એટલે ઉપક્રમ સહિતવાળું હોય છે.

પ્રશ્ન : ઉપક્રમનો અર્થ શો?

ઉત્તર : તીવ્ર શસ્ત્ર, તીવ્ર વિષ, તીવ્ર અગ્નિ આદિ જે નિમિત્તોથી અકાળ મૃત્યુ થાય છે તે નિમિત્તોનું પ્રાપ્ત થવું તે 'ઉપક્રમ' છે.

પ્રશ્ન : અનપવર્તનીય આયુષ્ય કેવું હોય છે?

ઉત્તર : તે સોપક્રમી અને નિરુપક્રમી બન્ને પ્રકારનું છે?

**અધિકારી**

પ્રશ્ન : ચરમ દેહી અને ઉત્તમ પુરુષ કોણ ગણાય?

ઉત્તર : તે મનુષ્ય જ ગણી શકાય.

પ્રશ્ન : ચરમદેહી એટલે શું?

ઉત્તર : જન્માંતર લીધા વિના એ જ શરીરથી મોક્ષ મેળવનાર ચરમદેહી કહેવાય છે.

પ્રશ્ન: ઉત્તમ પુરુષ કયા કહેવાય છે?

ઉત્તર: તીર્થંકર, ચક્રવર્તી, વાસુદેવ, પ્રતિવાસુદેવ આદિ ઉત્તમ પુરુષ કહેવાય છે.

પ્રશ્ન: અસંખ્યાત વર્ષજીવી કોણ છે?

ઉત્તર: અસંખ્યાત વર્ષજીવી કેટલાક મનુષ્યો અને કેટલાક તિર્યંચો જ હોય છે.

પ્રશ્ન: અનપવર્તનીય આયુષ્યવાળા કોણ છે?

ઉત્તર: ઔપપાતિક (નારક અને દેવો) અને અસંખ્યાત વર્ષજીવી નિરુપક્રમ–અનપવર્તનીય આયુષ્યવાળાં જ હોય છે.

પ્રશ્ન: ચરમ દેહી અને ઉત્તમ પુરુષ કેવા આયુષ્યવાળા હોય છે?

ઉત્તર: તેઓ સોપક્રમ એટલે અપવર્તનીય આયુષ્ય અને નિરુપક્રમ એટલે અનપવર્તનીય આયુષ્યવાળા હોય છે. તે સિવાય બાકીના બધા મનુષ્યો અને તિર્યંચો અપવર્તનીય અને અનપવર્તનીય આયુષ્યવાળા હોય છે.

પ્રશ્ન: નિયત કાળમર્યાદાની પહેલાં આયુષ્યનો ભોગ થઈ જવાથી કૃતનાશ અને અકૃતાગમ તથા નિષ્ફળતાનો દોષ લાગશે?

ઉત્તર: નહિ, કારણ કે શીઘ્ર ભોગવી લેવામાં ઉપરનો દોષ આવતો નથી; કેમકે જે કાર્ય લાંબા કાળ સુધી ભોગવી શકાય છે તે જ એકસાથે ભોગવી લેવાય છે. એનો કોઈ પણ ભાગ વિપાકાનુભવ કર્યા વિના છૂટકો નથી. આથી કૃત કર્મનો નાશ કે બદ્ધ કર્મની નિષ્ફળતા પ્રાપ્ત થતાં નથી. એ જ રીતે કર્માનુસાર રીતે આવનાર મૃત્યુ પણ આવે છે, એથી અકૃત કર્મ-આગમનનો દોષ પણ આવતો નથી. જેમ ઘાસની ગાઢી ગંજીમાં એક બાજુએ નાની સરખી ચિણગારી મૂકી દેવામાં આવે તો તે ચિણગારી એક એક તૃણને ક્રમશઃ બાળતી બાળતી તે આખી ગંજીને વિલંબથી બાળી શકે છે. તે જ ચિણગારી ઘાસની શિથિલ અને છૂટીછવાઇ ગંજીમાં ચારે બાજુથી મૂકવા-

માં આવે તો તેને એકસાથે બાળી નાખે છે. બીજું દૃષ્ટાંત: સમાન રૂપે ભીનાં થયેલાં બે કપડાંમાંથી એકને વાળીને અને બીજાને છૂટું કરીને સૂકવવામાં આવે તો વાળેલું વિલંબથી અને છૂટું કરેલું જલ્દીથી સુકાઇ જશે. પાણીનું પરિમાણ અને શોષણક્રિયા સમાન હોવા છતાં પણ કપડાના સંકોચ અને વિસ્તારના કારણથી એને સૂકવવામાં વિલંબ અને શીઘ્રતાનો ફરક પડે છે. એ જ રીતે સમાન પરિમાણના અપવર્તનીય અને અનપવર્તનીય આયુષ્યને ભોગવવામાં પણ ફક્ત વિલંબ અને શીઘ્રતાનો જ તફાવત છે, બીજો કોઇ નહિ. એથી કૃતનાશ આદિ દોષો આવતા નથી.

**બીજો અધ્યાય સમાપ્ત**

# અધ્યાય ૩

બીજા અધ્યાયમાં ગતિની અપેક્ષાએ સંસારી જીવના નારક, મનુષ્ય, તિર્યંચ અને દેવ એ ચાર પ્રકાર કહ્યા છે. સ્થાન, આયુષ અને અવગાહના આદિનું વર્ણન કરી તેમનું વિશેપ સ્વરૂપ ત્રીજા અને ચોથા અધ્યાયમાં બતાવવાનું છે. ત્રીજા અધ્યાયમાં નારક, તિર્યંચ અને મનુષ્યનું વર્ણન છે અને ચોથામાં દેવનું વર્ણન છે.

**પ્રથમ નારકોનું વર્ણન કરે છે:**

रत्नशर्करावालुकापङ्कधूमतमोमहातमःप्रभाभूमयो
घनाम्बुवाताकाशप्रतिष्ठाः सप्ताधोऽधः पृथुतराः ।१।
तासु नरकाः ।२।
नित्याशुभतरलेश्यापरिणामदेहवेदनाविक्रियाः ।३।
परस्परोदीरितदुःखाः ।४।
संक्लिष्टासुरोदीरितदुःखाश्च प्राक् चतुर्थ्याः ।५।
तेष्वेकत्रिसप्तदशसप्तदशद्वाविंशतित्रयस्त्रिंशत्साग-
रोपमाः सत्त्वानां परा स्थितिः ।६।

(१) (रत्न+शर्करा+वालुका+पङ्क+धूम+तमः+महातमः+प्रभा+भूमयः+ घनाम्बु+वात+आकाश+प्रतिष्ठाः+सप्त+अधःअधः+पृथुतराः)
(२) (तासु+नरकाः)
(३) (नित्य+अशुभतर+लेश्या+परिणाम+देह+वेदना+विक्रियाः)
(४) (परस्पर+उदीरित+दुःखाः)
(५) (संक्लिष्ट+असुर+उदीरित+दुःखाः+च+प्राक्+चतुर्थ्याः)
(६) (तेषु+एक+त्रि+सप्त+दश+द्वाविंशति+त्रयस्त्रिंशत्+सागरोपमाः+ सत्त्वानाम्+परा+स्थितिः)

## શબ્દાર્થ

रत्न—રત્નપ્રભા
शर्करा—શર્કરાપ્રભા
वालुका—વાલુકાપ્રભા
पङ्क—પંકપ્રભા
धूम—ધૂમપ્રભા
तमः—તમઃપ્રભા
महातमः—મહાતમપ્રભા
भूमयः—ભૂમિઓ
घनाम्बु—ઘનામ્બુ
वात—વાત
आकाश—આકાશ
प्रतिष्ठाः—સ્થિત છે
सप्त—સાત
अधःअधः—નીચેનીચેની
पृथुतराः—વિસ્તારવાળા
तासु—તેમાં
नारकाः—નારકીના જીવો
नित्य—હમેશ
अशुभतर—વધારે અશુભ
लेश्या—લેશ્યાઓ
परिणाम—સ્વભાવ
देह—શરીર
वेदना—વેદના (દુઃખ)
विक्रियाः—વિક્રિયાવાળાં
परस्पर—એકબીજા
उदीरित—ઉત્પન્ન કરેલા
दुःखाः—દુઃખોવાળા
च—વળી
प्राक्—પહેલાં
चतुर्थ्याः—ચોથી ભૂમિથી
तेषु—તે નારકોમાં
एक—એક
त्रि, सप्त, दश—ત્રણ,સાત અને દશ
द्वाविंशति—બાવીશ
त्रयस्त्रिंशत्—તેત્રીશ
सागरोपमाः—સાગરોપમ
सत्त्वानाम्—પ્રાણીઓની
परा—ઉત્કૃષ્ટ
स्थितिः—સ્થિતિ

**સૂત્રાર્થ :** રત્નપ્રભા, શર્કરાપ્રભા, વાલુકાપ્રભા, પંકપ્રભા, ધૂમપ્રભા, તમઃપ્રભા અને મહાતમઃપ્રભા એ સાત ભૂમિઓ છે; જે ઘનાંબુ, વાત અને આકાશ ઉપર સ્થિત છે; એકબીજાની નીચે છે; અને નીચેનીચેની, એકબીજાથી અધિક વિસ્તારવાળી છે.

એ ભૂમિઓમાં નરક છે.

તે નરક નિત્ય-નિરંતર અશુભતર લેશ્યા, પરિણામ, દેહ, વેદના અને વિક્રિયાવાળાં છે.

તથા પરસ્પર ઉત્પન્ન કરેલાં દુઃખવાળાં હોય છે.

અને ચોથી ભૂમિથી પહેલાં અર્થાત્ ત્રણ ભૂમિઓ સુધી સંકિલષ્ટ અસુરો દ્વારા ઉત્પન્ન કરેલાં દુઃખવાળાં પણ હોય છે.

એ નરકોમાં વર્તમાન પ્રાણીઓની ઉત્કૃષ્ટ સ્થિતિ ક્રમથી એક, ત્રણ, સાત, દશ, સત્તર, બાવીશ અને તેત્રીસ સાગરોપમ પ્રમાણ છે.

લોકના અધો, મધ્યમ અને ઊર્ધ્વ એવા ત્રણ ભાગ છે. નીચેનો ભાગ મેરુ પર્વતની સમતલ ભૂમિની નીચે નવસો યોજનના ઊંડાણ પછી ગણાય છે, જેનો આકાર ઊંધા કરેલા શરાવ-શકોરા જેવો છે; અર્થાત્ નીચેનીચે વિસ્તીર્ણ છે. સમતલની નીચે નવસો યોજન તેમજ તેની ઉપરના નવસો યોજન અર્થાત્ કુલ અઢારસો યોજનનો મધ્યમ લોક છે, જેનો આકાર ઝાલરની પેઠે બરાબર આયામવિષ્કંભ-લંબાઈ અને પહોળાઈવાળો છે. મધ્યમ લોકની ઉપરનો સંપૂર્ણ લોક ઊર્ધ્વ લોક છે, જેનો આકાર પખાજ જેવો છે.

નારકોના નિવાસસ્થાનની ભૂમિઓ નરકભૂમિ કહેવાય છે, જે અધોલોકમાં છે. એવી ભૂમિઓ સાત છે. એ સાતે ભૂમિઓ સમશ્રેણિમાં ન હોઈ એકબીજાથી નીચે છે. એમનો આયામ-લંબાઈ અને વિષ્કંભ-પહોળાઈ પરસ્પર સમાન નથી; પરન્તુ નીચેનીચેની ભૂમિની લંબાઈ-પહોળાઈ અધિક અધિક છે; અર્થાત્ પહેલી ભૂમિથી બીજીની લંબાઈ-પહોળાઈ અધિક છે; બીજીથી ત્રીજીની. આ રીતે છઠ્ઠીથી સાતમી સુધીની લંબાઈ-પહોળાઈ અધિક અધિક સમજવી જોઈએ.

આ સાતે ભૂમિઓ એકબીજાથી નીચે છે; પરન્તુ એકબીજાને અડીને રહેલી નથી, અર્થાત્ એકબીજાની વચમાં બહુ જ મોટું અંતર છે. આ અંતરમાં ઘનોદધિ, ઘનવાત, તનુવાત અને આકાશ, ક્રમથી નીચે-

નીચે છે. અર્થાત્ પહેલી નરકભૂમિની નીચે ઘનોદધિ છે, ઘનોદધિની નીચે ઘનવાત છે, ઘનવાતની નીચે તનુવાત અને તનુવાતની નીચે આકાશ[૧] છે. આકાશની પછી બીજી નરકભૂમિ છે. આ ભૂમિ અને ત્રીજી ભૂમિની વચમાં પણ ઘનોદધિ આદિનો એ જ ક્રમ છે; આ રીતે સાતમી ભૂમિ સુધી બધી ભૂમિઓની નીચે એ ક્રમથી ઘનોદધિ આદિ વર્તમાન છે. ઉપરની અપેક્ષાએ નીચેના પૃથ્વીપિંડ-ભૂમિની જાડાઇ અર્થાત્ ઉપરથી લઇ નીચેના તલ સુધીનો ભાગ ઓછો ઓછો છે. જેમકે પ્રથમ ભૂમિની જાડાઇ એક લાખ એંશી હજાર યોજન, બીજીની એક લાખ બત્રીશ હજાર, ત્રીજીની એક લાખ અઠ્ઠાવીશ

---

[૧] ભગવતીસૂત્રમાં લોકસ્થિતિનું સ્વરૂપ સમજાવતાં બહુ સ્પષ્ટ હકીકત નીચે પ્રમાણે આપેલી છે:

"ત્રસ, સ્થાવરાદિ પ્રાણીઓનો આધાર પૃથ્વી છે; પૃથ્વીનો આધાર ઉદધિ છે; ઉદધિનો આધાર વાયુ છે અને વાયુનો આધાર આકાશ છે. વાયુને આધારે ઉદધિ અને તેને આધારે પૃથ્વી રહી જ કેમ શકે? આ પ્રશ્નનો ખુલાસો નીચે પ્રમાણે છે:

કોઈ પુરુષ પવન ભરીને ચામડાની મસકને ફુલાવે. પછી વાધરીની મજબૂત ગાંઠથી મસકનું મોઢું બાંધી લે. એ જ રીતે મસકના વચલા ભાગને પણ વાધરીથી બાંધી લે; એમ થવાથી મસકમાં ભરેલા પવનના બે વિભાગ થઈ જશે અને મસકનો આકાર ડાકલા જેવો લાગશે. હવે મસકનું મોઢું ઉઘાડી ઉપલા ભાગનો પવન કાઢી નાંખે અને તે જગ્યાએ પાણી ભરી દે અને પાછું મસકનું મોઢું બંધન કરે; અને પછી વચ્ચેનું બંધન છોડી નાખે, તો જણાશે કે જે પાણી મસકના ઉપલા ભાગમાં ભરેલું છે તે ઉપરના ભાગમાં જ રહેશે-વાયુની ઉપર જ રહેશે-નીચે નહિ જાય. કારણ કે ઉપરના ભાગમાં રહેલા પાણીને મસકની નીચેના ભાગમાં રહેલા પવનનો આધાર છે. અર્થાત્ જેમ મસકમાં પવનને આધારે પાણી ઉપર જ રહે છે, તેમ પૃથ્વી વગેરે પણ પવનને આધારે પ્રતિષ્ઠિત છે." શતક ૧, ઉદ્દેશક ૬.

હજાર, ચોથીની એકલાખ વીસ હજાર, પાંચમીની એક લાખ અઢાર હજાર, છઠ્ઠીની એક લાખ સોળ હજાર તથી સાતમીની જાડાઈ એક લાખ આઠ હજાર યોજન છે. સાતે ભૂમિઓની નીચે જે સાત ઘનોદધિવલય છે, એ બધાની જાડાઈ એકસરખી છે એટલે કે વીસ વીસ હજાર યોજનની છે; અને જે સાત ઘનવાત તથા સાત તનુવાત વલયો છે એમની જાડાઈ સામાન્યરૂપથી અસંખ્યાત યોજન પ્રમાણ હોવા છતાં પણ પરસ્પર તુલ્ય નથી; અર્થાત્ પ્રથમ ભૂમિની નીચેના ઘનવાતવલય તથા તનુવાતવલયની અસંખ્યાત યોજન પ્રમાણ જાડાઇથી બીજી ભૂમિની નીચેના ઘનવાતવલય તથા તનુવાતવલયની જાડાઈ વિશેષ છે. એ જ ક્રમથી ઉત્તરઉત્તર છઠ્ઠી ભૂમિના ઘનવાત, તનુવાતવલયથી સાતમી ભૂમિના ઘનવાત, તનુવાતવલયની જાડાઈ વિશેષ વિશેષ છે. એ રીતે આકાશનું પણ સમજવું.

પહેલી ભૂમિ રત્નપ્રધાન હોવાથી રત્નપ્રભા કહેવાય છે. એ રીતે શર્કરા એટલે કે કાંકરાની બહુલતાને લીધે બીજી શર્કરાપ્રભા, વાલુકા એટલે કે રેતીની મુખ્યતાને લીધે ત્રીજી વાલુકાપ્રભા, પંક એટલે કે કાદવની અધિકતાથી ચોથી પંકપ્રભા, ધૂમ એટલે કે ધુમાડાની અધિકતાથી પાંચમી ધૂમપ્રભા, તમ: એટલે કે અંધારાની વિશેષતાથી છઠ્ઠી તમ:પ્રભા અને મહાતમ: એટલે ઘન અંધકારની પ્રચુરતાથી સાતમી ભૂમિ મહાતમ:પ્રભા કહેવાય છે. એ સાતેનાં નામ ક્રમપૂર્વક ઘર્મા, વંશા, શૈલા, અંજના, રિષ્ટા, માઘવ્યા અને માઘવી છે.

રત્નપ્રભા ભૂમિના ત્રણ કાંડ—ભાગ છે. પહેલો ખરકાંડ રત્નપ્રચુર છે; જે સૌથી ઉપર છે. તેની જાડાઈ ૧૬ હજાર યોજન પ્રમાણ છે. એની નીચેનો બીજો કાંડ પંકબહુલ કાદવથી ભરેલો છે; જેની જાડાઈ ૮૪ હજાર યોજન છે. એની નીચેનો ત્રીજો ભાગ જલબહુલ—પાણીથી ભરેલો છે; જેની જાડાઈ ૮૦ હજાર યોજન છે. ત્રણે કાંડોની જાડાઇનો સરવાળો કરીએ તો એક લાખ એંશી હજાર યોજન થાય છે. આ

પહેલી ભૂમિની જાડાઈ થઈ. બીજીથી લઈ સાતમી ભૂમિ સુધીમાં આવો વિભાગ નથી; કેમકે એમાં શર્કરા, વાલુકા આદિ જે જે પદાર્થો છે તે બધી જગ્યાએ એકસરખા છે. રત્નપ્રભાનો પ્રથમ કાંડ બીજા ઉપર અને બીજો કાંડ ત્રીજા ઉપર સ્થિત છે; ત્રીજો કાંડ ઘનોદધિવલય ઉપર, ઘનોદધિ ઘનવાતવલય ઉપર; ઘનવાત તનુવાતવલય ઉપર અને તનુવાત આકાશ ઉપર પ્રતિષ્ઠિત છે; પરન્તુ આકાશ કોઈના ઉપર સ્થિત નથી, તે આત્મપ્રતિષ્ઠિત છે; કેમકે આકાશનો સ્વભાવ જ એવો છે કે જેથી એને બીજા આધારની અપેક્ષા રહેતી નથી. બીજી ભૂમિનો આધાર એનો ઘનોદધિવલય છે; તે વલય પોતાની નીચેના ઘનવાતવલય ઉપર આશ્રિત છે; ઘનવાત પોતાની નીચેના તનુવાતનો આશ્રિત છે; તનુવાત નીચેના આકાશ ઉપર પ્રતિષ્ઠિત છે અને આકાશ સ્વાશ્રિત છે. એ જ ક્રમ સાતે ભૂમિઓ સુધી દરેક ભૂમિ અને એના ઘનોદધિ આદિ વલયની સ્થિતિના સંબંધમાં સમજી લેવો. ઉપરઉપરની ભૂમિથી નીચેનીચેની ભૂમિનું બાહલ્ય ઓછું હોવા છતાં પણ એનો વિષ્કંભ આયામ અધિકઅધિક વધતો જ જાય છે. એથી એનું સંસ્થાન છત્રાતિછત્રની સમાન અર્થાત્ ઉત્તરોત્તર પૃથુવિસ્તીર્ણ, પૃથુતર કહેવાય છે. [૧]

સાતે ભૂમિઓની જેટજેટલી જાડાઈ પહેલાં કહી છે એની ઉપર તથા નીચેના એકએક હજાર યોજન છોડી દઈને બાકીના મધ્યભાગમાં નરકાવાસ છે. જેમકે રત્નપ્રભાની એક લાખ એંશી હજાર યોજનની જાડાઈમાંથી ઉપર નીચેના એકએક હજાર યોજન છોડીને વચલા એક લાખ અઠ્ઠોતેર હજાર યોજન પ્રમાણ ભાગમાં નરક છે. એ જ ક્રમ સાતે ભૂમિ સુધી સમજી લેવો. નરકોનાં રૌરવ, રૌદ્ર, ઘાતન, શોચન આદિ અશુભ નામ છે; જેમને સાંભળતાં જ ભય પેદા થાય છે. રત્નપ્રભાગત સીમંતક નામના નારકાવાસથી લઈ મહાતમ:પ્રભાગત અપ્રતિષ્ઠાનનામક નરકાવાસ સુધીના બધા નરકાવાસ વજ્રના છરાના

જેવાં તળવાળાં છે; પણ બધાનાં સંસ્થાન–આકાર એકસરખા નથી. કેટલાક ગોળ, કેટલાક ત્રિકોણ, કેટલાક ચતુષ્કોણ, કેટલાક હાંલ્લા જેવા, કેટલાક લોઢાના ઘડા જેવા, એ રીતે ભિન્નભિન્ન પ્રકારના હોય છે. પ્રસ્તર–પ્રતર જે માળવાળા ઘરના તળ સમાન છે, એમની સંખ્યા આ પ્રમાણે છે: રત્નપ્રભામાં તેર પ્રસ્તર છે અને શર્કરાપ્રભામાં અગિયાર. આ પ્રકારે દરેક નીચેની ભૂમિમાં બબ્બે ઘટાડવાથી સાતમી મહાતમ:પ્રભા ભૂમિમાં એક જ પ્રસ્તર છે. એ પ્રસ્તરોમાં નરક છે.

ભૂમિઓમાં નરકાવાસોની સંખ્યા: પ્રથમ ભૂમિમાં ત્રીસ લાખ, બીજીમાં પચીસ લાખ, ત્રીજીમાં પંદર લાખ, ચોથીમાં દસ લાખ, પાંચમીમાં ત્રણ લાખ, છઠ્ઠીમાં પાંચ ઓછા એક લાખ (૯૯,૯૯૫) અને સાતમી ભૂમિમાં ફક્ત પાંચ નરકાવાસ છે.

પ્રશ્ન: પ્રસ્તરોમાં નરક છે એમ કહેવાનો શો અર્થ?

ઉત્તર: એક પ્રસ્તર અને બીજા પ્રસ્તરની વચ્ચે જે અવકાશ એટલે કે અંતર છે, એમાં નરક નથી; કિન્તુ દરેક પ્રસ્તરની જાડાઇ જે ત્રણ ત્રણ હજાર યોજનની માનવામાં આવે છે, એમાં એ વિવિધ સંસ્થાનવાળાં નરક છે.

પ્રશ્ન: નરક અને નારકનો શો સંબંધ?

ઉત્તર: નારક એ જીવ છે; અને નરક એના સ્થાનનું નામ છે. નરક નામના સ્થાનના સંબંધથી જ તેઓ નારક કહેવાય છે. [૨]

પહેલી ભૂમિથી બીજી અને બીજીથી ત્રીજી એ રીતે સાતમી ભૂમિ સુધીનાં નરક અશુભ, અશુભતર અને અશુભતમ રચનાવાળાં છે. એ પ્રકારે એ નરકોમાં રહેલ નારકોની લેશ્યા, પરિણામ, દેહ, વેદના અને વિક્રિયા પણ ઉત્તરોત્તર અધિકાધિક અશુભ છે.

લેશ્યા: રત્નપ્રભામાં કાપોત લેશ્યા છે; શર્કરાપ્રભામાં પણ કાપોત છે; પરંતુ તે રત્નપ્રભાથી અધિક તીવ્ર સંક્લેશવાળી છે. વાલુકાપ્રભામાં કાપોત અને નીલ લેશ્યા છે; પંકપ્રભામાં નીલ લેશ્યા

**હવે કલ્પોની પરિગણના કરે છે:**

प्राग् ग्रैवेयकेभ्यः कल्पाः ।२४।

(२४) (प्राग्+ग्रैवेयकेभ्यः+कल्पाः)

**શબ્દાર્થ**

प्राग्—પહેલાં ग्रैवेयकेभ्यः—ગ્રૈવેયકથી

कल्पाः—કલ્પ

**સૂત્રાર્થ**: ગ્રૈવેયકની પહેલાં કલ્પ છે.

## વિશેષાર્થ-સમજૂતી

જેમાં ઇન્દ્ર, સામાનિક, ત્રાયસ્ત્રિંશ આદિ રૂપે દેવોના વિભાગની કલ્પના છે, તે 'કલ્પ'. એવા કલ્પ ગ્રૈવેયકની પહેલાં, અર્થાત્ સૌધર્મથી અચ્યુત સુધી બાર છે. ગ્રૈવેયકથી લઇ બધા કલ્પાતીત છે. કેમકે એમાં ઇન્દ્ર, સામાનિક, ત્રાયસ્ત્રિંશ આદિ રૂપે દેવોના વિભાગની કલ્પના નથી; અર્થાત્ તે બધા બરોબરીવાળા હોવાથી 'અહમિંદ્ર' કહેવાય છે. [૨૪]

**હવે લોકાન્તિક દેવોનું વર્ણન કરે છે:**

ब्रह्मलोकालया लोकान्तिकाः ।२५।

सारस्वतादित्यवह्न्यरुणगर्दतोयतुषिताव्याबाध-

[१]मरुतोऽरिष्टाश्च।२६।

---

[૧] રૉયલ એશિયાટિક સોસાયટીના મુદ્રિત પુસ્તકમાં 'अरिष्टाश्च' એવો અંશ નિશ્ચિતરૂપે સૂત્રમાં ન રાખતાં કોષ્ટકમાં રાખ્યો છે; પરંતુ મ. ભ.ના મુદ્રિત પુસ્તકમાં તે અંશ 'रिष्टाश्च' પાઠ સૂત્રગત?જ નિશ્ચિતરૂપે છાપ્યો છે. જો કે શ્વેતાંબર સંપ્રદાયના મૂળસૂત્રમાં ऽरिष्टाश्च એવો પાઠ છે. છતાં પણ એ સૂત્રના ભાષ્યની ટીકામાં જે "सूरिणोपात्ताः रिष्टविमानप्रस्तारवर्तिभिः" ઇત્યાદિ ઉલ્લેખ છે, એમાં अरिष्टના સ્થાને रिष्ट હોવાનો પણ તર્ક થઈ શકે છે; પરંતુ દિગંબર સંપ્રદાયમાં આ સૂત્રનો અંતિમ ભાગ 'ऽव्याबाधारिष्टाश्च' એ પાઠ છે તેથી અહીં સ્પષ્ટ રીતે અરિષ્ટ નામ જ ફલિત થાય છે, રિષ્ટ નહિ; તેમજ મરુતનું વિધાન પણ નથી.

(૨૫) (ब्रह्मलोक+आलया:+लोकान्तिका:)

(૨૬) (सारस्वत+आदित्य+वह्नि+अरुण+गर्दतोय+तुषित+अव्याबाध+मरुत:+अरिष्टा:+च)

## શબ્દાર્થ

| | |
|---|---|
| ब्रह्मलोक—બ્રહ્મલોક | आलया—નિવાસસ્થાન |
| लोकान्तिका:—લોકાન્તિક દેવો(નું) | सारस्वत—સારસ્વત |
| आदित्य—આદિત્ય | वह्नि—અગ્નિ |
| अरुण—અરુણ | गर्दतोय—ગર્દતોય |
| तुषित—તુષિત | अव्याबाध—અવ્યાબાધ |
| मरुत—મરુત | अरिष्टा:—અરિષ્ટ—દેવો |
| च—વળી | |

**સૂત્રાર્થ :** બ્રહ્મલોક એ જ લોકાન્તિક દેવોનું આલય-નિવાસસ્થાન છે.

સારસ્વત, આદિત્ય, વહ્નિ, અરુણ, ગર્દતોય, તુષિત, અવ્યાબાધ, મરુત અને અરિષ્ટ એ લોકાન્તિક છે.

## વિશેષાર્થ-સમજૂતી

લોકાંતિક દેવો વિષયરતિથી રહિત હોવાથી દેવર્ષિ કહેવાય છે. તેઓ પરસ્પર નાનામોટા ન હોવાથી બધા સ્વતંત્ર છે અને તીર્થંકરના નિષ્ક્રમણ એટલે કે ગૃહત્યાગના સમયે એમની સામે ઊભા રહી 'बुज्झह बुज्झह' શબ્દ દ્વારા પ્રતિબોધ કરવાના પોતાના આચારનું પાલન કરે છે. તે બ્રહ્મલોક નામના પાંચમા સ્વર્ગની ચારે બાજુની દિશાઓ-વિદિશાઓમાં રહે છે; બીજે ક્યાં ય રહેતા નથી. તે બધા ત્યાંથી ચ્યુત થઇ મનુષ્યજન્મ લઇ મોક્ષ પ્રાપ્ત કરે છે.

દરેક દિશા, દરેક વિદિશા અને મધ્ય ભાગમાં એકએક જાતિ વસવાના કારણે એમની કુલ નવ જાતિઓ છે. જેમકે, પૂર્વોત્તર એટલે કે ઇશાન ખૂણામાં સારસ્વત, પૂર્વમાં આદિત્ય, પૂર્વદક્ષિણ

એટલે અગ્નિ ખૂણામાં વહ્નિ, દક્ષિણમાં અરુણ, દક્ષિણપશ્ચિમમાં એટલે નૈઋર્ત્ય ખૂણામાં ગર્દતોય, પશ્ચિમમાં તુષિત, પશ્ચિમોત્તર એટલે વાયવ્ય ખૂણામાં અવ્યાબાધ, ઉત્તરમાં મરુત અને વચમાં અરિષ્ટ નામનાં લોકાંતિક દેવો રહે છે. એમનાં સારસ્વત આદિ નામ વિમાનના નામથી પ્રસિદ્ધ થયાં છે. અહીં એટલી વિશેષતા જાણી લેવી જોઇએ કે આ બન્ને સૂત્રોના મૂળ ભાષ્યમાં લોકાંતિક દેવના આઠ જ ભેદો બતાવ્યા છે; દિગંબર સૂત્રપાઠ પ્રમાણે પણ આઠ જ સંખ્યા જણાય છે, તેમાં મરુતનો ઉલ્લેખ નથી. અલબત્ત, ઠાણાંગ આદિ સૂત્રોમાં નવ ભેદ દેખાય છે; (ઉત્તમ ચરિત્રમાં તો દશ ભેદોનો પણ ઉલ્લેખ છે) તેથી એમ જણાય છે કે મૂળસૂત્રમાં 'मरुतो' પાઠ પ્રક્ષિપ્ત થયેલો છે. [૨૫-૨૬]

**હવે અનુત્તર વિમાનના દેવોનું વિશેષત્વ કહે છે:**

विजयादिषु द्विचरमाः ।२७।

(विजयादिषु+द्वि+चरमाः)

**શબ્દાર્થ**

विजयादिषु—વિજયાદિમાં    द्वि—બે

चरमाः—છેલ્લી વાર

**સૂત્રાર્થ:** વિજયાદિમાં દેવ, દ્વિચરમ–ફક્ત બે વાર મનુષ્યજન્મ ધારણ કરવાવાળા–હોય છે.

**વિશેષાર્થ-સમજૂતી**

અનુત્તર વિમાનના પાંચ પ્રકાર છે. એમાંથી વિજય, વૈજયંત, જયંત અને અપરાજિત એ ચાર વિમાનોમાં જે દેવો રહે છે, તે દ્વિચરમ હોય છે. અર્થાત્ તે અધિકમાં અધિક બે વાર મનુષ્યજન્મ ધારણ કરી મોક્ષ પામે છે. એનો ક્રમ આ પ્રમાણે છે: ચાર અનુત્તર વિમાનથી ચ્યુત થયા પછી મનુષ્યજન્મ, એ જન્મની પછી અનુત્તર

વિમાનમાં દેવજન્મ, ત્યાંથી પાછો મનુષ્યજન્મ અને તે જ જન્મમાં મોક્ષ. પરંતુ સર્વાર્થસિદ્ધવિમાનવાસી દેવો ફક્ત એક જ વાર મનુષ્ય-જન્મ લે છે; તે એ વિમાનથી ચ્યુત થયા પછી મનુષ્યત્વ ધારણ કરી એ જન્મમાં જ મોક્ષ પ્રાપ્ત કરે છે. અનુત્તરવિમાનવાસી સિવાય બીજા કોઈ પણ પ્રકારના દેવો માટે કાંઈ નિયમ નથી; કેમકે કોઈક તો એક જ વાર મનુષ્યજન્મ લઈ મોક્ષ પામે છે, કોઈ બે વાર, કોઈ ત્રણ વાર, કોઈ ચાર વાર અને કોઈ એથી પણ અધિક વાર જન્મ ધારણ કરે છે. [૨૭]

**હવે તિર્યંચોનું સ્વરૂપ કહે છે:**

**औपपातिकमनुष्येभ्यः शेषास्तिर्यग्योनयः ।२८।**

(औपपातिक+मनुष्येभ्यः+शेषाः+तिर्यग्+योनयः)

**શબ્દાર્થ**

औपपातिक—ઔપપાતિક | मनुष्येभ्यः—મનુષ્ય સિવાયના
शेषाः—બાકી રહ્યા | तिर्यग्—તિર્યંચ
योनयः—યોનિયોવાળા

**સૂત્રાર્થ:** ઔપપાતિક અને મનુષ્ય સિવાયના જે જે બાકી રહ્યા તે તે તિર્યંચ યોનિવાળા છે.

**વિશેષાર્થ-સમજૂતી**

તિર્યંચ કોણ કહેવાય છે? એ પ્રશ્નનો ઉત્તર આ સૂત્રમાં આપ્યો છે. ઔપપાતિક અર્થાત્ દેવ તથા નારક અને મનુષ્યને છોડીને બાકીના બધા સંસારી જીવો તિર્યંચ જ કહેવાય છે. દેવ, નારક અને મનુષ્ય ફક્ત પંચેંદ્રિય હોય છે; પરંતુ તિર્યંચમાં એકેંદ્રિયથી પંચેંદ્રિય સુધીના બધા પ્રકારના જીવો આવી જાય છે. જેમ દેવ, નારક અને મનુષ્ય, લોકના ખાસ ખાસ વિભાગમાં જ મળી આવે છે તેવું તિર્યંચો વિષે નથી; કેમકે તેમનું સ્થાન લોકના બધા ભાગમાં છે. [૨૮]

અધિકારસૂત્ર:

स्थितिः ।२९।

(स्थितिः)

શબ્દાર્થ

स्थितिः—સ્થિતિ—આયુષ્ય

**સૂત્રાર્થ**: આયુષનું વર્ણન કરવામાં આવે છે.

## વિશેષાર્થ-સમજૂતી

મનુષ્ય અને તિર્યંચનાં જઘન્ય અને ઉત્કૃષ્ટ આયુષ બતાવ્યાં છે. દેવ અને નારકનાં બતાવવાનાં બાકી છે. તે આ અધ્યાયની સમાપ્તિ સુધી બતાવાશે. [૨૯]

**ભવનપતિનિકાયની ઉત્કૃષ્ટ સ્થિતિનું વર્ણન:**

भवनेषु दक्षिणार्धाधिपतीनां पल्योपममध्यर्धम् ।३०।

शेषाणां पादोने ।३१।

असुरेन्द्रयोः सागरोपममधिकं च ।३२।

(३०) (भवनेषु+दक्षिणार्ध+अधिपतिनाम्+पल्योपमम्+अध्यर्धम्)

(३१) (शेषाणाम्+पाद+उने)

(३२) (असुरेन्द्रयोः+सागरोपमम्+अधिकम्+च)

શબ્દાર્થ

भवनेषु—ભવનોમાં  दक्षिणार्ध—દક્ષિણાર્ધના

अधिपतीनाम्—અધિપતિઓની (ઈન્દ્રોની)

शेषाणाम्—બાકીનાઓની  पादोने—પા ઓછો (પોણા બે)

असुरेन्द्रयोः—બે અસુરેન્દ્રોની  सागरोपमम्—સાગરોપમથી

अधिकं—(અને) અધિક  च—વળી

**સૂત્રાર્થ**: ભવનોમાં દક્ષિણાર્ધના ઇન્દ્રોની સ્થિતિ દોઢ પલ્યોપમની છે.

શેષ ઇન્દ્રોની સ્થિતિ પોણા બે પલ્યોપમની છે.

બે અસુરેન્દ્રોની સ્થિતિ ક્રમથી સાગરોપમ અને કંઈક અધિક સાગરોપમની છે.

## વિશેષાર્થ–સમજૂતી

અહીં ભવનપતિનિકાયની જે સ્થિતિ બતાવી છે, તે ઉત્કૃષ્ટ સમજવી જોઇએ; કેમકે જઘન્ય સ્થિતિનું વર્ણન આગળના પિસ્તાળીસમા સૂત્રમાં આવવાનું છે. ભવનપતિનિકાયના અસુરકુમાર, નાગકુમાર આદિ દશ ભેદો પહેલાં કહ્યા છે. દરેક ભેદના દક્ષિણાર્ધના અધિપતિ અને ઉત્તરાર્ધના અધિપતિરૂપે બે બે ઇન્દ્ર છે; તેમનું વર્ણન પહેલાં જ કરી દીધું છે. એમાંથી દક્ષિણ અને ઉત્તરના બે અસુરેન્દ્રોની ઉત્કૃષ્ટ સ્થિતિ આ પ્રમાણે છે: દક્ષિણાર્ધના અધિપતિ ચમર નામના અસુરેન્દ્રની સ્થિતિ એક સાગરોપમની અને ઉત્તરાર્ધના અધિપતિ બલિ નામના અસુરેન્દ્રની સ્થિતિ સાગરોપમથી કાંઈક અધિક છે. અસુરકુમારને છોડીને બાકીના નાગકુમાર આદિ નવ પ્રકારના ભવનપતિના દક્ષિણાર્ધના ધરણેન્દ્ર આદિ જે નવ ઇંદ્ર છે, એમની સ્થિતિ દોઢ પલ્યોપમની અને જે ઉત્તરાર્ધના ભૂતાનંદ આદિ નવ ઇન્દ્ર છે, એમની સ્થિતિ પોણા બે પલ્યોપમની છે. [૩૦–૩૨]

**હવે વૈમાનિકની ઉત્કૃષ્ટ સ્થિતિનું વર્ણન કરે છે:**

सौधर्मादिषु यथाक्रमम् ।३३।

सागरोपमे ।३४।

अधिके च ।३५।

सप्त सानत्कुमारे ।३६।

विशेषत्रिसप्तदशैकादशत्रयोदशपञ्चदशभिरधिकानि च ।३७।

आरणाच्युतादूर्ध्वमेकैकेन नवसु ग्रैवेयकेषु विजयादिषु सर्वार्थसिद्धे च ।३८।

(३३) (सौधर्मादिषु+यथाक्रमम्)
(३४) (सागरोपमे)
(३५) (अधिके च)
(३६) (सप्त+सानत्कुमारे)
(३७) (विशेष+त्रि+सप्तदश+एकादश+त्रयोदश+पञ्चदशभिः+अधिकानि+च)
(३८) (आरण+अच्युतात्+ऊर्ध्वम्+एक+एकेन+नवसु+ग्रैवेयकेषु+विजयादिषु+सर्वार्थसिद्धे+च)

## શબ્દાર્થ

सौधर्मादिषु—સૌધર્મ આદિ દેવલોકમાં

| | |
|---|---|
| यथाक्रमम्—અનુક્રમે | सागरोपमे—સાગરોપમની |
| अधिके च—કાંઈક અધિક | सप्त—સાત |
| सानत्कुमारे—સાનત્કુમારમાં | विशेष—વિશેષ |
| त्रि—ત્રણ | सप्त—સાત |
| दश—દશ | एकादश—અગિયાર |
| त्रयोदश—તેર | पंचदशभिः—પંદરથી |
| अधिकानी—અધિક | आरण—આરણ |
| अच्युतात्—અચ્યુતની | ऊर्ध्वम्—ઉપર |
| एक—એક | एकेन—એકથી |
| नवसु—નવ | ग्रैवेयकेषु—ગ્રૈવેયકમાં |

विजयादिषु—વિજયાદિ(વિમાનોમાં) सर्वार्थसिद्धे—સર્વાર્થસિદ્ધમાં

**સૂત્રાર્થ**: સૌધર્મ આદિ દેવલોકમાં નીચે જણાવ્યા પ્રમાણે અનુક્રમે સ્થિતિ જાણવી.

સૌધર્મમાં બે સાગરોપમની સ્થિતિ છે.

ઐશાનમાં કાંઇક અધિક બે સાગરોપમની સ્થિતિ છે.

સાનત્કુમારમાં સાત સાગરોપમની સ્થિતિ છે.

માહેંદ્રથી આરણાચ્યુત સુધીમાં અનુક્રમે કાંઈક અધિક સાત સાગરોપમ, ત્રણથી અધિક સાત સાગરોપમ, સાતથી અધિક સાત સાગરોપમ, દશથી અધિક સાત સાગરોપમ, અગિયારથી અધિક સાત સાગરોપમ, તેરથી અધિક સાત સાગરોપમ, પંદરથી અધિક સાત સાગરોપમ પ્રમાણ સ્થિતિ છે.

આરણ અચ્યુતની ઉપર નવ ગ્રૈવેયક, ચાર વિજય આદિ અને સર્વાર્થસિદ્ધમાં અનુક્રમે એકએક સાગરોપમ અધિક સ્થિતિ છે.

## વિશેષાર્થ-સમજૂતી

અહીં વૈમાનિક દેવોની જે સ્થિતિ ક્રમથી બતાવવામાં આવી છે, તે ઉત્કૃષ્ટ છે. તેમની જઘન્ય સ્થિતિ આગળ બતાવવામાં આવશે. પહેલા સ્વર્ગમાં બે સાગરોપમની, બીજા સ્વર્ગમાં બે સાગરોપમથી કાંઈક અધિક, ત્રીજામાં સાત સાગરોપમની, ચોથામાં સાત સાગરોપમથી કાંઈક અધિક, પાંચમામાં દશ સાગરોપમની, છઠ્ઠામાં ચૌદ સાગરોપમની, સાતમામાં સત્તર સાગરોપમની, આઠમામાં અઢાર સાગરોપમની; નવમા-દશમામાં વીસ સાગરોપમની અને અગિયારમા-બારમા સ્વર્ગમાં બાવીસ સાગરોપમની સ્થિતિ છે. નવ ગ્રૈવેયકમાંના પહેલા ગ્રૈવેયકમાં તેવીસ સાગરોપમની, બીજામાં ચોવીસ સાગરોપમની, એ રીતે એકએક વધતાં નવમા ગ્રૈવેયકમાં એકત્રીસ સાગરોપમની સ્થિતિ છે. પહેલાં ચાર અનુત્તર વિમાનમાં [1]બત્રીસ અને સર્વાર્થસિદ્ધમાં તેત્રીસ સાગરોપમની સ્થિતિ છે. [૩૩-૩૮]

---

[1] દિગંબરોની ટીકાઓમાં અને ક્યાંક ક્યાંક શ્વેતાંબર ગ્રન્થોમાં પણ વિજય આદિ ચાર વિમાનોમાં ઉત્કૃષ્ટ સ્થિતિ તેત્રીસ સાગરોપમની માની છે. જુઓ આ અધ્યાયના સૂ. ૪૨નું ભાષ્ય. 'સંગ્રહણી'માં ૩૩ સાગરોપમ ઉત્કૃષ્ટ સ્થિતિ કહી છે.

**હવે વૈમાનિકોની જઘન્ય સ્થિતિ કહે છે:**

अपरा पल्योपममधिकं च ।३९।

सागरोपमे ।४०।

अधिके च ।४१।

परतः परतः पूर्वा पूर्वाऽनन्तरा ।४२।

(૩૯) (अपरा+पल्योपमम्+अधिकं+च)

(૪૦) (सागरोपमे)

(૪૧) (अधिकेच)

(૪૨) (परतः+परतः+पूर्वा+पूर्वा+अनन्तरा)

### શબ્દાર્થ

अपरा—જઘન્ય સ્થિતિ
पल्योपमम्—પલ્યોપમની
अधिकं—અધિક
सागरोपमे—સાગરોપમની
अधिके—કાંઈક અધિક
परतः परतः—આગળ આગળની
पूर्वापूर्वा—પૂર્વપૂર્વની
अनन्तरा—અનંતર અનંતરની

**સૂત્રાર્થ**: અપરા–જઘન્ય સ્થિતિ પલ્યોપમ અને કાંઈક અધિક પલ્યોપમની છે.

બે સાગરોપમની છે.

કાંઈક અધિક બે સાગરોપમની છે.

આગળઆગળની પૂર્વપૂર્વની પરા–ઉત્કૃષ્ટ સ્થિતિ અનંતરઅનંતરની જઘન્ય સ્થિતિ છે.

### વિશેષાર્થ-સમજૂતી

સૌધર્માદિની જઘન્ય સ્થિતિ અનુક્રમે આ પ્રમાણે છે: પહેલા સ્વર્ગમાં એક પલ્યોપમની, બીજામાં પલ્યોપમથી કાંઈક અધિક, ત્રીજામાં બે સાગરોપમની, ચોથામાં બે સાગરોપમથી કાંઈક અધિક

સ્થિતિ છે. પાંચમાથી આગળ બધા દેવલોકોમાં જઘન્ય સ્થિતિ તે જ છે જે પોતપોતાની અપેક્ષાએ પૂર્વપૂર્વ દેવલોકમાં ઉત્કૃષ્ટ સ્થિતિ હોય. આ નિયમ પ્રમાણે ચોથા દેવલોકની કાંઈક અધિક સાત સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિ એ જ પાંચમા દેવલોકમાં જઘન્ય સ્થિતિ છે; પાંચમાની દશ સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિ એ છટ્ઠામાં જઘન્ય સ્થિતિ છે; છટ્ઠાની ચૌદ સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિ એ સાતમાની જઘન્ય સ્થિતિ છે. સાતમાની સત્તર સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિ આઠમામાં જઘન્ય; આઠમાની અઢાર સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિ નવમા-દશમામાં જઘન્ય; નવમા-દશમાની વીશ સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિ અગિયારમા-બારમાની જઘન્ય; અગિયારમા-બારમાની બાવીશ સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિ પ્રથમ ગ્રૈવેયકની જઘન્ય સ્થિતિ છે. એ રીતે નીચેનીચેના ગ્રૈવેયકની ઉત્કૃષ્ટ સ્થિતિ ને ઉપરઉપરના ગ્રૈવેયકની જઘન્ય સ્થિતિ સમજવી. આ ક્રમે નવમા ગ્રૈવેયકની જઘન્ય સ્થિતિ ત્રીસ સાગરોપમની થાય છે. ચાર અનુત્તર વિમાનની જઘન્ય સ્થિતિ એકત્રીસ સાગરોપમની છે. સર્વાર્થસિદ્ધમાં ઉત્કૃષ્ટ અને જઘન્ય સ્થિતિમાં અંતર નથી; અર્થાત્ તેત્રીસ સાગરોપમની સ્થિતિ છે. [૩૯-૪૨]

**હવે નારકોની જઘન્ય સ્થિતિ કહે છે:**

**नारकाणां च द्वितीयादिषु ।४३।**

**दशवर्षसहस्राणि प्रथमायाम् ।४४।**

(४३) (नारकाणाम्+च+द्वितीयादिषु)

(४४) (दशवर्ष+सहस्राणि+प्रथमायाम्)

**શબ્દાર્થ**

नारकाणाम्—નારકોની
द्वितीयादिषु—બીજી આદિ ભૂમિઓમાં
दशवर्ष—દશ વર્ષ
सहस्राणि—હજાર
प्रथमायाम्—પહેલી ભૂમિમાં

**સૂત્રાર્થ**: બીજી આદિ ભૂમિઓમાં નારકોની જઘન્ય સ્થિતિ પૂર્વપૂર્વની ઉત્કૃષ્ટ સ્થિતિ છે.

પહેલી ભૂમિમાં જઘન્ય સ્થિતિ દશ હજાર વર્ષની છે.

## વિશેષાર્થ-સમજૂતી

જેમ બેંતાળીસમા સૂત્રમાં દેવોની જઘન્ય સ્થિતિનો ક્રમ છે, તેવો જ બીજીથી લઈ સાતમી ભૂમિ સુધીના નારકોની જઘન્ય સ્થિતિનો ક્રમ છે. એ નિયમ પ્રમાણે પહેલી ભૂમિની એક સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિ એ બીજીમાં જઘન્ય સ્થિતિ છે, બીજીની ત્રણ સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિ ત્રીજીમાં જઘન્ય, ત્રીજીની સાત સાગરોપમ ઉત્કૃષ્ટ સ્થિતિ ચોથીમાં જઘન્ય; ચોથીની દશ સાગરોપમ ઉત્કૃષ્ટ સ્થિતિ પાંચમીમાં જઘન્ય, પાંચમીની સત્તર સાગરોપમ ઉત્કૃષ્ટ સ્થિતિ છઠ્ઠીમાં જઘન્ય, અને છઠ્ઠીની બાવીશ સાગરોપમ ઉત્કૃષ્ટ સ્થિતિ સાતમીમાં જઘન્ય છે. પહેલી ભૂમિમાં જઘન્ય સ્થિતિ દશ હજાર વર્ષ પ્રમાણ છે. [૪૩-૪૪]

**હવે ભવનપતિની જઘન્ય સ્થિતિ કહે છે:**

**भवनेषु च ।४५।**

(भवनेषु+च)

**શબ્દાર્થ**

भवनेषु—ભવનને વિષે     च—વળી

**સૂત્રાર્થ**: ભવનોમાં પણ દશ હજાર વર્ષ પ્રમાણની જઘન્ય સ્થિતિ છે.

**હવે વ્યંતરોની સ્થિતિ કહે છે:**

**व्यन्तराणां च ।४६।**

**परा पल्योपमम् ।४७।**

(૪૬) (व्यन्तराणाम्+च)

(૪૭) (परा+पल्योपमम्)

## શબ્દાર્થ

व्यन्तराणाम्—વ્યંતરોની  च—વળી
परा—ઉત્કૃષ્ટ  पल्योपमम्—પલ્યોપમની

**સૂત્રાર્થ :** વ્યંતરોની જઘન્ય સ્થિતિ દશ હજાર વર્ષની છે. અને ઉત્કૃષ્ટ સ્થિતિ પલ્યોપમ પ્રમાણ છે. [૪૬-૪૭]

**હવે જ્યોતિષ્કોની સ્થિતિ કહે છે:**

ज्योतिष्काणामधिकम् ।४८।
ग्रहाणामेकम् ।४९।
नक्षत्राणामर्धम् ।५०।
तारकाणां चतुर्भागः ।५१।
जघन्यात्वष्टभागः ।५२।
चतुर्भागः शेषाणाम् ।५३।

(૪૮) (ज्योतिष्काणाम्+अधिकम्)
(૪૯) (ग्रहाणाम्+एकम्)
(૫૦) (नक्षत्राणाम्+अर्धम)
(૨૧) (तारकाणाम्+चतुर्भागः)
(૫૨) (जघन्यातु+अष्ट+भागः)
(૫૩) (चतुर्भागः+शेषाणाम्)

## શબ્દાર્થ

ज्योतिष्काणाम्—જ્યોતિષ્કની  अधिकम्—અધિક
ग्रहाणाम्—ગ્રહોની  एकम्—એક
नक्षत्राणाम्—નક્ષત્રની  अर्धम्—અર્ધ
तारकाणाम्—તારાઓની  चतुर्भागः—પલ્યોપમનો ચોથો ભાગ
जघन्यातु—(પરંતુ) જઘન્ય  अष्ट—આઠમો

भाग:—ભાગ चतुर्भाग:—પલ્યોપમનો ચોથો ભાગ

शेषाणाम्—બાકીનાઓની

**સૂત્રાર્થ:** જ્યોતિષ્ક અર્થાત્ સૂર્ય, ચંદ્રની ઉત્કૃષ્ટ સ્થિતિ કાંઈક અધિક પલ્યોપમની છે.

ગ્રહોની ઉત્કૃષ્ટ સ્થિતિ એક પલ્યોપમની છે.

નક્ષત્રોની ઉત્કૃષ્ટ સ્થિતિ અર્ધ પલ્યોપમની છે.

તારાઓની ઉત્કૃષ્ટ સ્થિતિ પલ્યોપમનો ચોથો ભાગ છે.

અને જઘન્ય સ્થિતિ તો પલ્યોપમનો આઠમો ભાગ છે.

શેષ અર્થાત્ તારાઓને છોડીને બાકીના જ્યોતિષ્ક એટલે કે ગ્રહ-નક્ષત્રોની જઘન્ય સ્થિતિ પલ્યોપમનો ચોથો ભાગ છે. [૪૮-૫૩]

**ચોથો અધ્યાય સમાપ્ત**

# અધ્યાય ૫

બીજાથી ચોથા અધ્યાય સુધીમાં જીવ તત્ત્વનું નિરૂપણ કર્યું છે. હવે આ અધ્યાયમાં અજીવ તત્ત્વનું નિરૂપણ થાય છે.

**અજીવના ભેદો**

**अजीवकाया धर्माधर्माकाश पुद्गलाः ।१।**

(अजीवकायाः+धर्म+अधर्म+आकाश+पुद्गलाः)

**શબ્દાર્થ**

अजीवकायाः—અજીવકાયો  धर्म—ધર્માસ્તિકાય
अधर्म—અધર્માસ્તિકાય  आकाश—આકાશાસ્તિકાય
पुद्गलाः—પુદ્ગલાસ્તિકાય

**સૂત્રાર્થ**: ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય અને પુદ્ગલાસ્તિકાય એ ચાર અજીવ કાયો છે.

## વિશેષાર્થ-સમજૂતી

**અજીવનું લક્ષણ**

અ+જીવ અર્થાત્ જે જીવ નહિ તે અજીવ. ઉપયોગ એ જીવનું લક્ષણ છે, જેથી જેમાં ઉપયોગ ના હોય તે અજીવ. અજીવ એ જીવનું વિરોધિ ભાવાત્મક તત્ત્વ છે, તે માત્ર અભાવાત્મક નથી.

પ્રશ્ન: ધર્માસ્તિકાય આદિ તત્ત્વોને અસ્તિકાય કહેવાનું કારણ શું?

ઉત્તર: તે તત્ત્વો માત્ર એક પ્રદેશરૂપ અથવા એક અવયવરૂપ નથી કિન્તુ પ્રચય એટલે કે સમૂહરૂપ છે. ધર્મ, અધર્મ અને આકાશ એ ત્રણે તો પ્રદેશ પ્રચયરૂપ છે. અને પુદ્ગલ અવયવરૂપ તથા અવયવ પ્રચય(સમૂહ)રૂપ છે. અસ્તિકાય એટલે પ્રદેશોનો સમૂહ.

પ્રશ્ન: કાલ કેવું દ્રવ્ય છે?

ઉત્તર: તેને ઉપચારથી દ્રવ્ય માનેલું છે.

પ્રશ્ન: ઉપરનાં ચારે તત્ત્વોમાં બીજાં દર્શનો કેટલાં તત્ત્વો માને છે અને તે તેમને શું કહે છે?

ઉત્તર: આકાશ અને પુદ્‌ગલ એ બંને તત્ત્વો તો વૈશેષિક, ન્યાય, સાંખ્ય આદિ દર્શનોને પણ માન્ય છે; પરંતુ ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય એ બંને તત્ત્વો જૈન દર્શન સિવાય કોઈ પણ દર્શન માનતું નથી. જૈન દર્શન જેને આકાશાસ્તિકાય કહે છે તેને બીજાં દર્શનો આકાશ કહે છે. પુદ્‌ગલાસ્તિકાય એ સંજ્ઞા જૈન દર્શનમાં જ છે. બીજાં દર્શનોમાં એ તત્ત્વને સ્થાને પ્રકૃતિ, પરમાણુ આદિ શબ્દોનો ઉપયોગ થાય છે.

પ્રશ્ન: ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાયની અસ્તિ શી રીતે સમજવી?

ઉત્તર: જીવનો સ્વભાવ ઊર્ધ્વગામી છે અને પુદ્‌ગલનો સ્વભાવ અધોગામી છે, છતાં જીવ અને પુદ્‌ગલને ભેગાં મળેલાં જોઈએ છીએ તેનું કારણ શું? તે ધર્માસ્તિકાયની અને અધર્માસ્તિકાયની મદદથી અનુક્રમે ગતિ કરી શકે છે અને સ્થિર રહી શકે છે. જેથી ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય એ જીવ તથા પુદ્‌ગલોને ગતિ તથા સ્થિતિ આપવામાં અપેક્ષા કારણ છે. આટલા આટલા તત્ત્વજ્ઞો થઈ ગયા પરંતુ આ શોધ કોઈએ કરી હોય તેમ લાગતું નથી, અને કરી પણ શકે નહિ કારણ કે તે સર્વજ્ઞ વિના કોઈ કહી શકે નહિ. તે અતીંદ્રિય જ્ઞાનનો વિષય છે.

**–પ્રયોજક**

**હવે મૂળ દ્રવ્યોનું કથન કરે છે:**

द्रव्याणि जीवाश्च ।२।

(द्रव्याणि+जीवाः+च)

**શબ્દાર્થ**

द्रव्याणि—દ્રવ્યો    जीवाः—જીવો

**સૂત્રાર્થ:** ધર્માસ્તિકાય આદિ ઉક્ત ચાર અજીવ તત્ત્વ અને જીવ એ પાંચ દ્રવ્યો છે.

## વિશેષાર્થ સમજૂતી

પ્રશ્ન: જૈનદષ્ટિએ જગત કેવું છે?

ઉત્તર: જૈનદૃષ્ટિ પ્રમાણે જગત માત્ર પર્યાય એટલે કે પરિવર્તનરૂપ જ નથી, કિન્તુ પરિવર્તનશીલ હોવા છતાં ય તે અનાદિ નિધન છે. આ જગતમાં જૈનમત પ્રમાણે મૂળ દ્રવ્ય પાંચ છે, તે જ આ સૂત્રમાં બતાવ્યાં છે.

પ્રશ્ન: દ્રવ્યોનું પરસ્પર સાધર્મ્ય અને વૈધર્મ્ય એટલે શું?

ઉત્તર: સાધર્મ્યનો અર્થ સમાન ધર્મ–સમાનતા છે અને વૈધર્મ્યનો અર્થ વિરુદ્ધ ધર્મ–અસમાનતા છે. આ સૂત્રમાં જે દ્રવ્યત્વનું વિધાન છે તે ધર્માસ્તિકાય આદિ પાંચ પદાર્થોનું દ્રવ્ય તરીકે સાધર્મ્ય છે. અને જો તે વૈધર્મ્ય હોઈ શકે તો તે માત્ર ગુણ અથવા પર્યાયનું જ હોઈ શકે; કેમકે ગુણ અથવા પર્યાય સ્વયં દ્રવ્ય નથી.

**હવે મૂળ દ્રવ્યોનુ સાધર્મ્ય વૈધર્મ્ય કહે છે:**

**नित्यावस्थितान्यरूपाणि ॥३॥**

**रूपिणः पुद्गलाः ॥४॥**

**आऽऽकाशादेकद्रव्याणि ॥५॥**

**निष्क्रियाणि च ॥६॥**

(३) (नित्य+अवस्थित+अन्य+अरूपाणि)

(४) (रूपिणः+पुद्गलाः)

(५) (आ+आकाशात्+एक+द्रव्याणि)

(६) (निष्क्रियाणि+च)

### શબ્દાર્થ

नित्य—નિત્ય

अवस्थितानि—સ્થિર-અવસ્થિત

अरूपाणि—અરૂપી
रूपिणः—રૂપી-મૂર્ત
पुद्गलाः—પુદ્ગલ
आ—સુધીના
आकाशात्—આકાશ સુધીનાં
एक—એક
द्रव्याणि—દ્રવ્યો
निष्क्रियाणि—નિષ્ક્રિય
च—વળી

**સૂત્રાર્થ**: (૩) ઉક્ત દ્રવ્ય નિત્ય છે, સ્થિર છે અને અરૂપી છે.
(૪) પુદ્ગલ રૂપી એટલે કે મૂર્ત છે.
(૫) ઉક્ત પાંચમાંથી આકાશ સુધીનાં દ્રવ્ય એક છે.
(૬) અને નિષ્ક્રિય છે.

## વિશેષાર્થ-સમજૂતી

પ્રશ્ન: ઉક્ત પાંચે દ્રવ્ય કેવાં છે?

ઉત્તર: ધર્માસ્તિકાય આદિ પાંચે દ્રવ્ય નિત્ય છે, અર્થાત્ તે પોતપોતાના સામાન્ય અને વિશેષ રૂપથી કદાપિ પણ ચ્યુત થતાં નથી. પાંચે સ્થિર પણ છે; કેમકે એમની સંખ્યામાં ક્યારે પણ ઓછાવત્તાપણું થતું નથી. અરૂપી દ્રવ્ય તો ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય અને જીવાસ્તિકાય એ ચાર જ છે; પરંતુ પુદ્ગલ દ્રવ્ય અરૂપી નથી. સારાંશ એ છે કે, નિત્યત્વ તથા અવસ્થિતત્વ એ બંને પાંચે દ્રવ્યોનું સાધર્મ્ય છે; પરંતુ અરૂપિત્વ પુદ્ગલને છોડીને બાકીનાં ચાર દ્રવ્યોનું સાધર્મ્ય છે.

પ્રશ્ન: નિત્યત્વ અને અવસ્થિતત્વના અર્થમાં શો તફાવત છે?

ઉત્તર: પોતપોતાના સામાન્ય અને વિશેષ સ્વરૂપથી ચ્યુત ન થવું એ નિત્યત્વ છે, અને પોતપોતાના સ્વરૂપમાં કાયમ રહેવા છતાં પણ બીજા તત્ત્વના સ્વરૂપને પ્રાપ્ત ન કરવું તે અવસ્થિતત્વ છે.

પ્રશ્ન: તે વસ્તુ દૃષ્ટાંત આપી સમજાવો.

ઉત્તર: દાખલા તરીકે જીવ તત્ત્વ પોતાના દ્રવ્યાત્મક સામાન્ય

સ્વરૂપને અને ચેતનાત્મક વિશેષ રૂપને ક્યારે પણ છોડતું નથી એ તેનું નિત્યત્વ છે, અને ઉક્ત સ્વરૂપને છોડચા વિના પણ તે અજીવ તત્ત્વના સ્વરૂપને પ્રાપ્ત કરતું નથી એ એનું અવસ્થિતત્વ છે. સારાંશ એ છે કે પોતાના સ્વરૂપનો ત્યાગ ન કરવો અને પારકાના સ્વરૂપને પ્રાપ્ત ન કરવું એ બંને અંશ–ધર્મ બધાં દ્રવ્યોમાં સમાન છે; એમાંથી પહેલો અંશ નિત્યત્વ અને બીજો અંશ અવસ્થિતત્વ કહેવાય છે.

પ્રશ્ન: આ જગત અનાદિ નિધન શાથી કહેવાય છે?

ઉત્તર: દ્રવ્યોના 'નિત્ય' કથનથી જગતની શાશ્વતતા સૂચિત થામ છે અને અવસ્થિતત્વના કથનથી એમનો પરસ્પર સંકર–મિશ્રણ થતો નથી એમ સૂચવાય છે. અર્થાત્ તે બધાં દ્રવ્યો પરિવર્તનશીલ હોવા છતાં પણ પોતપોતાનાં સ્વરૂપમાં સ્થિત છે અને એકસાથે રહેવા છતાં પણ એકબીજાના સ્વભાવ–લક્ષણથી અસ્પૃષ્ટ રહે છે. એથી જ આ જગત્ અનાદિ નિધન પણ છે અને એનાં મૂળ તત્ત્વોની સંખ્યા પણ એકસરખી રહે છે.

પ્રશ્ન: ધર્માસ્તિકાય આદિ અજીવ પણ જો દ્રવ્ય છે અને તત્ત્વ પણ છે તો પછી એમનું કોઇ ને કોઈ સ્વરૂપ અવશ્ય માનવું પડશે; તો પછી એમને અરૂપી કેમ કહ્યાં?

ઉત્તર: અહીં અરૂપીત્વનો અર્થ સ્વરૂપનિષેધ નથી. સ્વરૂપ તો ધર્માસ્તિકાય આદિ તત્ત્વોને પણ અવશ્ય હોય છે અને એમને જો કોઈ સ્વરૂપ જ ન હોય તો તે અશ્વશૃંગની માફક વસ્તુ તરીકે જ સિદ્ધ ન થાય. અહીં અરૂપીત્વના કથનથી રૂપ એટલે કે મૂર્તિનો નિષેધ કર્યો છે. રૂપનો અર્થ અહીં મૂર્તિ જ છે. રૂપ આદિ સંસ્થાન પરિણામને અથવા રૂપ, રસ, ગંધ અને સ્પર્શના સમુદાયને 'મૂર્તિ' કહે છે. આવી મૂર્તિનો ધર્માસ્તિકાય આદિ ચાર તત્ત્વોમાં અભાવ હોય છે. આ જ બાબત અરૂપીપદથી કહી છે. રૂપ, મૂર્તત્વ, મૂર્તિ–

એ બધા શબ્દો સમાનાર્થક છે. રૂપ, રસ આદિ જે ગુણો ઇંદ્રિયો દ્વારા ગ્રહણ કરી શકાય છે તે ઇંદ્રિયગ્રાહ્ય ગુણ જ મૂર્તિ કહેવાય છે. પુદ્ગલોના ગુણ ઇંદ્રિયગ્રાહ્ય છે એથી પુદ્ગલ એ મૂર્ત એટલે કે રૂપી છે. પુદ્ગલ સિવાય બીજું કોઈ દ્રવ્ય મૂર્ત નથી કેમકે તે ઇંદ્રિયોથી ગૃહિત થતું નથી; એથી જ રૂપીત્વ એ જ પુદ્ગલને ધર્માસ્તિકાય આદિ ચાર તત્ત્વોથી ભિન્ન કરતું વૈધર્મ્ય છે. જો કે અતીંદ્રિય હોવાથી પરમાણુ આદિ અનેક સૂક્ષ્મ દ્રવ્યો અને એમના ગુણો ઇંદ્રિયગ્રાહ્ય નથી; છતાં પણ વિશિષ્ટ પરિણામરૂપ અમુક અવસ્થામાં તે જ ઇંદ્રિયો દ્વારા ગ્રહણ થવાની યોગ્યતા પ્રાપ્ત કરે છે; એ કારણથી તે અતીંદ્રિય હોવા છતાં પણ રૂપી અથવા મૂર્ત જ છે. અરૂપી કહેવાતા ધર્માસ્તિકાય આદિ ચાર દ્રવ્યોને તો ઇંદ્રિયના વિષય બનવાની યોગ્યતા જ હોતી નથી. આ પુદ્ગલ અને અતીંદ્રિય ધર્માસ્તિકાય આદિ દ્રવ્યોમાં તફાવત છે.

પ્રશ્ન: એક એક વ્યક્તિરૂપ કેટલાં દ્રવ્ય છે?

ઉત્તર: ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાય એ એક એક વ્યક્તિરૂપ છે. એમની બે અથવા એથી અધિક વ્યક્તિઓ હોતી નથી.

પ્રશ્ન: વળી તે ત્રણ દ્રવ્ય કેવાં છે?

ઉત્તર: તે નિષ્ક્રિય એટલે ક્રિયારહિત છે.

પ્રશ્ન: આ ત્રણ દ્રવ્યોનું સાધર્મ્ય શું ગણાય?

ઉત્તર: એક વ્યક્તિત્વ અને નિષ્ક્રિયત્વ એ બે ધર્મો ઉક્ત ત્રણ દ્રવ્યોનું સાધર્મ્ય છે.

પ્રશ્ન: એક વ્યક્તિત્વ અને નિષ્ક્રિયત્વ એ બે ધર્મો ત્રણ દ્રવ્યોનું સાધર્મ્ય છે તો તે કોનું વૈધર્મ્ય છે?

ઉત્તર: તે જીવાસ્તિકાય અને પુદ્ગલાસ્તિકાયનું વૈધર્મ્ય છે, કારણ કે જીવ અને પુદ્ગલની અનેક વ્યક્તિઓ છે અને તે ક્રિયાશીલ પણ છે.

પ્રશ્ન: જૈન દર્શન આત્મદ્રવ્યને કેવી રીતે માને છે?

ઉત્તર: જૈન દર્શન વેદાંતની માફક આત્મદ્રવ્યને એક વ્યક્તિ-રૂપ માનતું નથી. અને સાંખ્ય, વૈશેષિક આદિ બધાં વૈદિક દર્શનોની માફક એને નિષ્ક્રિય પણ માનતું નથી.

પ્રશ્ન: જૈન મત પ્રમાણે બધાં ય દ્રવ્યોને કેવાં માનવામાં આવે છે?

ઉત્તર: જૈન મત પ્રમાણે બધાં દ્રવ્યોમાં પર્યાય પરિણમન ઉત્પાદ વ્યય માનવામાં આવે છે.

પ્રશ્ન: ધર્માસ્તિકાય આદિ ત્રણ દ્રવ્યોને જો નિષ્ક્રિય માનવામાં આવે તો તેઓમાં પર્યાય પરિણમન કેવી રીતે ઘટી શકે?

ઉત્તર: અહીં નિષ્ક્રિયત્વથી ગતિક્રિયાનો નિષેધ કરવામાં આવ્યો છે, ક્રિયામાત્રનો નહિ. જૈન મત પ્રમાણે નિષ્ક્રિય દ્રવ્યનો અર્થ ગતિ-શૂન્ય દ્રવ્ય એટલો જ છે. ગતિશૂન્ય ધર્માસ્તિકાય આદિ દ્રવ્યોમાં પણ સદશ પરિણમનરૂપ ક્રિયા જૈન દર્શન માને છે.

**હવે પ્રદેશોની સંખ્યાનો વિચાર કરે છે:**

**असंख्येयाः प्रदेशा धर्माधर्मयोः ।७।**

**जीवस्य च ।८।**

**आकाशस्यानन्ताः ।९।**

**संख्येयाऽसंख्येयांश्च पुद्गलानाम् ।१०।**

**नाणोः ।११।**

(७) (असंख्येयाः+प्रदेशाः+धर्म+अधर्मयोः)

(८) (जीवस्य+च)

(९) (आकाशस्य+अनन्ताः)

(१०) (संख्येय+असंख्येयाः+च+पुद्गलानाम्)

(११) (न+अणोः)

## શબ્દાર્થ

| | |
|---|---|
| असंख्येयाः—અસંખ્યાત | प्रदेशाः—પ્રદેશો |
| धर्म—ધર્માસ્તિકાય | अधर्म—અધર્માસ્તિકાય |
| जीवस्य—જીવના | आकाशस्य—આકાશના |
| अनन्ताः—અનંત | संख्येय—સંખ્યાત |
| असंख्येयाः—અસંખ્યાત | पुद्गलानाम्—પુદ્ગલના |
| न—નહિ | अणोः—અણુના-પરમાણુના |

**સૂત્રાર્થ**: (૭) ધર્મ અને અધર્મના પ્રદેશ અસંખ્યાત છે.

(૮) એક જીવના પ્રદેશ અસંખ્યાત છે.

(૯) આકાશના પ્રદેશ અનંત છે.

(૧૦) પુદ્ગલ દ્રવ્યના પ્રદેશ સંખ્યાત, અસંખ્યાત અને અનંત છે.

(૧૧) અણુ-પરમાણુને પ્રદેશ હોતા નથી.

## વિશેષાર્થ-સમજૂતી

પ્રશ્ન: કાય શબ્દથી શું સમજવું?

ઉત્તર: પ્રદેશ પ્રચયરૂપ.

પ્રશ્ન: પ્રદેશ કોને કહેવો?

ઉત્તર: પ્રદેશનો અર્થ એક એવો સૂક્ષ્મ અંશ છે કે, જેના બીજા અંશોની કલ્પના સર્વજ્ઞની બુદ્ધિથી પણ થઇ શકતી નથી. એવા અવિભાજ્ય સૂક્ષ્માંશને નિરંશ અંશ પણ કહે છે.

પ્રશ્ન: ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાયના પ્રદેશ સંબંધી સમજાવો.

ઉત્તર: ધર્મ અને અધર્મ એ બંને દ્રવ્ય એક એક વ્યક્તિરૂપ છે અને એમના પ્રદેશ-અવિભાજ્ય અંશ, અસંખ્યાત, સંખ્યાત છે; એમ કહેવાથી એ ફલિત થાય છે કે ઉક્ત બંને દ્રવ્યો એક એવા અખંડ સ્કંધરૂપ છે કે જેના અસંખ્યાત "અવિભાજ્ય સૂક્ષ્મ અંશ ફક્ત બુદ્ધિથી કલ્પિત કહી શકાય છે, તે વસ્તુ ભૂત સ્કંધથી અલગ કરી શકાતા નથી.

પ્રશ્ન: જીવદ્રવ્ય શું છે?

ઉત્તર: જીવદ્રવ્ય વ્યક્તિરૂપે અનંત છે. પ્રત્યેક જીવવ્યક્તિ એક અખંડ વસ્તુ છે, જે ધર્માસ્તિકાયની માફક અસંખ્યાત પ્રદેશ પરિમાણ છે.

પ્રશ્ન: આકાશદ્રવ્ય એટલે શું?

ઉત્તર: આકાશદ્રવ્ય બીજાં બધાં દ્રવ્યોથી મોટો સ્કંધ છે, કેમકે તે અનંત પ્રદેશ પરિમાણ છે.

પ્રશ્ન: પુદ્‌ગલદ્રવ્ય એટલે શું?

ઉત્તર: પુદ્‌ગલદ્રવ્યના સ્કંધ ધર્મ, અધર્મ આદિ બીજાં ચાર દ્રવ્યોની માફક નિયત રૂપ નથી, કેમકે કોઈ પુદ્‌ગલ સ્કંધ સંખ્યાત પ્રદેશોનો હોય છે, કોઈ અસંખ્યાત પ્રદેશોનો, કોઈ અનંત પ્રદેશોનો અને કોઈ અનંતાનંત પ્રદેશોનો પણ હોય છે. **પુદ્‌ગલ અને બીજાં દ્રવ્યોની વચમાં એટલો તફાવત છે કે પુદ્‌ગલના પ્રદેશ પોતાના સ્કંધથી જુદાજુદા થઈ શકે છે; પરંતુ બીજાં ચાર દ્રવ્યોના પ્રદેશ પોતપોતાના સ્કંધથી અલગ થઈ શકતા નથી; કેમકે પુદ્‌ગલથી ભિન્ન ચારે દ્રવ્યો અમૂર્ત છે, અને અમૂર્તનો સ્વભાવ ખંડિત ન થવું એ છે.** પુદ્‌ગલ દ્રવ્ય મૂર્ત છે, મૂર્તના ખંડ પણ હોઈ શકે છે; કેમકે સંશ્લેષ અને વિશ્લેષ દ્વારા ભેગા થવાની તથા છૂટા થવાની શક્તિ મૂર્ત દ્રવ્યોમાં દેખાય છે. આ તફાવતના કારણથી પુદ્‌ગલ સ્કંધના નાનામોટા બધા અંશોને અવયવ કહે છે. **અવયવનો અર્થ જુદો થતો અંશ એવો છે.** જો કે પરમાણુ પણ પુદ્‌ગલદ્રવ્ય હોવાના કારણથી મૂર્ત છે તો પણ તેનો વિભાગ થઈ શકતો નથી; કેમકે તે આકાશના પ્રદેશની જેમ પુદ્‌ગલનો નાનામાં નાનો અંશ છે. પરમાણુનું જ પરિમાણ સૌથી નાનામાં નાનું પરિમાણ છે: એથી એ માત્ર અવિભાજ્ય અંશ છે. અહીં પરમાણુના ખંડ

એટલે કે અંશ થતા નથી એમ જે કહ્યું છે, તે દ્રવ્ય વ્યક્તિરૂપે; પરન્તુ પર્યાયરૂપે નહિ. પર્યાયરૂપે તો એના પણ અંશોની કલ્પના કરવામાં આવી છે; કેમકે એક જ પરમાણુ વ્યક્તિમાં વર્ણ, ગંધ, રસ આદિ અનેક પર્યાય છે. તે બધા એ દ્રવ્યના ભાવરૂપ અંશો જ છે. એથી એક પરમાણુ વ્યક્તિના પણ ભાવપરમાણુ અનેક માનવામાં આવે છે.

પ્રશ્ન: ધર્મ આદિના પ્રદેશ અને પુદ્ગલના પરમાણુ વચ્ચે શો તફાવત છે?

ઉત્તર: પરિમાણની દૃષ્ટિએ કાંઈ તફાવત નથી. જેટલા ક્ષેત્રમાં પરમાણુ રહી શકે છે, એટલા ભાગને પ્રદેશ કહે છે. પરમાણુ અવિભાજ્ય અંશ હોવાથી એને સમાવવા માટેનું ક્ષેત્ર પણ અવિભાજ્ય જ હોવું જોઈએ. એથી પરમાણુ અને પ્રદેશ નામનું તત્પરિમિત ક્ષેત્ર બંને એ પરિમાણની દૃષ્ટિએ સમાન છે. તો પણ એમની વચમાં એટલો તફાવત છે કે પરમાણુ પોતાના અંશીભૂત સ્કંધથી અલગ થઈ શકે છે; પરંતુ ધર્મ આદિ દ્રવ્યોના પ્રદેશ પોતાના સ્કંધથી અલગ થઈ શકતા નથી.

પ્રશ્ન: નવમા સૂત્રમાં 'અનંત' પદ છે. એથી પુદ્ગલ દ્રવ્યના અનેક અનંત પ્રદેશ હોવાનો અર્થ તો નીકળી શકે છે; પરંતુ અનંતાનંત પ્રદેશ હોવાનો જે અર્થ ઉપર કાઢ્યો છે તે કયા પદથી?

ઉત્તર: અનંત પદ સામાન્ય છે, તે બધા પ્રકારની અનંત સંખ્યાઓનો બોધ કરાવી શકે છે. એથી જ એ પદથી અનંતાનંત અર્થ પણ કરી શકાય છે.

**હવે દ્રવ્યોનાં સ્થિતિ-ક્ષેત્રનો વિચાર કરે છે:**

लोकाकाशेऽवगाहः ।१२।
धर्माधर्मयोः कृत्स्ने ।१३।

एकप्रदेशादिषु भाज्यः पुद्गलानाम् ।१४।

असंख्येय भागादिषु जीवानाम् ।१५।

प्रदेशसंहारविसर्गाभ्यां प्रदीपवत् ।१६।

(१२) (लोकाकाशे+अवगाहः)

(१३) (धर्म+अधर्मयोः+कृत्स्ने)

(१४) (एक+प्रदेश+आदिषु+भाज्यः+पुद्गलानाम्)

(१५) (असंख्येय+भागादिषु+जीवानाम्)

(१६) (प्रदेश+संहार+विसर्गाभ्याम्+प्रदीपवत्)

## શબ્દાર્થ

| | |
|---|---|
| लोकाकाशे—લોકાકાશમાં | अवगाह—સ્થિતિ |
| धर्म—ધર્માસ્તિકાય | अधर्म—અધર્માસ્તિકાય |
| एक—એક | प्रदेशादिषु—પ્રદેશ આદિમાં |
| भाज्यः—વિકલ્પે | पुद्गलानाम्—પુદ્ગલોની. |
| असंख्येय—અસંખ્યાતમાં | भागादिषु—ભાગાદિમાં |
| जीवानाम्—જીવોની | प्रदेश—પ્રદેશનો |
| संहार—સંકોચ | विसर्गाभ्याम्—વિસ્તાર |

प्रदीपवत्—પ્રદીપની માફક (દીવાની માફક)

**સૂત્રાર્થ:** (૧૨) આધેય-સ્થિતિ કરનારાં દ્રવ્યોની સ્થિતિ લોકાકાશમાં જ છે.

(૧૩) ધર્મ અને અધર્મ દ્રવ્યની સ્થિતિ સમગ્ર લોકાકાશમાં છે.

(૧૪) પુદ્ગલદ્રવ્યોની સ્થિતિ લોકાકાશના એક પ્રદેશ આદિમાં વિકલ્પે એટલે અનિયતરૂપે હોય છે.

(૧૫) જીવોની સ્થિતિ લોકના અસંખ્યાતમા ભાગાદિમાં હોય છે.

(૧૬) કેમકે પ્રદીપની માફક એમના પ્રદેશોનો સંકોચ અને વિસ્તાર થાય છે.

## વિશેષાર્થ–સમજૂતી

પ્રશ્ન: આ પાંચ અસ્તિકાયોનો આધાર કયું દ્રવ્ય છે.

ઉત્તર: આ પાંચે અસ્તિકાયનો આકાશ એ જ દ્રવ્ય આધાર છે.

પ્રશ્ન: બાકીનાં દ્રવ્યો કેવાં છે?

ઉત્તર: બાકીનાં દ્રવ્યો આધેય છે.

પ્રશ્ન: આ કઈ દૃષ્ટિએ સમજવું જોઈએ?

ઉત્તર: તે વ્યવહાર-દૃષ્ટિથી સમજવું જોઈએ.

પ્રશ્ન: નિશ્ચય-દૃષ્ટિથી ત્યારે શું સમજવું?

ઉત્તર: નિશ્ચય-દૃષ્ટિએ તો બધાં દ્રવ્યો સ્વપ્રતિષ્ઠ એટલે પોત-પોતાનાં સ્વરૂપમાં સ્થિત છે. કોઈ એક દ્રવ્ય બીજા દ્રવ્યમાં તાત્ત્વિક દૃષ્ટિથી રહી શકતું નથી.

પ્રશ્ન: ચારે દ્રવ્યોનો આધાર આકાશ છે તો પછી આકાશનો આધાર શું?

ઉત્તર: આકાશને કોઈ બીજું દ્રવ્ય આધારરૂપ નથી; કેમકે એનાથી મોટા પરિમાણવાળું અથવા એની બરાબર પરિમાણવાળું બીજું કોઈ તત્ત્વ જ નથી, એથી વ્યવહાર-દૃષ્ટિએ અને નિશ્ચય-દૃષ્ટિએ આકાશ સ્વપ્રતિષ્ઠ જ છે.

પ્રશ્ન: આકાશને બીજાં દ્રવ્યોનો આધાર કહેવાનું કારણ શું?

ઉત્તર: બીજાં દ્રવ્યોનો તેને આધાર કહેવાનું કારણ એ છે કે તે બીજાં દ્રવ્યોથી મહાન્ છે.

પ્રશ્ન: લોક કોને કહેવાય?

ઉત્તર: જે ભાગમાં આધેયભૂત ધર્મ આદિ ચાર દ્રવ્યો રહે છે તે અમુક પરિમિત ભાગને લોક કહે છે. આથી લોકનો અર્થ જ પાંચ અસ્તિકાય કહે છે.

પ્રશ્ન: આ ભાગની બહાર અનંત આકાશ વિદ્યમાન છે તેને શું કહે છે?

ઉત્તર : તે અલોકાકાશ કહેવાય છે.

પ્રશ્ન : લોક અને અલોક એ બે ભાગની કલ્પના કોને અવલંબિત છે?

ઉત્તર : વસ્તુતઃ અખંડ આકાશના પણ જે લોક અને અલોક એવા બે ભાગની કલ્પના બુદ્ધિથી કરવામાં આવી છે તે ધર્મ અને અધર્મ દ્રવ્યના સંબંધથી છે. જ્યાં એ દ્રવ્યોનો સંબંધ ન હોય તે અલોક અને જેટલા ભાગમાં એમનો સંબંધ હોય તે લોક.

પ્રશ્ન : પરમાણુઓના સ્કંધની હકીકત કહો.

ઉત્તર : બે પરમાણુઓનો બનેલો સ્કંધ—અવયવી—'દ્વચણુક' કહેવાય છે. ત્રણ પરમાણુઓનો સ્કંધ 'ત્ર્યણુક' કહેવાય છે. એ રીતે ચાર પરમાણુઓનો 'ચતુરણુક', સંખ્યાત પરમાણુઓનો 'સંખ્યાતાણુક', અસંખ્યાતનો 'અસંખ્યાતાણુક', અનંતનો 'અનંતાણુક' અને અનંતાનંત પરમાણુઓનો બનેલો સ્કંધ 'અનંતાનંતાણુક' કહેવાય છે.

પ્રશ્ન : પુદ્ગલ દ્રવ્યના આધારક્ષેત્રની હકીકત જણાવો.

ઉત્તર : પુદ્ગલ દ્રવ્ય, કાંઈ ધર્મ, અધર્મ દ્રવ્યની માફક માત્ર એક વ્યક્તિ તો છે જ નહિ, કે જેથી તે માટે એકરૂપ આધારક્ષેત્ર હોવાની સંભાવના કહી શકાય. ભિન્નભિન્ન વ્યક્તિ હોવાથી પુદ્ગલોના પરિમાણમાં વિવિધતા હોય છે, એકરૂપતા નથી. એથી અહીં એના આધારનું પરિમાણ વિકલ્પે—અનેક રૂપે બતાવવામાં આવ્યું છે. કોઈ પુદ્ગલ લોકાકાશના એક પ્રદેશમાં તો કોઈ બે પ્રદેશમાં રહે છે. એ રીતે કોઈક પુદ્ગલ અસંખ્યાત પ્રદેશ પરિમિત લોકાકાશમાં પણ રહે છે.

પ્રશ્ન : આધારભૂત ક્ષેત્રના પ્રદેશોની સંખ્યા આધેયભૂત પુદ્ગલ પરમાણુની સંખ્યાથી કેવી રીતની હોય છે?

ઉત્તર : પુદ્ગલ દ્રવ્યના પરમાણુની સંખ્યાથી ન્યૂન અથવા એની

બરાબર હોઇ શકે છે, અધિક નહિ. એથી જ એક પરમાણુ એક-સરખા આકાશપ્રદેશમાં સ્થિત રહે છે.

પ્રશ્ન: દ્વયણુક આદિ કેવી રીતે રહી શકે છે?

ઉત્તર: દ્વયણુક એક પ્રદેશમાં પણ રહી શકે છે અને બેમાં પણ. એ રીતે ઉત્તરોત્તર સંખ્યા વધતાંવધતાં ત્ર્યણુક, ચતુરણુક એમ સંખ્યાતાણુક સ્કંધ એક પ્રદેશ, બે પ્રદેશ, ત્રણ પ્રદેશ એમ સંખ્યાત પ્રદેશ સુધીના ક્ષેત્રમાં રહી શકે છે. સંખ્યાતાણુક દ્રવ્યની સ્થિતિને માટે અસંખ્યાત પ્રદેશવાળા ક્ષેત્રની આવશ્યકતા હોતી નથી. અસંખ્યાતાણુક સ્કંધ એક પ્રદેશથી લેઈ અધિકમાં અધિક પોતાની બરાબરના અસંખ્યાત સંખ્યાવાળા પ્રદેશોના ક્ષેત્રોમાં રહી શકે છે. અનંતાણુક અને અનંતાનંતાણુક સ્કંધ પણ એક પ્રદેશ, બે પ્રદેશ ઇત્યાદિ ક્રમથી વધતાંવધતાં સંખ્યાત પ્રદેશ અને અસંખ્યાત પ્રદેશ-વાળા ક્ષેત્રમાં રહી શકે છે. એની સ્થિતિને માટે અનંત પ્રદેશાત્મક ક્ષેત્રની જરૂર નથી. પુદ્ગલ દ્રવ્યનો સૌથી મોટામાં મોટો સ્કંધ જેને અચિત્ત મહા સ્કંધ કહે છે અને જે અનંતાનંત અણુઓનો બનેલો હોય છે તે પણ અસંખ્યાત પ્રદેશ લોકાકાશમાં જ સમાય છે.

પ્રશ્ન: જૈન દૃષ્ટિએ આત્માનું પરિમાણ કેવું માનવામાં આવે છે?

ઉત્તર: જૈન દર્શનમાં આત્માનું પરિમાણ આકાશની માફક વ્યાપક નથી અને પરમાણુની માફક અણુ પણ નથી કિન્તુ મધ્યમ પરિમાણ માનવામાં આવે છે.

પ્રશ્ન: પ્રદેશ-સંખ્યાની દૃષ્ટિએ બધા આત્માઓનું મધ્યમ પરિ-માણ કેવું હોય છે?

ઉત્તર: બધા આત્માઓનું મધ્યમ પરિમાણ પ્રદેશસંખ્યાની દૃષ્ટિએ સમાન છે, છતાં પણ બધાની લંબાઇ, પહોળાઈ આદિ એક-સરખાં પણ નથી.

પ્રશ્ન: ત્યારે જીવદ્રવ્યનું આધારક્ષેત્ર ઓછામાં ઓછું અને અધિક-માં અધિક કેટલું માનવામાં આવે છે?

ઉત્તર: એક જીવનું આધારક્ષેત્ર લોકાકાશના અસંખ્યાતમા ભાગ-થી લઇને સંપૂર્ણ લોકાકાશ સુધી હોઇ શકે છે.

પ્રશ્ન: લોકાકાશના અસંખ્યાત પ્રદેશ પરિમાણની કલ્પના કેવી રીતે કરવામાં આવે છે?

ઉત્તર: જો કે લોકાકાશ અસંખ્યાત પ્રદેશ પરિમાણ છે તો પણ અસંખ્યાત સંખ્યાના પણ અસંખ્યાત પ્રકારો હોવાથી લોકા-કાશના એવા અસંખ્યાત ભાગોની કલ્પના કરી શકાય છે કે જે અંગુલાસંખ્યેય ભાગ પરિમાણ હોય છે. આટલો નાનો એક ભાગ પણ અસંખ્યાત પ્રદેશાત્મક જ હોય છે. એ એક ભાગમાં કોઈ એક જીવ રહી શકે છે. એટલા એટલા બે ભાગમાં પણ રહી શકે છે. એ રીતે એક એક ભાગ વધતાંવધતાં આખરના સર્વ લોકમાં પણ એક જીવ રહી શકે છે, અર્થાત્ જીવદ્રવ્યનું નાનામાં નાનું આધારક્ષેત્ર અંગુલાસંખ્યેય ભાગ પરિમાણ લોકાકાશનો ખંડ હોય છે જે સમગ્ર લોકાકાશનો એક અસંખ્યાતમો ભાગ જ હોય છે.

પ્રશ્ન: જીવના આધારક્ષેત્ર સંબંધી હકીકત જણાવો.

ઉત્તર: એ જીવનું કાળાન્તરે અથવા એ જ સમયે બીજા જીવ-નું કંઇક મોટું આધારક્ષેત્ર એ ભાગથી બમણું પણ માનવામાં આવે છે. આ રીતે એ જીવનું અથવા જીવાન્તરનું આધારક્ષેત્ર ત્રણગણું, ચારગણું, પાંચગણું આદિ ક્રમથી વધતાં વધતાં ક્યારેક અસંખ્યાતગણું અર્થાત્ સર્વ લોકાકાશ થઈ શકે છે.

પ્રશ્ન: એક જીવનું આધારક્ષેત્ર સર્વ લોકાકાશ ક્યારે થઇ શકે?

ઉત્તર: એક જીવનું આધારક્ષેત્ર સર્વ લોકાકાશ ત્યારે જ થઈ શકે છે કે જ્યારે તે જીવ કેવલી સમુદ્ઘાતની દશામાં હોય છે.

પ્રશ્ન: જીવના પરિમાણની ન્યૂનાધિકતાને લીધે એના આધાર-ક્ષેત્રના પરિમાણની જે ન્યૂનાધિકતા ઉપર કહી છે તે કોને અપેક્ષી-ને સમજવી?

ઉત્તર: તે એક જીવની અપેક્ષાએ સમજવી.

પ્રશ્ન: સર્વ જીવની અપેક્ષાએ શું સમજવું?

ઉત્તર: સર્વ જીવરાશિની અપેક્ષાએ તો જીવતત્ત્વનું આધારક્ષેત્ર સંપૂર્ણ લોકાકાશ જ છે.

પ્રશ્ન: ભિન્નભિન્ન જીવોના પરિમાણમાં એક જ સમયમાં જે ન્યૂનાધિકતા દેખાય છે તેનું કારણ શું?

ઉત્તર: કર્મ જે અનાદિકાળથી જીવની સાથે લાગેલાં છે અને જે અનંતાનંત અણુપ્રચયરૂપ હોય છે એમના સંબંધથી એક જીવના પરિમાણમાં અથવા વિવિધ જીવોના પરિમાણમાં વિવિધતા આવે છે. કર્મો સદા એકસરખાં રહેતાં નથી. એમના સંબંધથી ઔદારિક આદિ જે અન્ય શરીર પ્રાપ્ત થાય છે તે પણ કર્મ અનુસાર નાનાં-મોટાં હોય છે. જીવદ્રવ્ય વસ્તુતઃ હોય છે તો અમૂર્ત, પરંતુ તે કર્મ-સંબંધને લીધે મૂર્તવત્ બની જાય છે. એથી જ્યારેજ્યારે જેટલુંજેટલું ઔદારિકાદિ શરીર એને પ્રાપ્ત થાય છે, ત્યારેત્યારે એનું પરિમાણ તેટલુંતેટલું જ હોય છે.

પ્રશ્ન: ધર્માસ્તિકાય આદિ દ્રવ્યની માફક જીવદ્રવ્ય પણ અમૂર્ત છે, તો પછી એકનું પરિમાણ વધતું-ઘટતું નથી, અને બીજાનું કેમ વધે-ઘટે છે?

ઉત્તર: તેનો ઉત્તર સ્વભાવભેદ સિવાય કાંઈ નથી.

પ્રશ્ન: જીવતત્ત્વનો કેવો સ્વભાવ છે?

ઉત્તર: જીવતત્ત્વનો સ્વભાવ જ એવો છે કે તે નિમિત્ત મળતાં જ પ્રદીપની જેમ સંકોચ અને વિકાસને પ્રાપ્ત કરે છે. જેમ ખુલ્લી જગ્યામાં રાખેલા પ્રદીપનો પ્રકાશ અમુક પરિમાણ હોય છે; પરંતુ

એને જ્યારે એક કોટડીમાં રાખવામાં આવે છે ત્યારે એનો પ્રકાશ કોટડીના જેટલો જ બની જાય છે, પછી એને એક કૂંડા નીચે રાખીએ તો તે કૂંડાની અંદરના ભાગને જ પ્રકાશિત કરે છે, લોટાની નીચે રાખીએ તો એનો પ્રકાશ એટલો જ થઈ જાય છે, તેમ એ પ્રદીપની માફક જીવ દ્રવ્ય પણ સંકોચ-વિકાસશીલ છે એથી એ જ્યારેજ્યારે જે નાના અથવા મોટા શરીરને ધારણ કરે છે ત્યારેત્યારે તે શરીરના પરિમાણ પ્રમાણે એના પરિમાણમાં સંકોચ-વિકાસ થાય છે.

પ્રશ્ન: જો જીવ સંકોચ સ્વભાવના કારણથી નાનો છે ત્યારે તે લોકાકાશના અસંખ્યાત પ્રદેશરૂપ અસંખ્યાતમા ભાગથી નાના ભાગમાં અર્થાત્ આકાશના એક પ્રદેશ ઉપર, અથવા બે, ચાર, પાંચ આદિ પ્રદેશ ઉપર કેમ સમાઈ શકતો નથી? એ જ રીતે જો એનો સ્વભાવ વિકસિત થવાનો હોય તો તે વિકાસ દ્વારા સંપૂર્ણ લોકાકાશની માફક અલોકાકાશને પ્રાપ્ત કેમ નથી કરતો?

ઉત્તર: એના ઉત્તરમાં જણાવવાનું કે સંકોચની મર્યાદા કાર્મણ શરીર ઉપર નિર્ભર છે. કોઇ પણ કાર્મણ શરીર અંગુલા સંખ્યાત ભાગથી નાનું થઈ શકતું નથી; એથી જીવનું સંકોચ-કાર્ય પણ ત્યાં સુધી જ પરિમિત રહે છે. વિકાસની મર્યાદા લોકાકાશ સુધીની જ માનવામાં આવી છે; એનાં બે કારણ બતાવી શકાય છે: પહેલું તો એ કે જીવના પ્રદેશ એટલા જ છે કે, જેટલા લોકાકાશના છે. અધિકમાં અધિક વિકાસ-દશામાં જીવનો એક પ્રદેશ આકાશના એક પ્રદેશને વ્યાપીને રહી શકે છે, બે અથવા અધિકને નહિ. આથી સર્વોત્કૃષ્ટ વિકાસ-દશામાં પણ લોકાકાશના બહારના ભાગને તે પ્રાપ્ત કરી શકતો નથી. બીજું કારણ એ છે કે વિકાસ એ ગતિનું કાર્ય છે અને ગતિ ધર્માસ્તિકાય સિવાય હોઈ શકતી નથી. એ કારણથી લોકાકાશની બહાર જીવને ફેલાવાનો પ્રસંગ જ આવતો નથી.

પ્રશ્ન: અસંખ્યાત પ્રદેશવાળા લોકાકાશમાં શરીરધારી અનંત જીવો કેવી રીતે સમાઈ શકે છે?

ઉત્તર: સૂક્ષ્મ ભાવમાં પરિણમેલા હોવાથી નિગોદ શરીરથી વ્યાપ્ત એક જ આકાશ-ક્ષેત્રમાં સાધારણ શરીરી અનંત જીવ એકસાથે રહે છે, તથા મનુષ્ય આદિના એક ઔદારિક શરીરની ઉપર તથા અંદર અનેક સંમૂર્છિમ જીવોની સ્થિતિ જોવામાં આવે છે. એ કારણે લોકાકાશમાં અનંતાનંત જીવોનો સમાવેશ વિરુદ્ધ નથી.

જો કે પુદ્ગલ દ્રવ્ય અનંતાનંત અને મૂર્ત છે; તથાપિ લોકાકાશમાં એ સમાવવાનું કારણ એ છે કે પુદ્ગલોમાં સૂક્ષ્મત્વરૂપે પરિણત થવાની શક્તિ છે. આવું પરિણમન જ્યારે થાય છે ત્યારે એક જ ક્ષેત્રમાં એકબીજાનો વ્યાઘાત કર્યા વિના અનંતાનંત પરમાણુ અને અનંતાનંત સ્કંધ સ્થાન પ્રાપ્ત કરી શકે છે. જેમ એક જ સ્થાનમાં હજારો દીવાઓનો પ્રકાશ વ્યાઘાત વિના જ સમાઈ શકે છે. પુદ્ગલ દ્રવ્ય મૂર્ત હોવા છતાં પણ વ્યાઘાતશીલ ત્યારે જ થાય છે, જ્યારે સ્થૂલ ભાવમાં પરિણત થાય છે. સૂક્ષ્મત્વ પરિણામ-દશામાં તે કોઈને વ્યાઘાત પહોંચાડતાં નથી, અને પોતે પણ કોઈથી વ્યાઘાત પામતાં નથી.

**હવે કાર્ય દ્વારા ધર્મ, અધર્મ અને આકાશનાં લક્ષણોનું કથન કરે છે:**

**गतिस्थित्युपग्रहो धर्माधर्मयोरुपकारः ।१७।**

**आकाशस्यावगाहः ।१८।**

(૧૭) (गति+स्थिति+उपग्रहो+धर्म+अधर्मयो:+उपकार:)

(૧૮) (आकाशस्य+अवगाह:)

### શબ્દાર્થ

गति—ગતિ કરવી | स्थिति—સ્થિર રહેવું

उपग्रहो—નિમિત્ત | धर्म—ધર્માસ્તિકાય

अधर्मयो:—અધર્માસ્તિકાયનો उपकार:—ઉપકાર છે-કાર્ય છે
आकाशस्य—આકાશનું अवगाह:—અવકાશ

**સૂત્રાર્થ:** (૧૭) ગતિ અને સ્થિતિમાં નિમિત્ત થવું એ જ અનુક્રમે ધર્મ, અધર્મ દ્રવ્યોનું કાર્ય છે.

(૧૮) અવકાશમાં નિમિત્ત થવું એ આકાશનું કાર્ય છે.

## વિશેષાર્થ-સમજૂતી

પ્રશ્ન: આગમ-પ્રમાણથી ધર્મ, અધર્મનું અને આકાશનું અસ્તિત્વ કેવી રીતે મનાય છે?

ઉત્તર: ધર્મ, અધર્મ અને આકાશ એ ત્રણે અમૂર્ત હોવાથી ઇન્દ્રિયગમ્ય નથી, એથી એમની સિદ્ધિ લૌકિક પ્રત્યક્ષ દૃષ્ટાંત દ્વારા થઇ શકતી નથી. જો કે આગમ-પ્રમાણથી એમનું અસ્તિત્વ મનાય છે તેમ યુક્તિપૂર્વક પણ તે સિદ્ધ કરે છે. જે ઉક્ત દ્રવ્યોનું અસ્તિત્વ સિદ્ધ કરે છે, તે યુક્તિ એ છે કે જગતમાં ગતિશીલ અને ગતિપૂર્વક સ્થિતિશીલ પદાર્થ જીવ અને પુદ્ગલ બે છે. જો કે ગતિ અને સ્થિતિ બંને ઉક્ત ધર્મ અને અધર્મનાં પરિણામ અને કાર્ય હોવાથી એમાંથી જ પેદા થાય છે, અર્થાત્ ગતિ અને સ્થિતિનું ઉપાદાન કારણ જીવ અને પુદ્ગલ જ છે, તોપણ નિમિત્ત-કારણ જે કાર્યની ઉત્પત્તિમાં અવશ્ય અપેક્ષિત છે, તે ઉપાદાન કારણથી ભિન્ન હોવું જ જોઇએ. એથી જીવ-પુદ્ગલની ગતિમાં નિમિત્તરૂપે ધર્માસ્તિકાયની અને સ્થિતિમાં નિમિત્તરૂપે અધર્માસ્તિકાયની સિદ્ધિ થઈ જાય છે. આ અભિપ્રાયથી શાસ્ત્રમાં ધર્માસ્તિકાયનું લક્ષણ જ 'ગતિશીલ પદાર્થોની ગતિમાં નિમિત્ત થવું' અને અધર્માસ્તિકાયનું લક્ષણ સ્થિતિમાં નિમિત્ત થવું એટલું જ બતાવ્યું છે.

પ્રશ્ન: આકાશાસ્તિકાયનું લક્ષણ શું છે?

ઉત્તર: પોતાનામાં અવકાશ=સ્થાન આપવું એ આકાશનું કાર્ય છે. એથી જ અવકાશ-પ્રદાન એ જ આકાશનું લક્ષણ મનાયું છે.

પ્રશ્ન: સાંખ્ય, ન્યાય, વૈશેષિક આદિ દર્શનોમાં આકાશ દ્રવ્ય માનવામાં આવ્યું છે, પરન્તુ ધર્મ, અધર્મ દ્રવ્યોને બીજા કોઈએ માન્યાં નથી, તો પછી જૈન દર્શને એમનો સ્વીકાર કેમ કર્યો છે?

ઉત્તર: જડ અને ચેતન દ્રવ્ય જે દશ્ય અને અદશ્ય વિશ્વનાં ખાસ અંગ છે, એમની ગતિશીલતા તો અનુભવસિદ્ધ છે. જો કોઈ નિયામક તત્ત્વ ના હોય તો તે દ્રવ્ય પોતાની સહજ ગતિશીલતાના કારણથી અનંત આકાશમાં ક્યાંય પણ ચાલી જઈ શકે છે. ખરેખર જો એ અનંત આકાશમાં ચાલ્યાં જ જાય, તો આ દશ્યાદશ્ય વિશ્વનું નિયત સ્થાન જે સદા સામાન્યરૂપે એકસરખું નજરે પડે છે તે કોઈ પણ રીતે ઘટી નહિ શકે. કેમકે અનંત પુદ્‌ગલ અને અનંત જીવ વ્યક્તિઓ પણ અનંત પરિમાણ વિસ્તૃત આકાશક્ષેત્રમાં રોકાયા વિના સંચાર કરશે, તેથી એ એવાં પૃથક્ થઈ જશે કે એમનું ફરીથી મળવું અને નિયત સૃષ્ટિરૂપે નજરે આવી પડવું અસંભવિત નહિ તો કઠિન તો જરૂર થશે. આ કારણથી ઉપરનાં ગતિશીલ દ્રવ્યોની ગતિમર્યાદાને નિયંત્રિત કરતા તત્ત્વનો સ્વીકાર જૈન દર્શન કરે છે. એ જ તત્ત્વ ધર્માસ્તિકાય કહેવાય છે. ગતિમર્યાદાના નિયામકરૂપે ઉપરના તત્ત્વનો સ્વીકાર કર્યા પછી પણ એ જ દલીલથી સ્થિતિ-મર્યાદાના નિયામકરૂપે અધર્માસ્તિકાય તત્ત્વનો સ્વીકાર પણ જૈન દર્શન કરે છે.

પ્રશ્ન: દિગ્દ્રવ્યને આકાશથી શાથી જુદું મનાતું નથી?

ઉત્તર: પૂર્વ, પશ્ચિમ આદિ વ્યવહાર જે દિગ્દ્રવ્યનું કાર્ય મનાય છે, તેની ઉત્પત્તિ આકાશની દ્વારા થઈ શકવાને લીધે દિગ્દ્રવ્યને આકાશથી જુદું માનવાની જરૂર નથી.

પ્રશ્ન: ધર્મ, અધર્મ દ્રવ્યને આકાશથી જુદું—સ્વતંત્ર ના માનીએ તો શું વાંધો આવે?

ઉત્તર: ધર્મ અને અધર્મને આકાશથી જુદું નહિ માનવામાં આવે અને આકાશને ગતિ અને સ્થિતિનું નિયામક માનવામાં આવશે તો તે અનંત અને અખંડ હોવાથી જડ તથા ચેતન-દ્રવ્યને પોતામાં સર્વત્ર ગતિ અને સ્થિતિ કરતાં રોકી નહિ શકે. અને એમ થવાથી નિયત દૃશ્યાદૃશ્ય વિશ્વના સંસ્થાનની અનુપપત્તિ થઈ જશે. એથી ધર્મ અને અધર્મ દ્રવ્યને આકાશથી જુદાં–સ્વતંત્ર માનવાં એ ન્યાયપ્રાપ્ત છે. જ્યારે જડ અને ચેતન ગતિશીલ જ છે ત્યારે મર્યાદિત આકાશ-ક્ષેત્રમાં તેમની ગતિ નિયામક સિવાય જ પોતાના સ્વભાવથી માની શકાતી નથી; એથી ધર્મ અને અધર્મ દ્રવ્યનું અસ્તિત્વ યુક્તિસિદ્ધ છે.

**હવે કાર્ય દ્વારા પુદ્‌ગલનું લક્ષણ કહે છે:**

शरीरवाङ्मनः प्राणापानाः पुद्गलानाम् ।१९।

सुखदुःखजीवितमरणोपग्रहाश्च ।२०।

(१९) (शरीर+वाङ्+मनः+प्राण+अपानाः+पुद्गलानाम्)

(२०) (सुख+दुःख+जीवित+मरण+उपग्रहाः+च)

**શબ્દાર્થ**

| | |
|---|---|
| शरीर—શરીર | वाङ्—વાણી |
| मनः—મન | प्राण—નિઃશ્વાસ |
| अपानाः—ઉચ્છ્વાસો | पुद्गलानाम्—પુદ્‌ગલનાં |
| सुख—સુખ | दुःख—દુઃખ |
| जीवित—જીવન | मरण—મરણ |
| उपग्रहाः—ઉપકાર | च—તથા |

**સૂત્રાર્થ:** (૧૯) શરીર, વાણી, મન, નિઃશ્વાસ અને ઉચ્છ્વાસ એ પુદ્‌ગલોનું ઉપકાર-કાર્ય છે.

(૨૦) તથા સુખ, દુઃખ, જીવન અને મરણ એ પણ પુદ્‌ગલોનો ઉપકાર છે.

## વિશેષાર્થ-સમજૂતી

પ્રશ્ન : ઔદારિક આદિ શરીર શેનાં બનેલાં છે?

ઉત્તર: ઔદારિક આદિ બધાં શરીર પૌદ્‌ગલિક એટલે પુદ્‌ગલનાં જ બનેલાં છે. જો કે કાર્મણ શરીર અતીંદ્રિય છે, તોપણ તે બીજાં ઔદારિક મૂર્ત દ્રવ્યના સંબંધથી સુખદુઃખાદિ વિપાક આપે છે, જેમ પાણી વગેરેના સંબંધથી ધાન્યકણ. આથી જ એને પણ પૌદ્‌ગલિક સમજવું જોઇએ.

પ્રશ્ન: ભાવભાષા અને દ્રવ્યભાષા સમજાવો.

ઉત્તર: ભાવભાષા એ વીર્યાન્તરાય, મતિજ્ઞાનાવરણ અને શ્રુતજ્ઞાનાવરણના ક્ષયોપશમથી તથા અંગોપાંગ નામકર્મના ઉદયથી પ્રાપ્ત થતી એક વિશિષ્ટ શક્તિ છે. તે પુદ્‌ગલ સાપેક્ષ હોવાથી પૌદ્‌ગલિક છે. અને એવા શક્તિવાળા આત્મા દ્વારા પ્રેરિત થઇ વચનરૂપમાં પરિણત થતા ભાષાવર્ગણાના સ્કંધ દ્રવ્યભાષા છે.

પ્રશ્ન: ભાવમન અને દ્રવ્યમન સમજાવો, અને તે શું છે?

ઉત્તર: લબ્ધિ તથા ઉપયોગરૂપ ભાવમન પુદ્‌ગલાવલંબિત હોવાથી પૌદ્‌ગલિક છે.

જ્ઞાનાવરણ તથા વીર્યાન્તરાયના ક્ષયોપશમથી અને અંગોપાંગ નામકર્મના ઉદયથી મનોવર્ગણાના જે સ્કંધો ગુણ, દોષ, વિવેચન, સ્મરણ આદિ કાર્યમાં અભિમુખ આત્માના અનુગ્રાહક અર્થાત્ એના સામર્થ્યના ઉત્તેજક થાય છે તે દ્રવ્યમન છે.

પ્રશ્ન: નિઃશ્વાસ અને ઉચ્છ્‌વાસ વાયુ સમજાવો.

ઉત્તર: આત્મા દ્વારા ઉદરમાંથી બહાર કાઢવામાં આવતો નિઃશ્વાસ વાયુ, પ્રાણ અને ઉદરની અંદર જતો ઉચ્છ્‌વાસ વાયુ-અપાન એ બંને પૌદ્‌ગલિક છે અને જીવનપ્રદ હોવાથી આત્માને અનુગ્રહકારી છે.

પ્રશ્ન : ભાષા, મન, પ્રાણ અને અપાન એ શાથી પૌદ્ગલિક છે?

ઉત્તર : ભાષા, મન, પ્રાણ અને અપાન એ બધાંનો વ્યાઘાત અને અભિભવ દેખાય છે એથી એ શરીરની માફક પૌદ્ગલિક છે.

પ્રશ્ન : સુખ શું છે?

ઉત્તર : જીવનું પ્રીતિરૂપ પરિણામ એ સુખ છે, જે શાતા વેદનીય કર્મરૂપ અંતરંગ કારણ અને દ્રવ્ય ક્ષેત્ર આદિ બાહ્ય કારણથી ઉત્પન્ન થાય છે.

પ્રશ્ન : દુઃખ શું છે?

ઉત્તર : પરિતાપ એ જ દુઃખ છે. તે અશાત વેદનીય કર્મરૂપ અંતરંગ કારણ અને દ્રવ્ય આદિ બાહ્ય નિમિત્તથી ઉત્પન્ન થાય છે.

પ્રશ્ન : જીવિત અને મરણ શું છે?

ઉત્તર : આયુષકર્મના ઉદયથી દેહધારી જીવના પ્રાણ અને અપાનનું ચાલુ રહેવું એ જીવિત છે અને પ્રાણ-અપાનનો ઉચ્છેદ થવો એ મરણ છે.

પ્રશ્ન : સુખ-દુઃખ આદિ પર્યાયો જીવો પ્રતિ પુદ્ગલના ઉપકાર મનાય છે તેનું કારણ શું?

ઉત્તર : સુખ-દુઃખ આદિ પર્યાયો જીવોમાં ઉત્પન્ન થાય છે ખરા, પરંતુ તે પુદ્ગલો દ્વારા ઉત્પન્ન થાય છે એથી એ જીવોના પ્રતિ પુદ્ગલના ઉપકાર મનાયા છે.

**હવે કાર્ય દ્વારા જીવનું લક્ષણ કહે છે:**

परस्परोपग्रहो जीवानाम् ।२१।

(परस्पर+उपग्रहः+जीवानाम्)

**શબ્દાર્થ**

परस्पर—પરસ્પરના (એકબીજાના) उपग्रहः—કાર્યમાં નિમિત્ત થવું जीवानाम्—જીવોનો

**સૂત્રાર્થ**: પરસ્પરના કાર્યમાં નિમિત્ત થવું એ જીવોનો ઉપકાર છે.

## વિશેષાર્થ-સમજૂતી

પ્રશ્ન: જીવોના પારસ્પરિક ઉપકારનું વર્ણન કરો.

ઉત્તર: એક જીવ હિત અને અહિતના ઉપદેશ દ્વારા બીજા જીવ ઉપર ઉપકાર કરે છે. માલિક પૈસા આપી નોકરની પ્રતિ ઉપકાર કરે છે અને નોકર હિત અથવા અહિતનું કામ કરી માલિક ઉપર ઉપકાર કરે છે. આચાર્ય સત્કર્મનો ઉપદેશ કરી એના અનુષ્ઠાન દ્વારા શિષ્યો ઉપર ઉપકાર કરે છે અને શિષ્ય અનુકૂળ પ્રવૃત્તિ દ્વારા આચાર્ય ઉપર ઉપકાર કરે છે.

**હવે કાર્ય દ્વારા કાળનું લક્ષણ કહે છે:**

**वर्त्तना परिणामः क्रिया परत्वापरत्वे च कालस्य । २२ ।**

(वर्त्तना+परिणामः+क्रिया+परत्वापरत्वे+च+कालस्य)

## શબ્દાર્થ

वर्त्तना—વર્ત્તના
परिणामः—પરિણામ
क्रिया—ક્રિયા
परत्वापरत्वे—જ્યેષ્ઠત્વ અને કનિષ્ઠત્વ
कालस्य—કાળના

**સૂત્રાર્થ**: વર્ત્તના, પરિણામ, ક્રિયા અને પરત્વાપરત્વ એ કાળના ઉપકારો છે.

## વિશેષાર્થ-સમજૂતી

પ્રશ્ન: વર્ત્તના, પરિણામ, ક્રિયા અને પરત્વાપરત્વ વિગતથી સમજાવો.

ઉત્તર: **વર્ત્તના**: પોતપોતાના પર્યાયની ઉત્પત્તિમાં સ્વયમેવ પ્રવર્તમાન, ધર્મ આદિ દ્રવ્યોને નિમિત્તરૂપે પ્રેરણા કરવી એ વર્ત્તના કહેવાય છે.

**પરિણામ**: પોતાની જાતિનો ત્યાગ કર્યા વિના થતો દ્રવ્યનો

અપરિસ્પંદ (ગતિહીન) પર્યાય જે પૂર્વાવસ્થાની નિવૃત્તિ અને ઉત્તરાવસ્થાની ઉત્પત્તિરૂપે છે એને પરિણામ સમજવું. આવું પરિણામ જીવમાં જ્ઞાનાદિ તથા ક્રોધાદિ, પુદ્‌ગલમાં નીલ, પીત, વર્ણાદિ અને ધર્માસ્તિકાય આદિ બાકીનાં દ્રવ્યોમાં અગુરુલઘુગુણની હાનિ-વૃદ્ધિરૂપ છે.

**ક્રિયા :** ગતિ (પરિસ્પંદ) જ ક્રિયા છે.

**પરત્વાપરત્વ :** પરત્વ એટલે જ્યેષ્ઠત્વ અને અપરત્વ એટલે કનિષ્ઠત્વ.

પ્રશ્ન : કાળને ઉપકારરૂપે વર્ણવવાનું કારણ શું ?

ઉત્તર : જો કે વર્તના આદિ કાર્ય યથા સંભવ ધર્માસ્તિકાય આદિ દ્રવ્યોનું જ છે, તથાપિ કાળ બધામાં નિમિત્ત-કારણ હોવાથી અહીં તેનું કાળના ઉપકારરૂપે વર્ણન કર્યું છે.

**હવે પુદ્‌ગલના અસાધારણ પર્યાય કહે છે:**

**स्पर्शरसगन्धवर्णवन्तः पुद्‌गलाः ।२३।**

**शब्द, बन्ध, सौक्ष्म्यस्थौल्यसंस्थानभेदतमश्छाया**

**ऽऽतपोद्‌द्योतवन्तश्च ।२४।**

(२३) (स्पर्श+रस+गन्ध+वर्णवन्तः+पुद्‌गलाः)

(२४) (शब्द+बन्ध+सौक्ष्म्य+स्थौल्य+संस्थान+भेद+तमः+छाया+आतपः +उद्‌द्योतवन्तः+च)

## શબ્દાર્થ

स्पर्श—સ્પર્શ
रस—રસ
गन्ध—ગન્ધ–વાસ
वर्णवन्तः—વર્ણવાળાં
पुद्‌गलाः—પુદ્‌ગલો
शब्द—શબ્દ
बन्ध—બંધ
सौक्ष्म्य—સૂક્ષ્મત્વ
स्थौल्य—સ્થૂલત્વ
संस्थान—સંસ્થાન
भेद—ભેદ
तमः—અંધકાર

छाया—છાયા આતપ:—આતપ

उद्योतवन्त—ઉદ્યોતવાળા च—વળી

**સૂત્રાર્થ :** (૨૩) પુદ્‌ગલ સ્પર્શ, રસ, ગંધ અને વર્ણવાળા હોય છે.

(૨૪) તથા તે શબ્દ, બંધ, સૂક્ષ્મત્વ, સ્થૂલત્વ, સંસ્થાન, ભેદ, અંધકાર, છાયા, આતપ અને ઉદ્યોતવાળા પણ છે.

## વિશેષાર્થ–સમજૂતી

પ્રશ્ન : અન્ય દર્શનો પુદ્‌ગલોને કેવા રૂપે માને છે?

ઉત્તર : બૌદ્ધ લોકો પુદ્‌ગલનો જીવ-અર્થમાં વ્યવહાર કરે છે, તથા વૈશેષિક આદિ દર્શનોમાં પૃથિવી આદિ મૂર્ત દ્રવ્યોને સમાનરૂપે સ્પર્શ, રસ આદિ ચતુર્ગુણયુક્ત માન્યાં નથી, કિન્તુ પૃથિવીને ચતુર્ગુણ, જળને ગંધ રહિત ત્રિગુણ, તેજને ગંધ-રસ રહિત દ્વિગુણ અને વાયુને માત્ર સ્પર્શગુણવાળો માન્યો છે. એ રીતે તેઓ મનમાં સ્પર્શ આદિ ચાર ગુણો માનતાં નથી.

પ્રશ્ન : જૈન દર્શનની જીવ અને પુદ્‌ગલને વિષે કેવી માન્યતા છે?

ઉત્તર : જૈન દર્શનમાં જીવ અને પુદ્‌ગલ તત્ત્વ ભિન્ન છે. એથી જ પુદ્‌ગલ શબ્દનો વ્યવહાર જીવ તત્ત્વને વિષે થતો નથી. એ રીતે પૃથિવી, જળ, તેજ અને વાયુ એ બધાં પુદ્‌ગલરૂપે સમાન છે, અર્થાત્ તે બધાં સ્પર્શાદિ ચતુર્ગુણયુક્ત છે. તે જ રીતે જૈન દર્શનમાં મન પણ પૌદ્‌ગલિક હોવાથી સ્પર્શાદિ ગુણવાળું જ છે.

પ્રશ્ન : સ્પર્શ કેટલા પ્રકારનો છે?

ઉત્તર : સ્પર્શ આઠ પ્રકારનો માનવામાં આવે છે : જેમકે કઠિન, મૃદુ, ગુરુ, લઘુ, શીત, ઉષ્ણ, સ્નિગ્ધ એટલે ચિકણો અને રૂક્ષ એટલે લૂખો.

પ્રશ્ન : રસ કેટલા પ્રકારના છે?

ઉત્તર : રસના પાંચ પ્રકાર છે : જેમકે : કડવો, તીખો, કષાય, તૂરો, ખાટો અને મીઠો.

પ્રશ્ન : ગંધ કેટલા પ્રકારની છે?

ઉત્તર : ગંધના બે પ્રકાર છે : જેવી કે સુગંધ અને દુર્ગંધ.

પ્રશ્ન : વર્ણ કેટલા પ્રકારના છે?

ઉત્તર : વર્ણ પાંચ પ્રકારના છે જેવા કે : કાળો, લીલો, લાલ, પીળો અને સફેદ.

પ્રશ્ન : તે પ્રત્યેકના કેટલા ભેદ છે?

ઉત્તર : તેમના પ્રત્યેકના સંખ્યાત, અસંખ્યાત અને અનંત ભેદ તરતમ ભાવથી થાય છે.

પ્રશ્ન : તે ભેદ શાથી થાય છે તે દૃષ્ટાંત સાથે સમજાવો.

ઉત્તર : તેના તારતમ્ય પ્રમાણે ઉપરોક્ત ભેદ થાય છે. દાખલા તરીકે જે જે વસ્તુ મૃદુ હોય છે તે બધાના મૃદુત્વમાં કાંઇ ને કાંઈ તારતમ્ય હોય છે. એ કારણથી સામાન્યરૂપે મૃદુત્વ સ્પર્શ એક હોવા છતાં પણ તેના તારતમ્ય પ્રમાણે સંખ્યાત, અસંખ્યાત અને અનંત સુધી ભેદો થઈ શકે છે, એ જ રીતે કઠિન આદિ અન્ય સ્પર્શોના વિષયમાં તથા રસ આદિ અન્ય પર્યાયના વિષયમાં સમજવું જોઈએ.

પ્રશ્ન : શબ્દ એ શું છે?

ઉત્તર : શબ્દ એ કોઈ ગુણ નથી. જેમકે વૈશેષિક, નૈયાયિક આદિ શબ્દને આકાશનો ગુણ માને છે; કિન્તુ તે ભાષાવર્ગણાના પુદ્‌ગલોનું એક પ્રકારનું વિશિષ્ટ પરિણામ છે.

પ્રશ્ન : શબ્દના ભેદાભેદ વિષે સમજ આપો.

ઉત્તર : શબ્દના મુખ્ય બે પ્રકાર છે : (૧) પ્રયોગજ અને (૨) વૈસ્રસિક. જે શબ્દ આત્માના પ્રયત્નથી ઉત્પન્ન થાય છે તે પ્રયોગજ અને જે કોઇના પ્રયત્ન સિવાય જ ઉત્પન્ન થાય છે તે વૈસ્રસિક છે. વાદળોની ગર્જના વૈસ્રસિક છે: પ્રયોગજ શબ્દના છ પ્રકાર છે, તે આ પ્રમાણે છે :

(૧) **ભાષા:** મનુષ્ય આદિની વ્યક્ત અને પશુપક્ષી આદિની અવ્યક્ત, એવી અનેકવિધ ભાષાઓ.

(૨) **તત:** ચામડું લપેટયું હોય એવાં વાદ્યનો એટલે કે મૃદંગ, પટહ આદિનો શબ્દ.

(૩) **વિતત:** તારવાળાં વીણા, સારંગી આદિ વાદ્યોનો શબ્દ.

(૪) **ઘન:** ઝાલર, ઘંટ આદિના શબ્દો.

(૫) **શુષિર:** ફૂંકીને વગાડવાના શંખ, બંસી આદિના શબ્દો.

(૬) **સંઘર્ષ:** લાકડી આદિના સંઘર્ષણથી થતા શબ્દો.

પ્રશ્ન: બંધ સમજાવો.

ઉત્તર: પરસ્પર આશ્લેષરૂપ બંધના પણ પ્રાયોગિક અને વૈસ્રસિક એવા બે ભેદ છે. જીવ અને શરીરનો સંબંધ તથા લાકડી અને લાખનો સંબંધ પ્રયત્ન સાપેક્ષ હોવાથી પ્રાયોગિક બંધ છે; વીજળી, મેઘ, ઇંદ્રધનુષ આદિનો પ્રયત્ન નિરપેક્ષ પૌદ્‌ગલિક સંશ્લેષ વૈસ્રસિક બંધ છે.

પ્રશ્ન: સૂક્ષ્મત્વ અને સ્થૂલત્વ સમજાવો.

ઉત્તર: સૂક્ષ્મત્વ અને સ્થૂલત્વના અંત્ય તથા આપેક્ષિક એવા બે ભેદો છે. જે સૂક્ષ્મત્વ અને સ્થૂલત્વ બન્ને એક જ વસ્તુમાં અપેક્ષા-ભેદથી ઘટી ના શકે તે અંત્ય અને જે ઘટી શકે તે આપેક્ષિક. પરમાણુઓનું સૂક્ષ્મત્વ અને જગદ્‌વ્યાપી મહાસ્કંધનું સ્થૂલત્વ અંત્ય છે કેમકે અન્ય પુદ્‌ગલોની અપેક્ષાએ પરમાણુઓમાં સ્થૂલત્વ અને મહા સ્કંધમાં સૂક્ષ્મત્વ ઘટી શકતું નથી. દ્વચણુક આદિ મધ્યવર્તી સ્કંધોનું સૂક્ષ્મત્વ અને સ્થૂલત્વ બન્ને આપેક્ષિક છે. જેમ આંબળાંનું સૂક્ષ્મત્વ અને બીલાંનું સ્થૂલત્વ. આંબળું બીલાથી નાનું હોવાથી એનાથી સૂક્ષ્મ છે અને બીલું આંબળાથી સ્થૂલ છે. પરંતુ તે આંબળું બોરની અપેક્ષાએ સ્થૂલ પણ છે અને તે બીલું કોળા કરતાં સૂક્ષ્મ પણ છે. આ રીતે જેમ આપેક્ષિક હોવાથી એક જ વસ્તુમાં સ્થૂલત્વ અને

સૂક્ષ્મત્વ બન્ને વિરુદ્ધ પર્યાયો હોઈ શકે છે તેમ અંત્ય સૂક્ષ્મત્વ અને સ્થૂલત્વ એક વસ્તુમાં હોઈ શકતાં નથી.

પ્રશ્ન: સંસ્થાન વિષે સમજ આપો.

ઉત્તર: સંસ્થાન ઇત્થંત્વરૂપ અને અનિત્થંત્વરૂપ બે પ્રકારનું છે. જે આકારની કોઇની સાથે તુલના કરી શકાય તે ઇત્થંત્વરૂપ છે અને જેની કોઇની સાથે તુલના ન કરી શકાય તે અનિત્થંત્વરૂપ છે. મેઘ આદિનું સંસ્થાન એટલે કે રચના અનિત્થંત્વરૂપ છે, કેમકે અનિયતરૂપ હોવાથી કોઈ એક પ્રકારે એનું નિરૂપણ કરી શકાતું નથી; બીજા પદાર્થોનું સંસ્થાન ઇત્થંત્વરૂપ છે. જેમકે દડો, શિંગોડું આદિનું ગોળ, ત્રિકોણ, ચતુષ્કોણ, દીર્ઘ પરિમંડળ–વલયાકાર આદિથી ઇત્થંત્વરૂપ સંસ્થાનના અનેક ભેદ છે.

પ્રશ્ન: તે ભેદ સમજાવો.

ઉત્તર: એકત્વરૂપમાં પરિણત પુદ્‌ગલપિંડનો વિશ્લેષ-વિભાગ થવો એ ભેદ છે. એના પાંચ પ્રકાર છે તે નીચે પ્રમાણે:

(૧) **ઔત્કરિક**: ચીરવાથી અથવા ફાડવાથી થતું લાકડાં, પથ્થર આદિનું ભેદન.

(૨) **ચૌર્ણિક**: કણકણરૂપે ચૂર્ણ થવું તે. જેમ જવ આદિનો સાથવો, આટો ઇત્યાદિ.

(૩) **ખંડ**: ટુકડા ટુકડા થઈ જઈ છૂટી જવું તે. જેમ ઘડાનાં ઠીકરાં.

(૪) **પ્રતર**: પડનું નીકળવું તે. જેમ અબરખ, ભોજપત્ર આદિમાં.

(૫) **અનુતટ**: છાલ નીકળવી. જેમ વાંસ, શેરડી આદિની.

પ્રશ્ન: તમઃ સમજાવો.

ઉત્તર: તમઃ અંધકારને કહે છે, તે જોવામાં હરકત નાંખતું પ્રકાશનું વિરોધી એક પરિણામ છે.

પ્રશ્ન : છાયા શું છે?

ઉત્તર : છાયા પ્રકાશના ઉપર આવરણ આવવાથી થાય છે. એના બે પ્રકાર છે: દર્પણ આદિ સ્વચ્છ પદાર્થોમાં મુખનું જે પ્રતિબિંબ પડે છે, જેમાં મુખનો વર્ણ, આકાર આદિ જેમનાં તેમ દેખાય છે તે વર્ણાદિ વિકાર પરિણામરૂપ છાયા છે અને અન્ય અસ્વચ્છ દ્રવ્યો ઉપર જે માત્ર પ્રતિબિંબ (પડછાયો) પડે છે તે પ્રતિબિંબરૂપ છાયા છે.

પ્રશ્ન : આતપ શું છે તે સમજાવો.

ઉત્તર : સૂર્ય આદિના ઉષ્ણ પ્રકાશને આતપ કહે છે.

પ્રશ્ન : ઉદ્યોત શું છે?

ઉત્તર : ચંદ્ર આદિનો અનુષ્ણ પ્રકાશ ઉદ્યોત કહેવાય છે.

પ્રશ્ન : સ્પર્શ આદિ પર્યાય શેમાં હોય છે?

ઉત્તર : સ્પર્શ આદિ પર્યાય પરમાણુ અને સ્કંધ બન્નેમાં હોય છે.

પ્રશ્ન : શબ્દ, બંધ આદિ પર્યાય શેમાં હોય છે?

ઉત્તર : શબ્દ, બંધ આદિ પર્યાય ફક્ત સ્કંધમાં હોય છે.

પ્રશ્ન : સૂક્ષ્મત્વ પરમાણુ અને સ્કંધ બન્નેનો (સ્પર્શ અને શબ્દનો) પર્યાય છે છતાં તેનું પરિગણન (ગણના) સ્પર્શાદિની સાથે ન કરતાં શબ્દોની સાથે કર્યું છે તેનું શું કારણ?

ઉત્તર : સૂક્ષ્મત્વ પરમાણુ અને સ્કંધ બન્નેનો પર્યાય છે છતાં પણ એનું પરિગણન સ્પર્શાદિની સાથે ન કરતાં શબ્દોની સાથે કર્યું છે તે પ્રતિપક્ષી સ્થૂલત્વ પર્યાયની સાથે એના કથનનું ઔચિત્ય સમજીને.

**હવે પુદ્‌ગલના મુખ્ય પ્રકાર કહે છે:**

**अणवः स्कन्धाश्च । २५ ।**

(अणवः+स्कन्धाः+च)

## શબ્દાર્થ

अणवः—અણુઓ  स्कन्धाः—સ્કન્ધો
च—વળી

**સૂત્રાર્થ :** પુદ્‌ગલ પરમાણુરૂપ અને સ્કંધરૂપ છે.

## વિશેષાર્થ-સમજૂતી

પ્રશ્ન : સંપૂર્ણ પુદ્‌ગલરાશિ તેના બે પ્રકારોમાં સમાઈ જાય છે, તે પ્રકાર કયા કયા?

ઉત્તર : પરમાણુ અને સ્કંધ પુદ્‌ગલના સંક્ષેપમાં એવા પ્રકાર બતાવ્યા છે કે જેમાં તમામ પુદ્‌ગલરાશિ સમાઈ જાય છે.

પ્રશ્ન : અંત્ય દ્રવ્ય કોને કહેવાય છે?

ઉત્તર : જે પુદ્‌ગલદ્રવ્ય કારણરૂપ છે અને કાર્યરૂપ નથી તે અંત્ય દ્રવ્ય કહેવાય છે.

પ્રશ્ન : એવું દ્રવ્ય કયું છે અને તે કેવું છે?

ઉત્તર : એવું દ્રવ્ય પરમાણુ છે જે નિત્ય છે, સૂક્ષ્મ છે અને કોઈ પણ એક રસ, એક ગંધ, એક વર્ણ અને બે સ્પર્શથી યુક્ત છે.

પ્રશ્ન : એવા પરમાણુનું જ્ઞાન શાથી થાય છે?

ઉત્તર : એનું જ્ઞાન આગમ–અનુમાનથી સાધ્ય છે. બાકી પરમાણુ દ્રવ્યનું જ્ઞાન ઇંદ્રિયોથી તો થઈ જ શકતું નથી.

પ્રશ્ન : પરમાણુનું અનુમાન શાથી માનવામાં આવે છે?

ઉત્તર : પરમાણુનું અનુમાન કાર્ય-હેતુથી માનવામાં આવે છે. જે જે પૌદ્‌ગલિક કાર્ય દષ્ટિગોચર થાય છે એ બધાં સકારણ હોય છે: એ રીતે જે અદશ્ય અંતિમ કાર્ય હોય છે તે બધાં સકારણ હોય છે. એ રીતે જે અદશ્ય અંતિમ કાર્ય હોય છે એનું પણ કારણ હોવું જોઇએ, તે કારણ પરમાણુ દ્રવ્ય છે અને એનું કારણ બીજું કોઈ દ્રવ્ય ન હોવાથી તેને અંતિમ કારણ કહ્યું છે.

પ્રશ્ન : પરમાણુ કેવું છે?

ઉત્તર : પરમાણુ દ્રવ્યનો કોઇ વિભાગ નથી અને થઈ શકતો પણ નથી. આથી તેનો આદિ, મધ્ય અને અંત તે પોતે જ છે. પરમાણુ દ્રવ્ય અબદ્ધ—અસમુદાયરૂપ હોય છે.

પ્રશ્ન : સ્કંધ એ શું છે?

ઉત્તર : પુદ્‌ગલ દ્રવ્યનો બીજો પ્રકાર સ્કંધ છે. સ્કંધ બધા બદ્ધ—સમુદાયરૂપ હોય છે.

પ્રશ્ન : તે કેવા છે?

ઉત્તર : તે પોતાના કારણદ્રવ્યની અપેક્ષાએ કાર્યદ્રવ્યરૂપ તથા પોતાના કાર્યદ્રવ્યની અપેક્ષાએ કારણદ્રવ્યરૂપ છે. જેમ દ્વી પ્રદેશ આદિ સ્કંધ એ પરમાણુ આદિનું કાર્ય છે અને ત્રિ પ્રદેશ આદિનું પણ કારણ છે.

## પરમાણુવાદ

(કલકત્તા પ્રેસિડેન્સી કૉલેજના રસાયણશાસ્ત્રી પ્રોફેસર શ્રી પ્રફુલ્લચંદ્ર રોય, ડી. એસ.સી., પી. એચ.ડી.એ લખેલ ઇંગ્લિશ લેખનો અનુવાદ અત્રે રજૂ કરવામાં આવે છે. આ લેખ શ્રી અધ્યાત્મ જ્ઞાનપ્રસારક મંડળ તરફથી પ્રગટ થતા 'બુદ્ધિપ્રભા' નામના માસિકમાં પ્રગટ થયો હતો, જેની આજે ચાલીસ વરસે, આજના પરમાણુવાદના વાતાવરણ વચ્ચે ઉપયોગિતા જણાતાં અત્રે રજૂ કરવા રજા લઉં છું. જૈન શાસ્ત્રો અને પરમાણુવાદનો ખ્યાલ આ ઉપરથી આવશે.

**શંકરલાલ ડી. કાપડીઆ)**

જૈનોનાં નવ તત્ત્વોમાં અજીવ પાંચ પ્રકારનાં છે, જેમાંનાં ચાર ધર્મ, અધર્મ, કાળ અને આકાશ અમૂર્ત છે અને પાંચમો પ્રકાર મૂર્ત છે. આ મૂર્ત પ્રકારને પુદ્‌ગલ કહે છે, અને આ પુદ્‌ગલ એ જ શક્તિનો ધારક છે. અજીવ દ્રવ્યમાં દરેક વસ્તુ કાં તો દ્રવ્ય હોય છે કે પર્યાયરૂપે

હોય છે. આ પર્યાયના પણ બે ભેદ છે: પરિસ્પન્દ અને પરિણામ અને તે કુદરતનો સઘળો ખુલાસો આધ્યાત્મિક રીતે નહિ પણ ભૌતિક રીતે આપે છે. પુદ્ગલ બે રૂપે માલૂમ પડે છે: અણુરૂપે અથવા સ્કંધરૂપે. પુદ્ગલની સામ્યાવસ્થાથી જૈનો આનો આરંભ કરે છે. જેના ભેદથી અનેક પરમાણુમય વિભાગ પડે છે, અને જેના સંઘાત, ભેદ અને સંઘાતભેદથી સ્કંધો બને છે. અણુના ભાગ પડતા નથી, તે અનાદિ છે, મધ્યરહિત છે અને અંતરહિત છે. અણુ એ પુદ્ગલનો અનન્તમો ભાગ છે, છતાં તે શાશ્વત છે અને છેવટનો છે. સ્કન્ધના દ્વયણુકથી આરંભી અનંતાણુક સુધી અનેક વિભાગ પડે છે. દ્વયણુક બે પરમાણુઓનો બને છે, દ્વયણુકમાં એક અણુ ઉમેરવાથી તે ત્ર્યણુક બને છે, અને આ રીતે અનન્તાણુક સુધી જાણવું. 'સંખ્યેય,' 'અસંખ્યેય,' 'અનન્ત' અને 'અનન્તાનન્ત' એમ વિભાગો પડે છે.

## જડ વસ્તુનાં મુખ્ય લક્ષણો

પુદ્ગલનાં બે પ્રકારનાં લક્ષણો છે: કેટલાંક લક્ષણો પરમાણુમાં તેમજ સ્કન્ધમાં માલૂમ પડે છે, અને કેટલાંક લક્ષણ તો કેવળ સ્કન્ધમાં જ માલૂમ પડે છે. પ્રથમ વિભાગમાં સ્પર્શ, રસ, ગંધ અને વર્ણના ગુણનો સમાવેશ થાય છે. મૂળ પુદ્ગલ એક જ સ્વરૂપી હોવાથી અને અનિશ્ચિત હોવાથી પરમાણુના સઘળા ગુણો પરિણામનું ફળ છે. આ પ્રમાણે પરિણામ પામે છે. દરેક પરમાણુને એક પ્રકારનો રસ, ગંધ અને બે પ્રકારના સ્પર્શ હોય છે: જેવાં કે ખર, સ્નિગ્ધ, ઉષ્ણ કે શીત, પૃથ્વીકાય, અપ્કાય વગેરેના પુદ્ગલો એક જ પુદ્ગલના જુદા-જુદા ભેદો છે. સ્પર્શના પ્રકાર જેમકે ખર, સ્નિગ્ધ, ઉષ્ણ, શીત વર્ગ પ્રથમ દેખાય છે પણ આ સ્પર્શગુણમાં રસ, ગંધ અને વર્ણનો પણ સમાવેશ થાય છે. દ્વયણુક, ત્ર્યણુક અથવા વધારે વધારે અણુના સ્કન્ધમાં સ્પર્શ, રસ, ગંધ અને વર્ણ ઉપરાંત ભૌતિક સાત લક્ષણો હોય છે:

(૧) શબ્દ, (૨) બન્ધ, (૩) સૌક્ષ્મ્ય, સ્થૌલ્ય, (૪) સંસ્થાન, (૫) ભેદ, (૬) તમ:છાયા, (૭) આતપ, ઉદ્યોત.

સ્પર્શગુણના નીચેના પ્રકાર છે: ખરતા અથવા સ્નિગ્ધતા, હલકાપણું અથવા ભારેપણું, ગરમ અથવા ઠંડું, ખરબચડાપણું અથવા સુંવાળાશ—આમાંથી અણુઓમાં તો થોડીક અગર વધારે ગરમી, અથવા ખરબચડાપણું કે સુંવાળાશ હોય છે, પણ ચાર પ્રકારના સ્પર્શના પ્રકાર જુદાજુદા સંયોગરૂપે અંતે જુદાજુદા પ્રમાણમાં દ્વયણુકથી અનન્તાનન્ત પરમાણુઓના સ્કંધોનું ખાસ લક્ષણ હોય છે. જૈનો એમ માને છે કે પરમાણુઓના આકર્ષણવિકર્ષણથી ગુરુત્વાકર્ષણ અણુમાં પેદા થાય છે. રસ પાંચ પ્રકારના છે: કડવો, તીખો, મધુર, તૂરો અને ખારો. લવણને કેટલાક તો મધુરનો ભાગ સમજે છે અને બીજાઓના મત પ્રમાણે તે સંયોગરૂપ છે.

ગન્ધ બે પ્રકારની છે: સુગન્ધ અને દુર્ગન્ધ. મલ્લિષેણાચાર્ય દુર્ગન્ધના કેટલાક વિભાગ પાડે છે, જેવી કે હિંગની ગન્ધ વગેરે. મૂળ રંગ પાંચ પ્રકારના છે: કાળો, વાદળી, રાતો, પીળો અને ધોળો. શબ્દ(અવાજ)ના પણ ધીમો અથવા મોટો, જાડો અથવા પાતળો (પોલો), અવ્યક્ત ને વ્યક્ત પ્રકારો છે.

પરમાણુવાદના સંબંધમાં પરમાણુઓના આકર્ષણવિકર્ષણથી દ્વયણુક વગેરે કેવી રીતે બને છે તે સંબંધમાં જૈનોની નોંધ વખાણવાલાયક છે. પરમાણુઓનું આકર્ષણવિકર્ષણ શા કારણથી થાય છે? આ સવાલ ઉમાસ્વાતીકૃત તત્ત્વાર્થાધિગમ સૂત્રમાં ઊભો કરવામાં આવ્યો છે. બે પરમાણુઓને સાથે મૂકવાથી જ શું તેમનો સંયોગ થાય છે? એક જ ભૂતના પરમાણુઓને સાથે જોડનાર શક્તિ અથવા તો એક ભૂતનો બીજા ભૂત સાથેનો રાસાયણિક સંબંધ. આ સંબંધમાં ભિન્નતા દર્શાવવામાં આવી નથી. જૈનો એમ માને છે કે એક જ

પ્રકારના મૂળ પરમાણુઓમાંથી જુદાંજુદાં ભૂતો (તત્ત્વો) પરિણામ પામેલાં છે. જે કારણથી પરમાણુઓ ભેગાં મળીને જુદાંજુદાં દ્વ્યણુક વગેરે થાય છે તે જ કારણોથી તત્ત્વોનો રાસાયણિક સંયોગ બને છે.

કેવળ સાથે મૂકવાથી જ સંયોગ થતો નથી. સંયોગ બને તે માટે પરમાણુઓનું આકર્ષણ-વિકર્ષણ થવાની જરૂર છે.

આકર્ષણવિકર્ષણ જુદીજુદી સ્થિતિઓમાં બને છે. સાધારણ રીતે પુદ્ગલનો દરેક પરમાણુ વિષમગુણયુક્ત પરમાણુ સાથે સંયોગમાં આવે છે. આ સંયોગ થાય તે માટે રૂક્ષત્વ અથવા સ્નિગ્ધત્વ જેવા ખાસ વિરોધી ગુણોની જરૂર છે, પણ જ્યાં ગુણો વિરોધી છતાં જઘન્ય ગુણવાળા હોય ત્યાં સંયોગ થવો અસંભવિત છે. સાધારણ રીતે કહીએ તો બન્ને પોઝિટિવ અને બન્ને નેગેટિવ (એટલે બન્ને એક જ ગુણવાળા) પરમાણુઓ જોડાતા નથી. વળી વિરુદ્ધ ગુણવાળા બે પરમાણુઓ હોય છતાં એકનું સામર્થ્ય બીજા કરતાં બમણું હોય તો, અથવા તે કરતાં પણ વધારે હોય તો એક જ સરખા ગુણવાળા પરમાણુઓ પણ એકબીજા પ્રતિ આકર્ષાય. દરેક બાબતમાં આકર્ષણવિકર્ષણના નિયમ પ્રમાણે બન્ને પરમાણુઓની સ્થિતિમાં ફેરફાર થાય છે. અને સ્કન્ધના ભૌતિક લક્ષણોનો આધાર પણ આકર્ષણવિકર્ષણ ઉપર આધાર રાખે છે. સરખા સામર્થ્યવાળા પણ વિરુદ્ધ ગુણવાળા પરમાણુઓ એકબીજા પર અસર કરે છે, પણ જો સામર્થ્યમાં ફેર હોય તો વધારે સામર્થ્યવાળો પરમાણુ થોડા સામર્થ્યવાળા પરમાણુ પર અસર કરે છે. તત્ત્વોના ગુણોનો ફેરફાર આ આકર્ષણવિકર્ષણ પર આધાર રાખે છે. રાસાયણિક સંયોગને વાસ્તે જે આયોનીનવાદ છે, તેની આ શરૂઆત છે. આ શરૂઆત જો કે અસંસ્કૃત છે, છતાં તે ઘણું સૂચવે છે અને વસ્તુઓને ઘસવા વગેરે સુંવાળી અને ખરબચડી સપાટીનું નિરીક્ષણ કરવાથી શોધી કાઢી હોય એમ લાગે છે. રૂક્ષ અને સ્નિગ્ધનો અર્થ સૂકું અથવા ભીનાશ-

વાળું કરવું એ અયુક્ત છે. શ્રી ઉમાસ્વાતીકૃત તત્ત્વાર્થાધિગમ સૂત્રને આધારે આ પરમાણુવાદ લખવામાં આવ્યો છે, અને તે ઇ. સ.ના પ્રથમ સૈકાના પહેલા પચાસ વર્ષ દરમ્યાન લખાયેલું છે.—**પ્રયોજક**

(તા. ૩૦મી જૂનના 'જૈન'ના સને ૧૯૫૧ના અંકમાંથી)

**હવે અનુક્રમથી સ્કંધ અને અણુની ઉત્પત્તિનાં કારણ કહે છે:**

संघात-भेदेभ्य उत्पद्यन्ते ।२६।

भेदादणुः ।२७।

(२६) (संघात+भेदेभ्यः+उत्पद्यन्ते)

(२७) (भेदात्+अणुः)

### શબ્દાર્થ

संघात—સંઘાતથી  भेदेभ्यः—ભેદોથી

उत्पद्यन्ते—ઉત્પન્ન થાય છે  भेदात्—ભેદથી

अणुः—અણુ

**સૂત્રાર્થ**: (૨૬) સંઘાતથી, ભેદથી અને સંઘાત-ભેદ બન્નેથી સ્કંધ ઉત્પન્ન થાય છે.

(૨૭) અણુ ભેદથી જ ઉત્પન્ન થાય છે.

### વિશેષાર્થ-સમજૂતી

પ્રશ્ન: સ્કંધની કેટલા પ્રકારે ઉત્પત્તિ થાય છે તે વિગતથી સમજાવો.

ઉત્તર: સ્કંધ–અવયવી દ્રવ્યની ઉત્પત્તિ ત્રણ પ્રકારની છે. કોઈ સ્કંધ સંઘાત–એકત્વ પરિણતિથી ઉત્પન્ન થાય છે, કોઈ ભેદથી બને છે અને કોઈ એકસાથે ભેદ તેમજ સંઘાત બંને નિમિત્તથી બને છે.

પ્રશ્ન: સંઘાતજન્ય સ્કંધ કયા કહેવાય?

ઉત્તર: જ્યારે અલગ અલગ રહેલા બે પરમાણુઓના મળવાથી દ્વિપ્રદેશિક સ્કંધ થાય છે, ત્યારે તે સંઘાતજન્ય કહેવાય છે. એ રીતે ત્રણ, ચાર, સંખ્યાત, અસંખ્યાત, અનંત અને અનંતાનંત

સુધી પરમાણુઓના મળવાથી ત્રિપ્રદેશ, ચતુષ્પ્રદેશ, સંખ્યાત પ્રદેશ, અસંખ્યાત પ્રદેશ, અનંત પ્રદેશ અને અનંતાનંત પ્રદેશ સુધી સ્કંધ બને છે, તે બધા સંઘાતજન્ય છે.

પ્રશ્ન: ભેદજન્ય સ્કંધ ક્યારે કહેવાય?

ઉત્તર: કોઈ મોટા સ્કંધના તૂટવાથી જે નાના નાના સ્કંધ થાય છે તે ભેદજન્ય છે, એ પણ બે પ્રદેશથી લઇને અનંતાનંત પ્રદેશ સુધી હોઈ શકે છે.

પ્રશ્ન: ભેદ તેમજ સંઘાતજન્ય સ્કંધ સમજાવો.

ઉત્તર: જ્યારે કોઈ એક સ્કંધ તૂટતાં એના અવયવની સાથે એ સમયે બીજું કોઇ દ્રવ્ય મળવાથી નવો સ્કંધ બને છે ત્યારે તે સ્કંધ, ભેદ તેમજ સંઘાત બન્નેથી જન્ય છે. એવા સ્કંધ પણ દ્વિપ્રદેશથી લઇને અનંતાનંત પ્રદેશ સુધી થઈ શકે છે.

પ્રશ્ન: બેથી અધિક પ્રદેશવાળા સ્કંધોને માટે કેવી રીતે બાબત સમજવી?

ઉત્તર: બેથી અધિક પ્રદેશવાળા સ્કંધોને માટે એ બાબત સમજવી જોઇએ કે ત્રણ ચાર આદિ અલગ અલગ પરમાણુઓના મળવાથી પણ ત્રિપ્રદેશ, ચતુષ્પ્રદેશ આદિ સ્કંધ થાય છે અને દ્વિપ્રદેશ સ્કંધની સાથે એક પરમાણુ મળવાથી ત્રિપ્રદેશ તથા દ્વિપ્રદેશ અથવા ત્રિપ્રદેશ સ્કંધની સાથે અનુક્રમે બે અથવા એક પરમાણુ મળવાથી ચતુષ્પ્રદેશ સ્કંધ બની શકે છે.

પ્રશ્ન: અણુદ્રવ્ય શું છે?

ઉત્તર: તે કોઈ દ્રવ્યનું કાર્ય નથી. આથી એની ઉત્પત્તિમાં બે દ્રવ્યોના સંઘાતનો સંભવ જ નથી. એ રીતે પરમાણુ નિત્ય મનાય છે.

પ્રશ્ન: ત્યારે તે જન્ય કેવી રીતે કહેવાય છે?

ઉત્તર: પર્યાય-દૃષ્ટિથી તે જન્ય પણ છે. બાકી તે પરમાણુ દ્રવ્યરૂપે તો નિત્ય જ છે.

પ્રશ્ન: પરમાણુઓના પર્યાય–અવસ્થા-વિશેષ સમજાવો.

ઉત્તર: ક્યારેક સ્કંધના અવયવોરૂપ બની સામુદાયિક અવસ્થાઓમાં પરમાણુઓનું રહેવું અને ક્યારેક સ્કંધથી અલગ થઇ વિશકલિત (છૂટીછવાઇ) અવસ્થાઓમાં રહેવું એ બધા પરમાણુના પર્યાય–અવસ્થા-વિશેષ જ છે.

પ્રશ્ન: વિશકલિત અવસ્થાવાળા પરમાણુ કોનું કાર્ય છે?

ઉત્તર: વિશકલિત અવસ્થા સ્કંધના ભેદથી જ ઉત્પન્ન થાય છે. એથી અહીં ભેદથી અણુની ઉત્પત્તિના કથનનો અભિપ્રાય એટલો જ છે કે વિશકલિત અવસ્થાવાળા પરમાણુ ભેદનું કાર્ય છે, શુદ્ધ પરમાણુ નહિ.

## હવે અચાક્ષુષ સ્કંધના ચાક્ષુષ બનવામાં હેતુ કહે છે:

**भेदसंघाताभ्यां चाक्षुषाः ।२८।**

(भेद+संघाताभ्याम्+चाक्षुषाः)

### શબ્દાર્થ

भेद—ભેદ संघाताभ्याम्—સંઘાતથી

चाक्षुषाः—ચાક્ષુષ–ચક્ષુથી દેખાય તેવા.

**સૂત્રાર્થ:** ભેદ અને સંઘાતથી ચાક્ષુષ સ્કંધ બને છે.

### વિશેષાર્થ-સમજૂતી

પ્રશ્ન: સ્કંધ ચાક્ષુષ ક્યારે બની શકે છે?

ઉત્તર: જે સ્કંધ પહેલાં સૂક્ષ્મ હોવાના કારણે અચાક્ષુષ હોય છે તે પણ નિમિત્તવશ સૂક્ષ્મત્વ પરિણામ છોડીને બાદર (સ્થૂલ) પરિણામ-વિશિષ્ટ બનવાથી ચાક્ષુષ થઈ શકે છે. એ સ્કંધને એમ થવામાં ભેદ તથા સંઘાત બંને હેતુ અપેક્ષિત છે.

પ્રશ્ન: ચાક્ષુષ સ્કંધ ભેદ અને સંઘાત બન્નેથી થાય છે તે નિયમ-પૂર્વક સમજાવો.

ઉત્તર: જ્યારે કોઈ સ્કંધમાં સૂક્ષ્મત્વ પરિણામની નિવૃત્તિ થઈ સ્થૂલત્વ પરિણામ ઉત્પન્ન થાય છે ત્યારે કેટલાક નવા અણુઓ તે સ્કંધમાં અવશ્ય મળી જાય છે. જ્યારે બીજા કેટલાક અણુઓ એ સ્કંધમાંથી અલગ પણ થઈ જાય છે. સૂક્ષ્મત્વ પરિણામની નિવૃત્તિ-પૂર્વક સ્થૂલત્વ પરિણામની ઉત્પત્તિ કેવળ સંઘાત એટલે અણુઓના મળવા માત્રથી જ થતી નથી અને કેવળ ભેદ એટલે કે અણુઓના જુદા થવાથી પણ થતી નથી. સ્થૂલત્વ–બાદરત્વ–રૂપ પરિણામ-સિવાય કોઈ સ્કંધ ચાક્ષુષ તો થઈ શકતો જ નથી. એથી અહીં નિયમ-પૂર્વક કહ્યું છે કે, ચાક્ષુષ સ્કંધ ભેદ અને સંઘાત બંનેથી થાય છે.

પ્રશ્ન: ભેદના જે બે અર્થ થાય છે તે સમજાવો.

ઉત્તર: (૧) સ્કંધનું તૂટવું અર્થાત્ એમાંથી અણુઓનું અલગ થવું. (૨) પૂર્વ પરિણામ નિવૃત્ત થઈ બીજા પરિણામનું ઉત્પન્ન થવું.

પ્રશ્ન: ઉપરની વ્યાખ્યા કયા અર્થ પ્રમાણે કરી?

ઉત્તર: પ્રથમના અર્થ પ્રમાણે.

પ્રશ્ન: બીજા અર્થ પ્રમાણે તે કેવી રીતે સમજવું?

ઉત્તર: જ્યારે કોઈ સૂક્ષ્મ સ્કંધ નેત્રથી ગ્રહણ કરવા યોગ્ય બાદર પરિણામ પ્રાપ્ત કરે છે અર્થાત્ અચાક્ષુષ મટી ચાક્ષુષ બને છે ત્યારે એના એમ થવામાં સ્થૂલ પરિણામ અપેક્ષિત છે, જેને વિશિષ્ટ અનંતાણુ–સંખ્યા(સંઘાત)ની અપેક્ષા છે. કેવળ સૂક્ષ્મત્વરૂપ પૂર્વ પરિણામની નિવૃત્તિપૂર્વક નવીન સ્થૂલત્વ પરિણામ ચાક્ષુષ બનવાનું કારણ નથી, અને કેવળ વિશિષ્ટ અનંત સંખ્યા પણ ચાક્ષુષ બનવામાં કારણ નથી, કિંતુ પરિણામ (ભેદ) અને ઉક્ત સંખ્યારૂપ સંઘાત બંને ય સ્કંધના ચાક્ષુષ બનવામાં કારણ છે.

પ્રશ્ન: પૌદ્ગલિક પરિણામની વિચિત્રતા કેવી રીતે છે? તે સમજાવો.

ઉત્તર: પૌદ્ગલિક પરિણામની અમર્યાદિત વિચિત્રતાના કારણથી જેમ પહેલાંના અતીંદ્રિય સ્કંધ પણ પછીથી ભેદ તથા સંઘાતરૂપ નિમિત્તથી ઐંદ્રિયક બની શકે છે, તે જ રીતે સ્થૂલ સ્કંધ સૂક્ષ્મ પણ બની જાય છે; એટલું જ નહિ પણ પરિણામની વિચિત્રતાના કારણથી અધિક ઇંદ્રિયોથી ગ્રહણ કરાતો સ્કંધ અલ્પ ઇંદ્રિયગ્રાહ્ય બની જાય છે. જેમ મીઠું, હિંગ આદિ પદાર્થ નેત્ર, સ્પર્શન, રસન અને ઘ્રાણ ચારે ઇંદ્રિયોથી ગ્રહણ કરી શકાય છે; પરંતુ તે પાણીમાં મળી જવાથી ફક્ત રસન અને ઘ્રાણ બે ઇંદ્રિયોથી ગ્રહણ કરી શકાય છે.

પ્રશ્ન: અચાક્ષુષ સ્કંધ શાથી બને છે?

ઉત્તર: તે પણ ભેદ, સંઘાત અને ભેદસંઘાત એ ત્રણે હેતુઓથી અચાક્ષુષ સ્કંધ બને છે.

**હવે 'સત્'ની વ્યાખ્યા કહે છે:**

उत्पादव्ययध्रौव्ययुक्तं सत् ।२९।

(उत्पाद+व्यय+ध्रौव्य+युक्तं+सत्) ।२९।

### શબ્દાર્થ

उत्पाद—ઉત્પન્ન થવું　　व्यय—નાશ થવું

ध्रौव्य—નિત્ય　　युक्तं—યુક્ત

सत्—સત્

**સૂત્રાર્થ:** જે ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય—એ ત્રણેથી યુક્ત અર્થાત્ તાદાત્મક છે તે સત્ કહેવાય છે.

### વિશેષાર્થ-સમજૂતી

પ્રશ્ન: ભિન્નભિન્ન દર્શનોની અને જૈન દર્શનની 'સત્'ના સંબંધમાં શું માન્યતા છે તે સમજાવો.

ઉત્તર: વેદાંત-ઔપનિષદ-શાંકરમત સત્ પદાર્થને (બ્રહ્મને) કેવળ ધ્રુવ (નિત્ય) જ માને છે. બૌદ્ધ દર્શન સત્ પદાર્થને નિરન્વય ક્ષણિક

(માત્ર ઉત્પાદ-વિનાશશીલ) માને છે. સાંખ્ય દર્શન ચેતન તત્ત્વરૂપ સત્‌ને તો કેવળ ધ્રુવ (કૂટસ્થ નિત્ય) અને પ્રકૃતિ તત્ત્વરૂપ 'સત્'ને પરિણામી નિત્ય (નિત્યાનિત્ય) માને છે. ન્યાય વૈશેષિક દર્શન અનેક સત્ પદાર્થોમાંથી પરમાણુ, કાળ, આત્મા આદિ કેટલાંક સત્ તત્ત્વો-ને કૂટસ્થ નિત્ય અને ઘર, વસ્ત્ર આદિ કેટલાંક સત્‌ને માત્ર ઉત્પાદ-વ્યયશીલ (અનિત્ય) માને છે; પરંતુ જૈન દર્શનનું સત્‌ના સ્વરૂપ સંબંધ-નું મંતવ્ય ઉક્ત બધા મતોથી ભિન્ન છે અને તે આ સૂત્રમાં બતાવ્યું છે. જૈન દર્શનનું માનવું એ છે કે, જે સત્–વસ્તુ–છે તે ફક્ત પૂર્ણ રૂપે કૂટસ્થ નિત્ય અથવા ફક્ત નિરન્વય વિનાશી, અથવા એનો અમુક ભાગ કૂટસ્થ નિત્ય અને અમુક ભાગ પરિણામી નિત્ય અથવા એનો કોઈ ભાગ તો ફક્ત નિત્ય અને કોઈ ભાગ તો માત્ર અનિત્ય એમ હોઇ શકતું નથી. એના મત પ્રમાણે "ચેતન અથવા જડ, મૂર્ત અથવા અમૂર્ત, સૂક્ષ્મ અથવા સ્થૂળ બધી સત્ કહેવાતી વસ્તુઓ ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય રૂપે ત્રિરૂપ છે."

પ્રત્યેક વસ્તુમાં બે અંશ છે: એક અંશ એવો છે કે જે ત્રણે કાળમાં શાશ્વત છે અને બીજો અંશ સદા અશાશ્વત છે. શાશ્વત અંશના કારણથી પ્રત્યેક વસ્તુ ધ્રૌવ્યાત્મક (સ્થિર) અને અશાશ્વત અંશના કારણથી ઉત્પાદ-વ્યયાત્મક (અસ્થિર) કહેવાય છે. આ બે અંશોમાંથી કોઇ એક બાજુએ દૃષ્ટિ જવાથી અને બીજી બાજુએ ન જવાથી વસ્તુ ફક્ત સ્થિરરૂપ અથવા ફક્ત અસ્થિરરૂપમાં માલૂમ પડે છે, પરંતુ બન્ને અંશોની બાજુએ દૃષ્ટિ આપવાથી વસ્તુનું પૂર્ણ અને યથાર્થ સ્વરૂપ માલૂમ પડે છે. એથી બંને દૃષ્ટિઓ અનુસાર જ આ સૂત્રમાં સત્–વસ્તુ–નું સ્વરૂપ પ્રતિપાદન કર્યું છે.

**હવે વિરોધનો પરિહાર કરી પરિણામી નિત્યત્વનું સ્વરૂપ દર્શાવે છે:**

तद्भावाव्ययंनित्यम् ।३०।

(तत्+भाव+अव्ययं+नित्यम्)

### શબ્દાર્થ

तत्—તે, જે ભાવ—ભાવ

अव्ययम्—નિત્ય (ચ્યુત ન થનારું) नित्यम्—નિત્ય

**સૂત્રાર્થ:** જે એના ભાવથી (પોતાની જાતિથી) ચ્યુત ન થાય તે નિત્ય છે.

## વિશેષાર્થ-સમજૂતી

પ્રશ્ન: વસ્તુ કેવી છે?

ઉત્તર: વસ્તુ ઉત્પાદવ્યય-ધ્રૌવ્યાત્મક છે અથવા સ્થિરાસ્થિર ઉભયરૂપ છે.

પ્રશ્ન: જે દર્શન વસ્તુને કેવળ કૂટસ્થ નિત્ય માને છે એવું જૈન દર્શન માને તો શો વિરોધ આવે?

ઉત્તર: જો કોઈ પણ પ્રકારથી પરિવર્તન પ્રાપ્ત કર્યા વિના જ સદા એકરૂપમાં વસ્તુ સ્થિર રહે તો એ કૂટસ્થ નિત્યમાં અનિત્યત્વ-નો સંભવ ન હોવાને લીધે એક જ વસ્તુમાં સ્થિરત્વ, અસ્થિરત્વનો વિરોધ આવે.

પ્રશ્ન: વસ્તુને ક્ષણક્ષણમાં ઉત્પન્ન થનારી અને નષ્ટ થનારી માને તો શો વિરોધ આવે?

ઉત્તર: જો જૈન દર્શન એનો કોઇ સ્થિર આધાર ન માને તો ઉત્પાદ-વ્યયશીલ અનિત્ય પરિણામમાં નિત્યત્વનો સંભવ ન હોવાના કારણે ઉપરનો વિરોધ આવે. આથી જૈન દર્શન વસ્તુને કેવળ કૂટસ્થ નિત્ય અથવા કેવળ પરિણામી માત્ર ન માનતાં પરિણામી નિત્ય માને છે. એથી બધાં તત્ત્વો પોતપોતાની જાતિમાં સ્થિર રહ્યા છતાં પણ નિમિત્ત પ્રમાણે પરિવર્તન ઉત્પાદ-વ્યય પ્રાપ્ત કરે છે. એથી જ પ્રત્યેક વસ્તુમાં મૂળ જાતિ(દ્રવ્ય)ની અપેક્ષાએ-ધ્રૌવ્ય અને પરિણામની

અપેક્ષાએ ઉત્પાદ-વ્યય એ બન્ને ઘટિત થવામાં કોઇ વિરોધ આવતો નથી. જૈન દર્શનનો પરિણામી નિત્યત્વવાદ સાંખ્યની માફક ફક્ત જડ પ્રકૃતિ સુધી જ નથી; કિન્તુ ચેતન તત્ત્વમાં પણ તે લાગુ પડે છે.

પ્રશ્ન: પરિણામી નિત્યત્વવાદનું સ્વરૂપ સમજાવો.

ઉત્તર: બધાં તત્ત્વોમાં વ્યાપકરૂપે પરિણામી નિત્યત્વવાદનો સ્વીકાર કરવા માટે મુખ્ય સાધક-પ્રમાણ અનુભવ છે. સૂક્ષ્મ દૃષ્ટિથી જોતાં કોઈ એવું તત્ત્વ અનુભવમાં નથી આવતું કે જે ફક્ત અપરિણામી હોય અથવા માત્ર પરિણામરૂપ હોય. બાહ્ય, આભ્યંતર બધી વસ્તુઓ પરિણામી નિત્ય માલૂમ પડે છે. જો બધી વસ્તુઓ ક્ષણિક માત્ર હોય તો પ્રત્યેક ક્ષણમાં નવીનવી વસ્તુ ઉત્પન્ન થવા તથા નષ્ટ થવાને લીધે તેમજ એનો કોઈ સ્થાયી આધાર ન હોવાને લીધે એ ક્ષણિક પરિણામ-પરંપરામાં સજાતીયતાનો અનુભવ ક્યારે પણ ન થાય. અર્થાત્ પહેલાં કોઈ વાર જોયેલી વસ્તુને ફરીથી જોતાં જે 'આ તે જ વસ્તુ છે' એવું પ્રત્યભિજ્ઞાન થાય છે, તે કોઈ પણ રીતે ન થાય. કેમકે પ્રત્યભિજ્ઞાનને માટે જેમ એની વિષયભૂત વસ્તુનું સ્થિરત્વ આવશ્યક છે, તેમજ દ્રષ્ટા-આત્માનું સ્થિરત્વ પણ આવશ્યક છે. એ રીતે જડ અથવા ચેતન તત્ત્વમાત્ર જો નિર્વિકાર હોય તો એ બંને તત્ત્વોના મિશ્રણરૂપ જગતમાં ક્ષણક્ષણમાં દેખા દેતી વિવિધતા ક્યારે પણ ઉત્પન્ન ન થાય. એથી જ પરિણામી નિત્યત્વવાદને જૈન દર્શન યુક્તિ-સંગત માને છે.

**હવે બીજી વ્યાખ્યા વડે, પુર્વોક્ત સતના નિત્યત્વનું વર્ણન કરે છે:**

**तद्भावाव्ययं नित्यम् ।३०।**

તા. ક. આ સૂત્રનો શબ્દાર્થ વગેરે ઉપર આવી ગયેલ છે.

## વિશેષાર્થ–સમજૂતી

પ્રશ્ન: વસ્તુમાત્રનું સ્વરૂપ કેવું છે?

ઉત્તર: ઉત્પાદ-વ્યય-ધ્રૌવ્યાત્મક રહેવું એ જ વસ્તુમાત્રનું સ્વરૂપ છે અને આ સ્વરૂપ જ 'સત્' કહેવાય છે.

પ્રશ્ન: સત્‌નું સ્વરૂપ કેવું છે?

ઉત્તર: સત્-સ્વરૂપ નિત્ય છે, અર્થાત્ તે ત્રણે કાળમાં એક-સરખું અવસ્થિત રહે છે. એવું નથી કે કોઈક વસ્તુમાં અથવા વસ્તુ-માત્રમાં ઉત્પાદ, વ્યય તથા ધ્રૌવ્ય ક્યારેક હોય અને ક્યારેક ના હોય. પ્રત્યેક સમયમાં ઉત્પાદાદિ ત્રણે અંશ અવશ્ય થાય છે. એ જ સત્‌નું નિત્યત્વ છે. પોતપોતાની જાતિને ન છોડવી એ જ બધાં દ્રવ્યોનું ધ્રૌવ્ય છે, અને પ્રત્યેક સમયમાં ભિન્નભિન્ન પરિણામરૂપે ઉત્પન્ન અથવા નષ્ટ થવું એ એમનો ઉત્પાદ-વ્યય છે. ધ્રૌવ્ય તથા ઉત્પાદ-વ્યયનું ચક્ર દ્રવ્યમાત્રમાં સદા દેખાય છે. આ ચક્રમાંથી ક્યારે પણ કોઈ અંશ મુક્ત-લુપ્ત થતો નથી એ જ આ સૂત્ર દ્વારા બતાવ્યું છે.

પ્રશ્ન: પ્રથમ સૂત્રમાં કોનું કથન છે અને દ્વિતીય સૂત્રમાં કોનું કથન છે?

ઉત્તર: પ્રથમ સૂત્રમાં ધ્રૌવ્યનું કથન છે, તે દ્રવ્યના અન્વયી સ્થાયી અંશમાત્રને લઈને છે અને બીજા સૂત્રમાં નિત્યત્વનું કથન છે તે ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય એ ત્રણે અંશોના અવિચ્છિન્નત્વને લઈને છે. આ જ પૂર્વ સૂત્રમાં કથિત ધ્રૌવ્ય અને આ સૂત્રમાં કથિત નિત્યત્વની વચ્ચે અંતર છે.

**હવે અનેકાંતના સ્વરૂપનું સમર્થન કરે છે:**

अर्पितानर्पितसिद्धेः ।३१।

(अर्पित+अनर्पित+सिद्धेः)

**શબ્દાર્થ**

अर्पित—અર્પણા–અપેક્ષાથી

अनर्पित—અનર્પણા–બીજી અપેક્ષાએ

**સૂત્રાર્થ:** પ્રત્યેક વસ્તુ અનેક ધર્માત્મક છે; કેમકે અર્પિત એટલે અર્પણા અર્થાત્ અપેક્ષાથી અને અનર્પિત એટલે કે અનર્પણા અર્થાત્ બીજી અપેક્ષાએ વિરુદ્ધ સ્વરૂપ સિદ્ધ થાય છે.

## વિશેષાર્થ-સમજૂતી

પ્રશ્ન: આ સૂત્રનો ઉદ્દેશ શું છે?

ઉત્તર: પરસ્પર વિરુદ્ધ કિંતુ પ્રમાણસિદ્ધ ધર્મોનો સમન્વય એક વસ્તુમાં કેવી રીતે થઈ શકે છે એ બતાવવું તથા વિદ્યમાન અનેક ધર્મોમાંથી ક્યારેક એકનું અને ક્યારેક બીજાનું પ્રતિપાદન કેમ થાય છે એ બતાવવું, એ આ સૂત્રનો ઉદ્દેશ છે.

પ્રશ્ન: વસ્તુનું વિશિષ્ટ સ્વરૂપ ક્યારે સિદ્ધ થાય તે દાખલો આપી સમજાવો.

ઉત્તર: વિશિષ્ટ સ્વરૂપનો એ જ અર્થ છે કે જ્યારે તેને સ્વરૂપથી સત્ અને પરરૂપથી અસત્ માનવામાં આવે તો. દાખલા તરીકે આત્મા સત્ છે એવી પ્રતીતિ અથવા ઉક્તિમાં જે સત્ત્વનું ભાન હોય છે તે બધી રીતે ઘટિત થતું નથી. જો એમ હોય તો આત્મા, ચેતના આદિ સ્વરૂપની માફક ઘટાદિ પર-રૂપથી પણ સિદ્ધ થાય, અર્થાત્ એમાં ચેતનાની માફક ઘટત્વ પણ ભાસમાન થાય, જેથી તેનું વિશિષ્ટ સ્વરૂપ સિદ્ધ જ ન થાય. વિશિષ્ટ સ્વરૂપનો અર્થ જ એ છે કે તે સ્વરૂપથી સત્ અને પરરૂપથી સત્ નહિ અર્થાત્ અસત્ છે. આ રીતે અમુક અપેક્ષાએ સત્ત્વ અને બીજી અપેક્ષાએ અસત્ત્વ એ બંને ધર્મ આત્મામાં સિદ્ધ થાય છે. જેમ સત્ત્વ-અસત્ત્વનું છે, તે જ પ્રમાણે નિત્યત્વ-અનિત્યત્વ ધર્મ પણ એમાં સિદ્ધ છે. દ્રવ્ય (સામાન્ય) દૃષ્ટિએ નિત્યત્વ અને પર્યાય (વિશેષ) દૃષ્ટિએ અનિત્યત્વ સિદ્ધ થાય છે. આ રીતે પરસ્પર વિરુદ્ધ દેખાતા પરંતુ અપેક્ષા-ભેદથી સિદ્ધ એવા બીજા પણ એકત્વ, અનેકત્વ આદિ

ધર્મોનો સમન્વય આત્મા આદિ બધી વસ્તુઓમાં અબાધિત છે, આથી બધા પદાર્થો અનેક ધર્માત્મક માનવામાં આવે છે.

**હવે બીજી વ્યાખ્યા કહે છે :**

'अर्पितानर्पित सिद्धेः'

(સપ્તભંગીનું સ્વરૂપ)

**સૂત્રાર્થ :** પ્રત્યેક વસ્તુ અનેક પ્રકારે વ્યવહાર્ય છે, કેમકે અર્પણા અને અનર્પણાથી અર્થાત્ વિવક્ષાને લીધે પ્રધાન-અપ્રધાનભાવે વ્યવહારની સિદ્ધિ-ઉપપત્તિ થાય છે.

## વિશેષાર્થ-સમજૂતી

પ્રશ્ન : પ્રત્યેક વસ્તુ અનેક પ્રકારે વ્યવહાર્ય છે કેમકે અર્પણા અને અનર્પણાથી અર્થાત્ વિવક્ષાને લીધે પ્રધાન-અપ્રધાનભાવે વ્યવહારની સિદ્ધિ-ઉપપત્તિ થાય છે તે દાખલા સાથે સમજાવો.

ઉત્તર : અપેક્ષાભેદથી સિદ્ધ એવા અનેક ધર્મોમાંથી પણ ક્યારે કોઈ એક ધર્મ દ્વારા અને ક્યારેક એના વિરુદ્ધ બીજા ધર્મ દ્વારા વસ્તુનો વ્યવહાર થાય છે, તે અપ્રમાણિક અથવા બાધિત નથી; કેમકે વિદ્યમાન પણ બધા ધર્મો એકીસાથે વિવક્ષિત હોતા નથી. પ્રયોજન પ્રમાણે ક્યારેક એકની તો ક્યારેક બીજાની વિવક્ષા હોય છે. જ્યારે જેની વિવક્ષા ત્યારે તે પ્રધાન અને બીજા અપ્રધાન થાય છે. જે કર્મનો કર્તા છે તે જ તેના ફળનો ભોક્તા થઈ શકે છે. આ કર્મ અને તજ્જન્ય ફળના સામાનાધિકરણ્યને બતાવવાને માટે આત્મામાં દ્રવ્યદષ્ટિએ સિદ્ધ એવા નિત્યત્વની અપેક્ષા કરાય છે. એ સમયે એનું પર્યાયદષ્ટિસિદ્ધ અનિત્યત્વ વિવક્ષિત ન હોવાને કારણે ગૌણ છે, પરંતુ કર્તૃત્વકાળની અપેક્ષાએ ભોકતૃત્વકાળમાં આત્માની અવસ્થા બદલાઇ જાય છે. આવો કર્મ અને ફળના સમયનો અવસ્થા-ભેદ બતાવવાને માટે જ્યારે પર્યાયદષ્ટિસિદ્ધ અનિત્યત્વનું પ્રતિપાદન

કરવામાં આવે છે ત્યારે દ્રવ્યદૃષ્ટિસિદ્ધ નિત્યત્વ મુખ્ય હોતું નથી. આ રીતે વિવક્ષા અને અવિવક્ષાના કારણે ક્યારેક આત્મા નિત્ય અને ક્યારેક અનિત્ય કહેવાય છે. જ્યારે બંને ધર્મોની વિવક્ષા એકી-સાથે થાય છે ત્યારે બંને ધર્મોનું યુગપત્ પ્રતિપાદન કરે એવો વાચક શબ્દ ન હોવાથી આત્માને અવક્તવ્ય કહે છે. વિવક્ષા, અવિવક્ષા અને સહવિવક્ષાને લીધે ઉપરની ત્રણ વાક્યરચનાઓના પારસ્પરિક વિવિધ મિશ્રણથી બીજી પણ ચાર રચનાઓ બને છે. જેમકે નિત્યાનિત્ય, નિત્ય અવક્તવ્ય, અનિત્ય અવક્તવ્ય અને નિત્ય અનિત્ય અવક્તવ્ય. આ સાત વાક્યરચનાઓને **સપ્તભંગી** કહે છે. આમાં પહેલાં ત્રણ વાક્યો અને તેમાં પણ બે વાક્યો મૂળ છે. જેમ ભિન્નભિન્ન દૃષ્ટિએ સિદ્ધ નિત્યત્વ અને અનિત્યત્વને લઇને વિવક્ષાના કારણે કોઇ એક વસ્તુમાં સપ્તભંગી ઘટાવી શકાય છે. તેમ બીજા પણ ભિન્નભિન્ન દૃષ્ટિએ સિદ્ધ કિન્તુ પરસ્પર વિરુદ્ધ દેખાતા સત્ત્વ-અસત્ત્વ, એકત્વ-અનેકત્વ, વાચ્યત્વ-અવાચ્યત્વ આદિ ધર્મયુગ્મોને લઇને સપ્તભંગી ઘટાવવી જોઇએ. આથી એક જ વસ્તુ અનેક ધર્માત્મક અને અનેક પ્રકારના વ્યવહારનો વિષય મનાય છે.

**વસ્તુ એક હોવા છતાં અનેકરૂપ છે :**

अर्पित अनर्पित सिद्धेः *

जेएगंजाणइ से सव्वंजाणई ।

जेसव्वंजाणइ से एगंजाणइ ॥

તથા एकोभावः सर्वथा येन दृष्टः ।

सर्वेभावाः सर्वथा तेन दृष्टाः ॥

सर्वेभावाः सर्वथा येन दृष्टाः ।

---

* 'સરળ સ્યાદ્વાદ મતસમીક્ષા'(તૃતીય આવૃત્તિ)માંથી પાનું ૧૮.

एकीभावः सर्वथा तेन दृष्टः ॥

('સ્યાદ્વાદમંજરી' પાનું ૧૪)

**ભાવોદ્ઘાટનઃ** પ્રત્યેક વસ્તુ સ્વરૂપથી સત્ અને પરરૂપથી અસત્ હોવાથી તે ભાવ અને અભાવરૂપ પણ છે.

પ્રત્યેક વસ્તુ સ્વરૂપથી વિદ્યમાન છે, અને પરરૂપથી અવિદ્યમાન છે, તેમ છતાં વસ્તુને જો સર્વથા ભાવરૂપ માનવામાં આવશે તો એક વસ્તુના સદ્ભાવમાં સંપૂર્ણ વસ્તુઓનો સદ્ભાવ માનવો પડશે અને કોઈ પણ વસ્તુ પોતાના સ્વભાવવાળી માલૂમ પડશે નહિ, અને વસ્તુનો જો સર્વથા અભાવ માનીશું તો વસ્તુઓને સર્વથા સ્વભાવ રહિત માનવી પડશે.

આથી એ સિદ્ધ થાય છે કે 'ઘટમાં તેને છોડીને તેમાં સર્વ વસ્તુઓનો અભાવ માનવાથી ઘટ અનેકરૂપે સિદ્ધ થશે.' આથી માલૂમ પડે છે કે એક પદાર્થનું જ્ઞાન કરવાની સાથે બીજા પદાર્થોનું જ્ઞાન થાય છે કારણ કે તે તેનાથી બીજા બધા પદાર્થોની વ્યાવૃત્તિ (અભાવ) કહી શકતો નથી. આગમમાં પણ કહ્યું છે કે "જે એકને જાણે છે તે બધાને જાણે છે અને જે બધાને જાણે છે તે એકને જાણે છે." તેમજ જેણે એક પદાર્થને સંપૂર્ણ રીતે જાણ્યો છે તેણે બધા પદાર્થોને બધી રીતે જાણ્યા છે અને જેણે બધા પદાર્થો બધી રીતે જાણ્યા છે તે એક પદાર્થને બધી રીતે જાણે છે.

અન્ય દર્શનમાં શ્વેતકેતુને તેના પિતા અરુણીએ કહેલું કે "માટીના એક લોંદાને જાણવાથી માટીથી બનેલી વસ્તુમાત્રનું જ્ઞાન થાય છે." આ બીના પણ આ સિદ્ધાંતને પુષ્ટિ આપે છે.

**હવે પૌદ્ગલિક બંધના હેતુનું કથન કરે છે:**

स्निग्ध रूक्षत्वाद्बन्धः ।३२।

(स्निग्ध+रूक्षत्वात्+बन्धः)

### શબ્દાર્થ

स्निग्ध—ચીકણાપણું रूक्षत्वात्—લૂખાપણાથી
वन्ध—બન્ધ

**સૂત્રાર્થ**: સ્નિગ્ધત્વ અને રૂક્ષત્વથી બન્ધ થાય છે.

### વિશેષાર્થ-સમજૂતી

પ્રશ્ન: પૌદ્ગલિક સ્કંધની ઉત્પત્તિ ક્યારે થાય?

ઉત્તર: પૌદ્ગલિક સ્કંધની ઉત્પત્તિ એના અવયવ ભૂતપરમાણુ આદિના પારસ્પરિક સંયોગ માત્રથી થતી નથી. એને માટે સંયોગ ઉપરાંત બીજું પણ કાંઇ અપેક્ષિત છે. એ બતાવવું એ આ સૂત્રને। ઉદ્દેશ છે. અવયવોના પારસ્પરિક સંયોગ ઉપરાંત એમાં સ્નિગ્ધત્વ-ચીકણાપણું અને રૂક્ષત્વ-લૂખાપણું એ ગુણ હોવા પણ જરૂરી છે. જ્યારે સ્નિગ્ધ અને રૂક્ષ અવયવ પરસ્પર મળે છે ત્યારે એમને। બંધ એટલે કે એકત્વ પરિણામ થાય છે. આ બંધેથી દ્વ્યણુક આદિ સ્કંધ બને છે.

સ્નિગ્ધ, રૂક્ષ અવયવોને। શ્લેપ બે પ્રકારે થઇ શકે છે: સદૃશ અને વિસદૃશ. સ્નિગ્ધને। સ્નિગ્ધની સાથે અને રૂક્ષને। રૂક્ષની સાથે શ્લેપ થવે। એ સદૃશ કહેવાય છે.

સ્નિગ્ધને। રૂક્ષની સાથે સંયોગ થવે। એ વિસદૃશ શ્લેપ છે.

**હવે બંધના સામાન્ય વિધાનમાં અપવાદ બતાવે છે:**

न जघन्य गुणानाम् ।३३।

गुण साम्ये सदृशानाम् ।३४।

द्व्यधिकादि गुणानां तु ।३५।

(३३) (न+जघन्य+गुणानाम्)

(३४) (गुण+साम्ये+सदृशानाम्)

(३५) (द्वि+अधिक+आदि+गुणानाम्+तु)

### શબ્દાર્થ

| | |
|---|---|
| न—નહિ | जघन्य—જઘન્ય |
| गुणानाम्—ગુણોનો | गुण—ગુણ |
| साम्ये—સમાન અંશ | सदृशानाम्—સરખેસરખા |
| द्वि—બે | अधिक—અધિકવાળા |
| आदि—આદિ | गुणानाम्—ગુણોનો |
| तु—પણ | |

**સૂત્રાર્થ :** (૩૩) જઘન્ય ગુણ–અંશવાળા સ્નિગ્ધ અને રૂક્ષ અવયવોનો બંધ થતો નથી.

(૩૪) સમાન અંશ હોય તો સદૃશ અર્થાત્ સરખેસરખા સ્નિગ્ધ-સ્નિગ્ધ અવયવોનો તથા સરખેસરખા રૂક્ષ-રૂક્ષ અવયવોનો બંધ થતો નથી.

(૩૫) બે અંશ અધિકવાળા આદિ અવયવોનો તો બંધ થાય છે.

### વિશેષાર્થ-સમજૂતી

પ્રશ્ન: જઘન્ય ગુણ–અંશવાળા સ્નિગ્ધ અને રૂક્ષ અવયવોનો બંધ થતો નથી તે નિષેધ શું સૂચવે છે?

ઉત્તર: આ નિષેધથી એ ફલિત થાય છે કે મધ્યમ અને ઉત્કૃષ્ટ સંખ્યાયુક્ત અંશવાળા સ્નિગ્ધ-રૂક્ષ બધા અવયવોનો પારસ્પરિક બંધ થઈ શકે છે. એમાં પણ અપવાદ છે જે આગલા સૂત્રમાં બતાવ્યો છે.

પ્રશ્ન: સમાન અંશવાળા સ્નિગ્ધ-સ્નિગ્ધ પરમાણુઓના તથા રૂક્ષ-રૂક્ષ પરમાણુઓના સ્કંધ બનતા નથી, આ નિષેધ શું સૂચવે છે?

ઉત્તર: આ નિષેધનો પણ ફલિત અર્થ એ થાય છે કે અસમાન ગુણવાળા સદૃશ અવયવોનો તો બંધ થઈ શકે છે.

પ્રશ્ન: સદૃશ અવયવોના અસમાન અંશના બન્ધોપયોગી પર્યાય કેવી રીતે નિયત કરવામાં આવે છે?

ઉત્તર: અસમાન અંશવાળા પણ સદશ અવયવોમાં જ્યારે એક અવયવના સ્નિગ્ધત્વ અથવા રૂક્ષત્વથી બીજા અવયવનું સ્નિગ્ધત્વ અથવા રૂક્ષત્વ બે અંશ, ત્રણ અંશ, ચાર અંશ આદિ અધિક હોય તો એ બે સદશ અવયવોનો બંધ થઈ શકે છે, તેથી જ જો એક અવયવના સ્નિગ્ધત્વ અથવા રૂક્ષત્વની અપેક્ષાએ બીજા અવયવનું સ્નિગ્ધત્વ અથવા રૂક્ષત્વ ફક્ત એક અંશ અધિક હોય તો તે બે સદશ અવયવોનો બંધ થઈ શકતો નથી.

પ્રશ્ન: બન્ને પરમાણુઓ જ્યારે જઘન્ય ગુણવાળા હોય છે ત્યારે તેમનો બંધ થઈ શકે છે?

ઉત્તર: ભાષ્યની વૃત્તિ પ્રમાણે તેમનો બંધ થઈ શકતો નથી.

પ્રશ્ન: એક પરમાણુ જઘન્ય ગુણવાળો હોય અને બીજો જઘન્ય ગુણવાળો ન હોય તો તેનો બંધ થઈ શકે છે?

ઉત્તર: ભાષ્ય અને વૃત્તિ પ્રમાણે તેમનો બંધ થઈ શકે છે.

પ્રશ્ન: સ્નિગ્ધ-રૂક્ષ અવયવોનો શ્લેષ કેટલા પ્રકારે થઈ શકે છે? તે સમજાવો.

ઉત્તર: સ્નિગ્ધ-રૂક્ષ અવયવોનો શ્લેષ બે પ્રકારે થઈ શકે છે. સદશ અને વિસદશ.

પ્રશ્ન: તે બે પ્રકાર વિગતથી સમજાવો.

ઉત્તર: સ્નિગ્ધનો સ્નિગ્ધની સાથે અને રૂક્ષનો રૂક્ષની સાથે શ્લેષ થવો અસદશ છે. અને સ્નિગ્ધનો રૂક્ષની સાથે સંયોગ થવો એ વિસદશ શ્લેષ છે.

પ્રશ્ન: એક અવયવથી બીજા અવયવમાં સ્નિગ્ધત્વ અથવા રૂક્ષત્વના કેટલા અંશે બંધ માનવામાં આવે છે?

ઉત્તર: એક અવયવથી બીજા અવયવમાં સ્નિગ્ધત્વ અથવા રૂક્ષત્વના અંશ બે, ત્રણ, ચારથી તે સંખ્યાત, અસંખ્યાત, અનંત સુધી અધિક

હોય તો પણ બંધ માનવામાં આવે છે. ફક્ત એક અંશ અધિક હોય તો બંધ માનવામાં આવતો નથી.

પ્રશ્ન: સ્નિગ્ધત્વ-રૂક્ષત્વ બન્ને પોતપોતાની જાતિની અપેક્ષાએ એકએકરૂપ હોવા છતાં પણ પરિણમનની તત્પરતાના કારણે અનેક પ્રકારના થાય છે તે દૃષ્ટાંત આપી સમજાવો.

ઉત્તર: તેમની તરતમતા ત્યાં સુધી થાય છે કે નિકૃષ્ટ સ્નિગ્ધત્વ અને નિકૃષ્ટ રૂક્ષત્વ તથા ઉત્કૃષ્ટ સ્નિગ્ધત્વ તથા ઉત્કૃષ્ટ રૂક્ષત્વની વચમાં અનંતાનંત અંશોનો તફાવત હોય છે. ઉદાહરણ તરીકે બકરી અને ઊંટડીના દૂધમાં સ્નિગ્ધત્વનો તફાવત જોઈશું તો જો કે બન્નેમાં સ્નિગ્ધત્વ તો હોય છે છતાં એકમાં ઘણું ઓછું અને બીજામાં ઘણું વધારે.

પ્રશ્ન: જઘન્ય અંશ કોને કહેવાય?

ઉત્તર: તરતમતાવાળા સ્નિગ્ધત્વ અને રૂક્ષત્વ પરિણામોમાં જે પરિણામ સૌથી નિકૃષ્ટ અથવા અવિભાજ્ય હોય તે જઘન્ય અંશ કહેવાય છે.

પ્રશ્ન: જઘન્યેતર અંશ કોને કહેવાય?

ઉત્તર: જઘન્યને છોડીને બાકીના બધા જઘન્યેતર કહેવાય છે. જેથી તેમાં મધ્યમ અને ઉત્કૃષ્ટ સંખ્યા આવી છે.

પ્રશ્ન: જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ પરિણામ સમજાવો.

ઉત્તર: જે સ્નિગ્ધત્વ પરિણામ સૌથી અધિક હોય તે ઉત્કૃષ્ટ, અને જઘન્ય તથા ઉત્કૃષ્ટની વચમાં હોય તે મધ્યમ; અતિ નિકૃષ્ટ પરિણામને જઘન્ય કહેવામાં આવે છે.

પ્રશ્ન: જો જઘન્ય સ્નિગ્ધત્વને એક અંશ કહેવામાં આવે તો તેના ઉત્કૃષ્ટમાં કેટલા અંશ સમજવા?

ઉત્તર: ઉત્કૃષ્ટ સ્નિગ્ધત્વમાં અનંતાનંત અધિક ગુણો સમજવા.

પ્રશ્ન: મધ્યમ અંશો કોને સમજવા?

ઉત્તર: બે, ત્રણથી તે સંખ્યાત, અસંખ્યાત, અનંત અને એક ઓછા ઉત્કૃષ્ટ સુધી બધા અંશો મધ્યમ સમજવા જોઈએ.

પ્રશ્ન: સમ સંખ્યામાં શું સમજવું?

ઉત્તર: "સમ"નો અર્થ સમસંખ્યા છે. બંને તરફના અંશોની સંખ્યા બરોબર હોય તો તે સમ છે.

પ્રશ્ન: સમ, એકાધિક, દ્વયધિક અને ત્રિ આદિ અધિક જઘન્યેતર સમજાવો.

ઉત્તર: બે અંશ જઘન્યેતરના સમ જઘન્યેતર બે અંશ છે. બે અંશ જઘન્યેતરના એકાધિક જઘન્યેતર ત્રણ અંશ છે. બે અંશ જઘન્યેતરના ચાર અંશ દ્વયધિક જઘન્યેતર છે. બે અંશ જઘન્યેતરના ત્ર્યધિક જઘન્યેતર પાંચ અંશ છે અને ચતુરધિક જઘન્યેતરના છ અંશ છે. આ રીતે ત્રણ આદિથી તે અનંતાંશ જઘન્યેતર સુધીના સમ, એકાધિક, દ્વયધિક અને ત્રિઆદિ અધિક જઘન્યેતરને સમજી લેવા.

**હવે પરિણામનું સ્વરૂપ કહે છે:**

**बन्धे समाधिकौ पारिणामिकौ ।३६।**

(बन्धे+सम+अधिकौ+पारिणामिकौ)

**શબ્દાર્થ**

बन्धे—બંધના સમયે સમ—સમ-સરખા

अधिकौ—અધિક ગુણ पारिणामिकौ—પરિણમન કરાવવાવાળા

**સૂત્રાર્થ:** બંધના સમયે સમ અને અધિક ગુણ, સમ અને હીન ગુણના પરિણમન કરાવવાવાળા હોય છે.

## વિશેષાર્થ-સમજૂતી

પ્રશ્ન: સમાંશ સ્થળમાં કયો બંધ થતો નથી અને કયો થાય છે?

ઉત્તર: સમાંશ સ્થળમાં સદૃશ બંધ તો થતો જ નથી, વિસદૃશ થાય છે; જેમકે, બે અંશ સ્નિગ્ધના બે અંશ રૂક્ષની સાથે અથવા

ત્રણ અંશ સ્નિગ્ધના ત્રણ અંશ રૂક્ષની સાથે. આવા સ્થળમાં કોઇ એક સમ બીજા સમને પોતાના રૂપમાં પરિણત કરી લે છે.

પ્રશ્ન: અધિકાંશ સ્થળમાં કેમ બને છે?

ઉત્તર: અધિકાંશ સ્થળમાં અધિકાંશ જ હીનાંશને પોતાના સ્વરૂપમાં બદલી શકે છે જેમ પંચાંશ સ્નિગ્ધત્વ ત્રણ અંશ સ્નિગ્ધત્વને પોતાના સ્વરૂપમાં પરિણત કરે છે, અર્થાત્ ત્રણ અંશ સ્નિગ્ધત્વ પણ પાંચ અંશ સ્નિગ્ધત્વના સંબંધથી પાંચ અંશ પરિમાણ થઇ જાય છે. આ રીતે પાંચ અંશ સ્નિગ્ધત્વ ત્રણ અંશ રૂક્ષત્વને પણ સ્વરૂપમાં મેળવી લે છે અર્થાત્ રૂક્ષત્વ, સ્નિગ્ધત્વરૂપમાં બદલાઇ જાય છે. જ્યારે રૂક્ષત્વ અધિક હોય ત્યારે તે પણ પોતાનાથી ઓછા સ્નિગ્ધત્વને પોતાના સ્વરૂપ અર્થાત્ રૂક્ષત્વરૂપ બનાવી લે છે.

**હવે દ્રવ્યનું લક્ષણ કહે છે:**

**गुणपर्यायवत् द्रव्यम् ।३७।**

(गुणपर्यायवत्+द्रव्यम्)

**શબ્દાર્થ**

गुणपर्यायवत्—ગુણપર્યાયવાળું  द्रव्यम्—દ્રવ્ય

**સૂત્રાર્થ**: દ્રવ્યગુણ પર્યાયવાળું છે.

**વિશેષાર્થ-સમજૂતી**

પ્રશ્ન: દ્રવ્ય કોને કહેવાય?

ઉત્તર: જેમાં ગુણ અને પર્યાય હોય છે તેને દ્રવ્ય કહેવાય છે.

પ્રશ્ન: દ્રવ્યનો સ્વભાવ કેવો છે?

ઉત્તર: પ્રત્યેક દ્રવ્ય પોતાના પરિણામી સ્વભાવના કારણથી સમયે સમયે નિમિત્ત પ્રમાણે ભિન્નભિન્ન રૂપમાં પરિણત રહે છે, અર્થાત્ વિવિધ પરિણામોને પ્રાપ્ત કરે છે.

પ્રશ્ન: દ્રવ્યનો ગુણપર્યાય કોને કહે છે?

ઉત્તર: દ્રવ્યમાં પરિણામ ઉત્પન્ન કરવાની જે શક્તિ છે તે જ એનો ગુણ કહેવાય છે અને ગુણજન્ય પરિણામને પર્યાય કહે છે જેથી ગુણ કારણ છે અને પર્યાય કાર્ય છે.

પ્રશ્ન: એક દ્રવ્યમાં શક્તિરૂપ કેટલા ગુણ છે અને તે કેવા છે?

ઉત્તર: એક દ્રવ્યમાં શક્તિરૂપ અનંત ગુણ છે જે વસ્તુતઃ આશ્રયભૂત દ્રવ્યથી અથવા પરસ્પર અવિભાજ્ય છે.

પ્રશ્ન: દ્રવ્ય અને તેના અંશરૂપ શક્તિઓ કેવી છે?

ઉત્તર: દ્રવ્ય અને તેના અંશરૂપ શક્તિઓ ઉત્પન્ન તથા વિનષ્ટ ન થવાના કારણે નિત્ય અર્થાત્ અનાદિ અનંત છે.

પ્રશ્ન: પર્યાયો કેવા છે?

ઉત્તર: પર્યાયો પ્રતિક્ષણ ઉત્પન્ન તથા નષ્ટ થતા રહેવાને કારણે વ્યક્તિશઃ અનિત્ય અર્થાત્ સાદિ સાંત છે.

પ્રશ્ન: પ્રવાહની અપેક્ષાએ પર્યાયો કેવા છે?

ઉત્તર: પ્રવાહની અપેક્ષાએ પર્યાયો પણ અનાદિ અનંત છે.

પ્રશ્ન: એક શક્તિ દ્વારા દ્રવ્યમાં થતો ત્રૈકાલિક પર્યાય-પ્રવાહ કેવો કહેવાય છે?

ઉત્તર: એક શક્તિ દ્વારા દ્રવ્યમાં થતો ત્રૈકાલિક પર્યાય-પ્રવાહ સજાતીય છે.

પ્રશ્ન: વિજાતીય પર્યાયો કોને કહે?

ઉત્તર: ભિન્નભિન્ન શક્તિજન્ય જે પર્યાયો છે તે વિજાતીય પર્યાયો કહેવાય છે.

પ્રશ્ન: દ્રવ્યમાં અનંત શક્તિઓથી તજ્જન્ય પર્યાય-પ્રવાહ એકીસાથે કેવો ચાલુ રહે છે?

ઉત્તર: દ્રવ્યમાં અનંત શક્તિઓથી તજ્જન્ય પર્યાય-પ્રવાહ પણ અનંત જ એકીસાથે ચાલુ રહે છે.

પ્રશ્ન : એક સમયમાં એક દ્રવ્યમાં કયા પર્યાયો મળી આવે છે અને કયા નથી મળી આવતા?

ઉત્તર : ભિન્નભિન્ન શક્તિજન્ય વિજાતીય પર્યાયો એક સમયમાં એક દ્રવ્યમાં મળી આવે છે, પરંતુ એક શક્તિજન્ય ભિન્ન-ભિન્ન સમયભાવી સજાતીય પર્યાયો એક સમયમાં એક દ્રવ્યમાં હોતા નથી.

પ્રશ્ન : આત્મા અને પુદ્ગલનો મુકાબલો કરો.

ઉત્તર : આત્મા અને પુદ્ગલ દ્રવ્ય છે, કેમકે એમનામાં ચેતન આદિ તથા રૂપ આદિ અનુક્રમે અનંત ગુણ છે. જ્ઞાન-દર્શનરૂપ વિવિધ ઉપયોગ આદિ તથા નીલપીતાદિ વિવિધ અનંત પર્યાયો છે. આત્મા ચેતનાશક્તિ દ્વારા ઉપયોગરૂપમાં અને પુદ્ગલરૂપ શક્તિ દ્વારા ભિન્નભિન્ન નીલપીત આદિ રૂપમાં પરિણત થયા કરે છે. ચેતનાશક્તિ આત્મદ્રવ્યથી અને આત્મગત અન્ય શક્તિઓથી અલગ થઇ શકતી નથી. આ રૂપે રૂપશક્તિ પુદ્ગલ દ્રવ્યથી અને પુદ્ગલગત અન્ય શક્તિઓથી પૃથક થઈ શકતી નથી. જ્ઞાન, દર્શન આદિ ભિન્નભિન્ન સમયવર્તી વિવિધ ઉપયોગોના ત્રૈકાલિક પ્રવાહની કારણભૂત એક ચેતનાશક્તિ છે, અને એ શક્તિના કાર્યભૂત પર્યાય-પ્રવાહ ઉપયોગાત્મક છે. પુદ્ગલમાં પણ કારણભૂત રૂપશક્તિ છે. અને નીલપીત આદિ વિવિધ વર્ણ પર્યાય-પ્રવાહ તે રૂપશક્તિનું કાર્ય છે. આત્મામાં ઉપયોગાત્મક પર્યાય-પ્રવાહની માફક સુખદુઃખ; વેદનાત્મક પર્યાય-પ્રવાહ, પ્રવૃત્ત્યાત્મક પર્યાય-પ્રવાહ વગેરે અનંત પર્યાય-પ્રવાહ એકસાથે ચાલુ રહે છે. આથી એમાં ચેતનાની માફક તે તે સજાતીય પર્યાય-પ્રવાહની કારણભૂત આનંદ, વીર્ય આદિ એક-એક શક્તિ માનવાથી અનંત શક્તિઓ સિદ્ધ થાય છે. આ રીતે પુદ્ગલમાં પણ રૂપપર્યાય-પ્રવાહની માફક ગંધ, રસ, સ્પર્શ વગેરે અનંત પર્યાય-પ્રવાહ સદા ચાલુ રહે છે. આથી પ્રત્યેક પ્રવાહની કારણભૂત

એકએક શક્તિ માનવાથી એમાં રૂપશક્તિની માફક ગંધ, રસ, સ્પર્શ આદિ અનંત શક્તિઓ સિદ્ધ થાય છે. આત્મામાં ચેતના, આનંદ, વીર્ય આદિ શક્તિઓના ભિન્નભિન્ન વિવિધ પર્યાયો એક સમયમાં થાય છે; પરંતુ એક ચેતનાશક્તિના અથવા એક આનંદશક્તિના વિવિધ ઉપયોગપર્યાયો અથવા વિવિધ વેદનાપર્યાયો એક સમયમાં થતા નથી, કેમકે પ્રત્યેક શક્તિનો એક સમયમાં એક જ પર્યાય વ્યક્ત થાય છે. આ રીતે પુદ્ગલોમાં પણ રૂપ, ગંધ આદિ ભિન્ન શક્તિઓના, ભિન્નભિન્ન પર્યાયો એક સમયમાં થતા નથી. પરંતુ એક રૂપશક્તિના નીલ, પીત આદિ વિવિધ પર્યાયો એક સમયમાં થતા નથી. જેમ આત્મા અને પુદ્ગલ દ્રવ્ય નિત્ય છે, તેમ એમની ચેતના આદિ તેમ રૂપ આદિ શક્તિઓ પણ નિત્ય છે; પરંતુ ચેતનાજન્ય ઉપયોગ-પર્યાય તેમ રૂપશક્તિજન્ય નીલ-પીત પર્યાય નિત્ય નથી. કિન્તુ સદૈવ ઉત્પાદ-વિનાશશાળી હોવાથી વ્યક્તિશઃ અનિત્ય છે, અને ઉપયોગ-પર્યાય-પ્રવાહ તથા રૂપ-પર્યાય-પ્રવાહ ત્રૈકાલિક હોવાથી નિત્ય છે.

અનંત ગુણોનો અખંડ સમુદાય તે જ દ્રવ્ય છે, તથાપિ આત્માના ચેતના, આનંદ, ચારિત્ર, વીર્ય આદિ પરિમિત ગુણો જ સાધારણ બુદ્ધિવાળા છદ્મસ્થની કલ્પનામાં આવે છે; બધા ગુણો આવતા નથી. આ રીતે પુદ્ગલના પણ રૂપ, રસ, ગંધ, સ્પર્શ આદિ કેટલાક જ ગુણ કલ્પનામાં આવે છે; બધા નહિ. એનું કારણ એ છે કે આત્મા અથવા પુદ્ગલ-દ્રવ્યના બધા પ્રકારના પર્યાયપ્રવાહ વિશિષ્ટ જ્ઞાન સિવાય જાણી શકાતા નથી. જે જે પર્યાયપ્રવાહ સાધારણ બુદ્ધિથી જાણી શકાય છે, એમના કારણભૂત ગુણોનો વ્યવહાર કરાય છે, આથી તે ગુણો વિકલ્પ્ય છે. આત્માના ચેતના, આનંદ, ચારિત્ર, વીર્ય આદિ ગુણો વિકલ્પ્ય અર્થાત્ વિચાર અને વાણીમાં આવી શકે છે; અને પુદ્ગલના રૂપ આદિ ગુણો વિકલ્પ્ય છે; બાકીના બધા અવિકલ્પ્ય છે અને તે ફક્ત કેવળીગમ્ય છે.

પ્રશ્ન: દ્રવ્ય શું છે?

ઉત્તર: ત્રૈકાલિક અનંત પર્યાયોના એકએક પ્રવાહની કારણભૂત એકએક શક્તિ (ગુણ) તથા એવી અનંત શક્તિઓનો સમુદાય દ્રવ્ય છે. આ કથન પણ ભેદ સાપેક્ષ છે. અભેદ દૃષ્ટિથી પર્યાય પોતપોતાના કારણભૂત ગુણસ્વરૂપ અને ગુણ દ્રવ્યસ્વરૂપ હોવાથી, દ્રવ્ય-ગુણ પર્યાયાત્મક જ કહેવાય છે: દ્રવ્યમાં બધા ગુણો એકસરખા નથી હોતા. કેટલાક સાધારણ અર્થાત્ બધાં દ્રવ્યોમાં હોય એવા હોય છે; જેમકે અસ્તિત્વ, પ્રદેશત્વ, જ્ઞેયત્વ આદિ અને કેટલાક અસાધારણ અર્થાત્ અમુકઅમુક દ્રવ્યમાં હોય એવા હોય છે; જેમકે ચેતના, રૂપ આદિ. અસાધારણ ગુણ અને તજ્જન્ય પર્યાયને લીધે જ પ્રત્યેક દ્રવ્ય એકબીજાથી જુદું પડે છે.

પ્રશ્ન: ગુણના સંબંધમાં વિશેષ ધ્યાન આપવા જેવું શું છે?

ઉત્તર: પુદ્ગલ-દ્રવ્ય મૂર્ત હોવાથી એના ગુણ 'ગુરુ લઘુ' તથા પર્યાય પણ 'ગુરુ લઘુ' કહેવાય છે, પરંતુ બાકીનાં બધાં દ્રવ્યો અમૂર્ત હોવાથી એમના ગુણ અને પર્યાય 'અગુરુ લઘુ' કહેવાય છે.

## પદાર્થ-મીમાંસા

(નિશ્ચય અને વ્યવહારનયાનુસાર)

પદાર્થ અખંડ અને તેના ગુણપર્યાયથી અવિનાભાવી[1] હોવાથી તે વચનગોચર નથી, પરંતુ અનુભવગમ્ય છે. જેમ સાકરમાંથી તેનો ગુણ મીઠાશ લઈ લેવામાં આવે તો તેમાં સાકરપણું કાંઇ રહેશે નહિ. તેમ સાકરમાંથી સાકરપણું લઇએ તો તેનો ગુણ મીઠાશ સાકરના પ્રદેશોને છોડી અલગ રહેવાનો નથી. સોનાની પિળાશ સોનામાંથી

---

[1] અવિનાભાવ શબ્દનો અર્થ જેના સિવાય જે ન રહી શકે એવો છે. તેને તાદાત્મ્ય વિશેષ શબ્દથી ઓળખાવી શકાય. તાદાત્મ્ય શબ્દ ન વાપરતાં અવિનાભાવ શબ્દ વાપરવાનો આશય એ છે કે તે બન્ને અપેક્ષાએ ભિન્ન છે.

લઇ શકાય જ નહિ, કારણ કે સોનાની પિળાશ એ જ સોનું છે. ઘીનો રંગ ઘીમાંથી અલગ કરી શકાય જ નહિ, કારણ કે ઘીના બીજા ગુણ તેના પ્રદેશ સાથે ઓતપ્રોત થઇને જ રહેલા છે. આથી સમજાશે કે દ્રવ્ય ગુણ અને પર્યાયમાં અવિનાભાવ છે. સારાંશ કે પદાર્થ અનુભવગમ્ય છે અને તે અભેદભાવમાં સ્થિત હોવાથી વચનગોચર નથી, આથી પદાર્થનું નિત્યપણું સિદ્ધ થાય છે. વળી દ્રવ્ય (પદાર્થ) પોતાના ગુણપર્યાયમાં અવિનાભાવી છે. અવિનાભાવી હોવાથી તે અભેદ કલ્પનાતીત એટલે વચનાગોચર છે તેમ છતાં સંજ્ઞા, સંખ્યા, લક્ષણ અને પ્રયોજનવશ થઇ દ્રવ્યમાં ભેદકલ્પના કરવામાં આવે છે. ભેદ-અભેદ સ્વરૂપ વિના દ્રવ્યની ઉપયોગિતા નથી અને આ ભેદ-વર્ણનવિધિ તે જ વ્યવહાર છે. અને અભેદ, અનુભવ, નિષેધ એ જ નિશ્ચયનય છે. —પ્રયોજક (મળેલું)

**હવે કાળ વિષે વિચાર રજૂ કરે છે:**

कालश्चेत्येके ।३८।

सोऽनन्तसमयः ।३९।

(३८) (कालः+च+इति+एके)

(३९) (सः+अनन्त+समयः)

**શબ્દાર્થ**

| | |
|---|---|
| कालः—કાલ | इति—એ પણ |
| एके—એક | सः—તે જ |
| अनन्त—અનંત | समयः—સમયવાળો |

**સૂત્રાર્થ:** (૩૮) કોઇ આચાર્ય કહે છે કે કાળ પણ દ્રવ્ય છે. અને (૩૯) તે અનંત સમયવાળો છે.

**વિશેષાર્થ-સમજૂતી**

પ્રશ્ન: આ સૂત્ર ઉપરથી સૂત્રકારનું તાત્પર્ય શું સમજાય છે?

ઉત્તર: આ કથનથી સૂત્રકારનું તાત્પર્ય એમ સમજાય છે કે વસ્તુતઃ કાળ સ્વતંત્ર દ્રવ્યરૂપે સર્વસંમત નથી.

પ્રશ્ન: સૂત્રકાર કાળનું વર્ણન કેવી રીતે કરે છે?

ઉત્તર: કાળ અનંત પર્યાયવાળો છે. વર્તના આદિ પર્યાય તો પહેલાં કહી ચૂકયા છીએ. સમયરૂપ પર્યાય પણ કાળના જ છે. વર્તમાનકાળરૂપ સમયપર્યાય તો ફક્ત એક જ હોય છે, પરંતુ અતીત, અનાગત સમયના પર્યાય અનંત હોય છે, આથી કાળને અનંત સમયવાળો કહ્યો છે.

પ્રશ્ન: કાળને અસ્તિકાય નહિ કહેવાનું કારણ શું?

ઉત્તર: તેમાં ભૂતકાળ ભળતો નથી, અનાગત કાળની અનુત્પત્તિ છે તે માત્ર વર્તમાન સમયની પ્રરૂપણા જ છે. —પ્રયોજક

**હવે ગુણનું સ્વરૂપ વર્ણવે છે:**

**द्रव्याश्रया निर्गुणा गुणाः ।४०।**

(द्रव्य+आश्रयाः+निर्गुणाः+गुणाः)

**શબ્દાર્થ**

| | |
|---|---|
| द्रव्य—દ્રવ્ય | आश्रयाः—આશ્રયવાળા |
| निर्गुणाः—ગુણરહિત | गुणाः—ગુણો |

**સૂત્રાર્થ:** જે દ્રવ્યમાં હમેશાં રહે છે, અને ગુણરહિત છે તે ગુણ છે.

## વિશેષાર્થ-સમજૂતી

પ્રશ્ન: ગુણ અને પર્યાય વચ્ચે શો તફાવત છે?

ઉત્તર: જો કે પર્યાય પણ દ્રવ્યને જ આશ્રિત છે અને નિર્ગુણ છે, તથાપિ તે ઉત્પાદ-વિનાશવાળા હોવાથી દ્રવ્યમાં સદા રહેતા નથી પરંતુ ગુણ તો નિત્ય હોવાથી સદાયે દ્રવ્યને આશ્રિત છે. ગુણ અને પર્યાય વચ્ચે તફાવત આ જ છે.

પ્રશ્ન: ગુણ શું છે?

ઉત્તર: દ્રવ્યમાં સદા વર્તમાન શક્તિઓ કે જે પર્યાયની જનક રૂપે માનવામાં આવે છે તેમનું નામ જ ગુણ છે.

પ્રશ્ન: ગુણને નિર્ગુણ માનવાનું શું કારણ?

ઉત્તર: દ્રવ્યનિષ્ટ શક્તિરૂપ ગુણને નિર્ગુણ માનવાનું કારણ કે આ ગુણોમાં વળી બીજા ગુણો માનવાથી અનવસ્થાનો દોષ આવે છે માટે દ્રવ્યનિષ્ટ શક્તિરૂપ ગુણને નિર્ગુણ માન્યા છે.

પ્રશ્ન: આત્માના કયા કયા ગુણો છે?

ઉત્તર: આત્માના ગુણ ચેતના, સમ્યક્ત્વ, ચારિત્ર, આનંદ, વીર્ય આદિ છે.

પ્રશ્ન: પુદ્ગલના કયા કયા ગુણો છે?

ઉત્તર: પુદ્ગલના ગુણ રૂપ, રસ, ગંધ અને સ્પર્શ આદિ છે.

**હવે પરિણામનું સ્વરૂપ વર્ણવે છે:**

**तद्भावः परिणामः ।४१।**

(तत्+भावः+परिणामः)

### શબ્દાર્થ

तत्—તે ભાવ:—થવું તે

परिणामः—પરિણામ

**સૂત્રાર્થ:** 'તે થવું' અર્થાત્ સ્વરૂપમાં સ્થિત રહી ઉત્પન્ન તથા નષ્ટ થવું તેનું નામ પરિણામ.

### વિશેષાર્થ-સમજૂતી

પ્રશ્ન: બૌદ્ધ લોકો વસ્તુમાત્રને કેવી માને છે?

ઉત્તર: બૌદ્ધ લોકો વસ્તુમાત્રને ક્ષણસ્થાયી-નિરન્વય વિનાશી માને છે. આથી એમના મત પ્રમાણે પરિણામનો અર્થ ઉત્પન્ન થઇ સર્વથા નષ્ટ થઇ જવું; અર્થાત્ નાશની પછી કોઇ પણ તત્ત્વનું કાયમ ન રહેવું એવો થાય છે.

પ્રશ્ન : નૈયાયિક આદિ ભેદવાદી દર્શનના મતે પરિણામનો શો અર્થ થાય છે?

ઉત્તર : નૈયાયિક આદિ ભેદવાદી દર્શન કે જે ગુણ અને દ્રવ્યનો એકાંત ભેદ માને છે એમના મત પ્રમાણે સર્વથા અવિકૃત દ્રવ્યમાં ગુણોનું ઉત્પન્ન થવું તથા નષ્ટ થવું એવો પરિણામનો અર્થ ફલિત થાય છે.

પ્રશ્ન : આ બંને દર્શનોની માન્યતાના સંબંધમાં જૈન દર્શન શું કહે છે?

ઉત્તર : જૈન દર્શન કહે છે કે કોઇ દ્રવ્ય અથવા કોઇ ગુણ એવા નથી કે જે સર્વથા અવિકૃત રહી શકે. વિકૃત અર્થાત્ અન્ય અવસ્થાઓને પ્રાપ્ત કરવા છતાં પણ કોઈ દ્રવ્ય અથવા કોઈ ગુણ પોતાની મૂળ જાતિનો–સ્વભાવનો ત્યાગ કરતાં નથી. સારાંશ એ છે કે દ્રવ્ય હોય અથવા ગુણ દરેક પોતપોતાની જાતિનો ત્યાગ કર્યા વિના જ પ્રતિ સમય નિમિત્ત પ્રમાણે ભિન્નભિન્ન અવસ્થાઓને પ્રાપ્ત કર્યા કરે છે. આ જ દ્રવ્યોનો તથા ગુણોનો પરિણામ કહેવાય છે.

પ્રશ્ન : આત્મત્વ કાયમ શેમાં રહે છે તે સમજાવો.

ઉત્તર : આત્મા મનુષ્ય રૂપે હોય અથવા પશુપક્ષી રૂપે હોય, પરંતુ તે ભિન્ન અવસ્થાઓને પ્રાપ્ત થતો હોવા છતાં પણ તેમનામાં આત્મત્વ કાયમ રહે છે.

પ્રશ્ન : ચેતના શેમાં કાયમ રહે છે તે સમજાવો.

ઉત્તર : જ્ઞાનરૂપ સાકાર ઉપયોગ હોય, અથવા દર્શનરૂપ નિરાકાર ઉપયોગ હોય, ઘટવિષયક જ્ઞાન હોય, અથવા પટવિષયક જ્ઞાન હોય, પરંતુ તે બધા ઉપયોગ-પર્યાયોમાં ચેતના તો કાયમ રહે છે.

પ્રશ્ન : પુદ્ગલ પોતાનું પુદ્ગલત્વ શેમાં છોડતું નથી?

ઉત્તર : દ્વ્યણુક અવસ્થા હોય, અથવા ત્ર્યણુક આદિ અવસ્થા

હોય, પરંતુ એ અનેક અવસ્થાઓમાં પણ પુદ્‌ગલ પોતાનું પુદ્‌ગલત્વ છોડતું નથી.

પ્રશ્ન : રૂપત્વ-સ્વભાવ શેમાં કાયમ રહે છે?

ઉત્તર : ધોળાશ છોડી કાળાશ ધારણ કરે, કાળાશ છોડી ધોળાશ ધારણ કરે તો પણ તે બધા વિવિધ પર્યાયોમાં રૂપત્વ-સ્વભાવ કાયમ રહે છે. એ રીતે દરેક દ્રવ્ય અને એના દરેકના ગુણના વિષયમાં ઘટાવી લેવું.

**હવે પરિણામના ભેદ તથા આશ્રય વિભાગ કહે છે :**

अनादिरादिमांश्च ।४२।

रूपिष्वादिमान् ।४३।

योगोपयोगौ जीवेषु ।४४।

(४२) (अनादिः+आदिमान्+स+च)

(४३) (रूपिषु+आदिमान्)

(४४) (योग+उपयोगौ+जीवेषु)

### શબ્દાર્થ

| | |
|---|---|
| अनादिः—અનાદિ | आदिमान्—આદિ |
| रूपिषु—રૂપિમાં | योग—યોગ |
| उपयोगौ—ઉપયોગ | जीवेषु—જીવોને વિષે |

**સૂત્રાર્થ:** (૪૨) તે અનાદિ અને આદિમાન બે પ્રકારના છે.

(૪૩) રૂપી અર્થાત્ પુદ્‌ગલ દ્રવ્યમાં આદિમાન છે.

(૪૪) જીવોમાં યોગ અને ઉપયોગ આદિમાન છે.

### વિશેષાર્થ-સમજૂતી

પ્રશ્ન : અનાદિ કોને કહે?

ઉત્તર : જેના કાળની પૂર્વ કોટિ જાણી ન શકાય તે અનાદિ.

પ્રશ્ન : આદિ કોને કહે?

ઉત્તર : જેના કાળની પૂર્વ કોટિ જાણી શકાય તે આદિમાન કહેવાય.

પ્રશ્ન : આ બે પ્રકારના પરિણામ શેમાં હોય છે?

ઉત્તર : દ્વિવિધ પરિણામના આશ્રયનો વિચાર કરતી વખતે એ સિદ્ધાંત સ્થિર થાય છે કે દ્રવ્ય ગમે તો રૂપી હોય, અથવા અરૂપી હોય, દરેકમાં અનાદિ અને આદિમાન એવા બે પ્રકારના પરિણામ હોય છે.

પ્રશ્ન : વળી અનાદિ અને આદિમાન પરિણામ કેવી રીતે ઘટાવી શકાય?

ઉત્તર : પ્રવાહની અપેક્ષાએ અનાદિ અને વ્યક્તિની અપેક્ષાએ આદિમાન પરિણામ બધામાં સમાનરૂપે ઘટાવી શકાય છે.

પ્રશ્ન : અન્ય સંપ્રદાય તેને કેવી રીતે માને છે?

ઉત્તર : તે દ્રવ્ય-સામાન્યની અપેક્ષાએ અનાદિ અને પર્યાય-વિશેષની અપેક્ષાએ આદિમાન માને છે.

**પાંચમો અધ્યાય સમાપ્ત**